## પ્રસ્તાવના

ઇતિહાસના પાઠ્યપુસ્તકનો આશય એ વિષય પરત્વે વિદ્યાર્થીમાં રસ ઉત્પન્ન કરવાનો અને જિજ્ઞાસાવૃત્તિ કેળવી એ રસ અને વૃત્તિ હંમેશને માટે ટકી રહે એ છે. ઇતિહાસ એ ભૂતકાળની આરસી છે. વર્તમાનકાળમાં વિહરતો માનવી ભૂતકાળની ક્ષતિઓ અને અપૂર્ણતાઓ સુધારી વર્તમાનને અનુકૂળ અને આદર્શ બનાવે એ ઉચ્ચ ભાવના પણ ઇતિહાસના શિક્ષણમાં ઇચ્છનીય છે. સાધારણ રીતે વિદ્યાર્થી વર્ગ ઇતિહાસને શુષ્ક માને છે. અને ફક્ત પરીક્ષાઓ પસાર કરવા પુરતો જ આ વિષયનો અભ્યાસ કરે છે. આ નિરસતાનું કારણ ઉપર જણાવેલા આશયોથી લખાયેલાં પાઠ્યપુસ્તકોના અભાવ સિવાય બીજું શું હોઈ શકે ? મુંબઈની વિદ્યાપીઠે ઇતિહાસના અભ્યાસ-ક્રમમાં હિંદના ઇતિહાસના ચાર યુગો પૈકી ગમે તે એકની પસંદગી કરી તેનો વિગતવાર અભ્યાસ કરવાનું નિયત કર્યું છે. આ દૃષ્ટિબિંદુઓ લક્ષમાં રાખી ' ભારતનો ઇતિહાસ ' ત્રણ વિભાગોમાં લખવાનો નમ્ર પ્રયાસ અમે કર્યો છે.

આ પુસ્તક લખવામાં છેલ્લામાં છેલ્લા ઐતિહાસિક સંશોધનોને અમે અમારા લક્ષ બહાર રાખ્યાં નથી. ઐતિહાસિક ઘટનાઓનુ વસ્તુનિરૂપણ વિદ્યાર્થીઓને રુચે એવી શૈલીમાં કરવાનો અમે પ્રયત્ન કર્યો છે. આશા છે કે વિદ્યાર્થીવર્ગ તેમજ શિક્ષકવર્ગ આ પુસ્તકને સ્વીકારી લેશે. પુસ્તક અંગે કોઈ પણ જાતનું સૂચન શિક્ષક બંધુઓ તરફથી સાભાર સ્વીકારવામાં આવશે.

આ પુસ્તક વાંચી જઈ તેનુ આમુખ લખી આપવા બદલ ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રખર વિદ્વાન પ્રોફેસર પી. એ. વાડિયાના અને કેટલાક વિવાદાસ્પદ ઐતિહાસિક ઘટનાઓની નિષ્પક્ષ રજૂઆત કરવામાં યોગ્ય માર્ગદર્શન માટે પ્રોફેસર રામમૂર્તિ પ્રતાપગીરીના અમે અત્યંત ઋણી છીએ. તે ઉપરાંત અમારા મિત્ર શ્રીયુત ઇન્દ્રજિત મોગલની મદદ વિના પુસ્તક જે સ્વરૂપમાં પ્રગટ થઈ શક્યું છે તે અમારે માટે અશક્ય જ બનત. અમે એમનો આભાર માનીએ છીએ.

---

જયંતીલાલ ચીનાઈ

# અનુક્રમણિકા

| પ્રકરણ | | પાનું |
|---|---|---|
| ૧ | ભારતમાં પરદેશી અમલ | ૧ |
| ૨ | ઈસ્લામનો ઉદય | ૫ |
| ૩ | હિંદ પર પહેલું મુસલમાની આક્રમણ | ૧૦ |
| ૪ | મહમૂદ ગઝની | ૧૫ |
| ૫ | મહમદ ઘોરી | ૨૩ |
| ૬ | ગુલામવંશ–કુત્બુદ્દીન | ૨૮ |
| ૭ | અલ્તમશ | ૩૧ |
| ૮ | સુલતાના રઝિયા | ૩૪ |
| ૯ | નાસિરુદ્દીન–ફકીર રાજા | ૩૬ |
| ૧૦ | બલબન | ૩૭ |
| ૧૧ | ગુલામ રાજાઓની સિદ્ધિઓ | ૪૪ |
| ૧૨ | જલાલુદ્દીન ખીલજી | ૪૬ |
| ૧૩ | અલાઉદ્દીન ખીલજી | ૪૮ |
| ૧૪ | તઘલખવંશ–ગ્યાસુદ્દીન તઘલખ | ૬૦ |
| ૧૫ | ફિરોઝ તઘલખ | ૬૭ |
| ૧૬ | દિલ્હી–સલ્તનતની પડતી અને નાશ | ૭૦ |
| ૧૭ | સૈયદ અને લોદી વંશ | ૭૫ |
| ૧૮ | દક્ષિણના બે મહાન રાજ્યો | ૭૭ |
| ૧૯ | ઉત્તર હિંદનાં નાનાં મુસલમાન રાજ્યો | ૮૧ |
| ૨૦ | દિલ્હીના સુલતાનોના અમલનો અંત | ૮૪ |
| ૨૧ | મોગલયુગ–નવા યુગના મંડાણ | ૮૮ |
| ૨૨ | બાબર | ૯૦ |
| ૨૩ | હુમાયુન | ૧૦૦ |
| ૨૪ | શેરશાહ | ૧૦૫ |
| ૨૫ | અકબર | ૧૧૨ |
| ૨૬ | જહાંગીર | ૧૪૧ |
| ૨૭ | શાહજહાન | ૧૫૫ |
| ૨૮ | ઔરંગઝેબ | ૧૬૯ |
| ૨૯ | મોગલ સામ્રાજ્યની આથમતી કળા | ૧૮૭ |
| ૩૦ | મોગલ યુગની સમાલોચના | ૧૯૬ |




: પ્રકાશક :
કે વોરા, વોરા એન્ડ કંપની,
કાલબાદેવી રોડ, મુંબઈ ૨

: મુદ્રક :
આર આર. બખલે, મુંબઈ વૈભવ પ્રેસ,
સેન્ડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ ૪.

# ભારતનો ઇતિહાસ

## — ભાગ બીજો —



### પ્રકરણ પહેલું

### ભારતમાં પરદેશી અમલ

ઘણા જૂના સમયમાં ભારતદેશ પર જાતજાતના પરદેશીઓએ સવારી કરી. હિંદુ સમય દરમિયાન ગ્રીકો, ઈરાનીઓ, બૅક્ટ્રિયનો, પાર્થિયનો, શક, કુશાન અને હૂણ પ્રજાઓ વાયવ્ય અને ઈશાન સરહદને માર્ગેથી આપણા દેશમાં આવી વસી તે આપણે શીખી ગયા. આ દરેક પ્રજા આપણા દેશમાં પોતાની સંસ્કૃતિ લેતી આવી. સામાન્ય નિયમ પ્રમાણે આપણા દેશની અને નવી પરદેશી સંસ્કૃતિ વચ્ચે સ્વાભાવિક અથડામણ થઈ. છેવટે આ ઘર્ષણમાંથી બે સંસ્કૃતિ વચ્ચે સુમેળ જામ્યો. આમ ભારતવર્ષે વિવિધ પ્રકારની સંસ્કૃતિઓની પરંપરા, તેમની વચ્ચેની અથડામણ અને પરિણામે ઘણા ઉચ્ચ પ્રકારની આદર્શ સંસ્કૃતિનો સુમેળ મેળવ્યો. આ પરદેશીઓ ભારતના સામાજિક તેમજ રાજકિય બંધારણમાં ભારતવાસીઓના જેવા જ અગત્યના અંગો બની ગયા. તેમણે આપણા દેશના આચારવિચાર, ધાર્મિક માન્યતાઓ તેમજ ભાષા સ્વીકારી લીધાં. પરદેશી મટી તેઓ ભારતમાતાનાં સંતાનો બન્યા.

મધ્યકાલીન યુગમાં ભારતવર્ષે બે મોટાં પરદેશી આક્રમણો અનુભવ્યાં: આ બે મોટી સવારી લાવનારા લોકો મુસલમાનો હતા. તેઓ અનુક્રમે અફઘાનો અને ઇતિહાસમાં મોગલોના ખોટા નામે ઓળખાતા તુર્ક લોકો હતા. અફઘાનોએ ઉત્તર હિંદમાં પોતાની સત્તાને બળવાન બનાવી અને જંગલી મોગલોના હુમલાઓની સામે દેશનું રક્ષણ કરવા દેશની સરહદ પર મજબૂત કિલ્લેબંદી કરી. અફઘાનો પોતાની ઇસ્લામી સંસ્કૃતિમાં જ રચ્યાપચ્યા રહ્યા. ભારતની સંસ્કૃતિ ન તો તેમણે સ્વીકારી કે ન તો તેની ખૂબી સમજવા કોઈ જાતનો પ્રયત્ન કર્યો; તેઓ તો કુરાનના કાયદા પ્રમાણે પોતાનો રાજ્યકારભાર ચલાવતા.

ભારતવાસીઓને આવા પરદેશી વહીવટમાં શી રીતે રસ પડે ? તેમનો તો આ રાજ્યવહીવટમાં કોઈ પણ જાતનો હીસ્સો પણ ન હતો. આ નવું પરદેશી રાજ્યતંત્ર પરદેશી રાજ્યકર્તાઓની કુલ માલિકી જેવું હતું. એટલું જ નહિ, પણ આ પરદેશી રાજ્યવહીવટ હિંદુ રાજ્યનીતિના નિયમોથી તદ્દન જુદો જ પડી જતો. હિંદુઓ રાજાને ઇશ્વરી અંશ તરીકે લેખતા એ માન્યતા હવે ભુંસાવા લાગી અને એને બદલે નવા રાજ્યકર્તાઓએ રાજાની સંસ્થા મનુષ્ય પ્રેરિત સમાધાન છે એમ ઠસાવ્યું. નવા રાજાઓ મોટે ભાગે સાહસ ખેડનારા, કોઈ પણ જાતના સિદ્ધાંત વગરના અથવા તો કોઈ એક ટોળીના બળવાન આગેવાન હતા. આ રાજાઓમાંના કેટલાક તો રાજા થતાં પહેલાં ગુલામ હતા. પરંતુ તેઓ આપબળથી અને પોતાના શેઠની મહેરબાનીથી રાજ્યપદ પામ્યા હતા. આવા રાજાઓ માટે પ્રજાને માન ક્યાંથી ઊપજે? એમના અમલ દરમિયાન રાજ્યપદની પવિત્રતા નષ્ટ પામી. અઘ્ધાનો પૂરતી સંખ્યામાં હોવાથી તેઓ આ દેશમાં પોતાનાં સ્થાયી સંસ્થાનો અને રાજ્યો સ્થાપવામ સફળ ન થયા. બીજું આ રાજાઓમાં પોતાનો ધર્મ ફેલાવવાની ધગશ હતી. પૂરતા પ્રમાણમાં તેઓ હિંદના લોકોને મુસલમાન ન બનાવી શક્યા તેમનો રાજ્યઅમલ રાજા અને પ્રજા વચ્ચેના મીઠા સંબંધને અભાવે મા લશ્કરી બળ પર ટકી શક્યો.

આ કાળ દરમિયાન આ પરદેશીઓની સત્તા પરદેશી જ રહી. આમ થવાનું કારણ એ જ હતું કે આ પરદેશીઓ હિંદુ સમયના પરદેશીઓની જેમ ભારતના સમાજમાં ભળી ન શક્યા. આમ છતાં આપણે એ ન ભૂલવું જોઈએ કે આ મુસલમાન રાજાઓ ધર્મઝનૂની અથવા તો હિંદુઓને જોરજુલમથી મુસલમાન બનાવનારા પાદરી ન હતા. તેઓ તો દેશની સમૃદ્ધિ અને લીલા ખેતરોથી આકર્ષાઈ અહીં આવ્યા હતા.

મધ્યયુગના પહેલા ભાગમાં જે મુસલમાન સ્વારીઓ હિંદ પર આવી, ત્યારપછી લગભગ પાંચ સૈકા બાદ હિંદ પર વાયવ્ય સરહદને માર્ગે એક બીજી મુસલમાન સવારી આ દેશ પર આવી આ સવારી લાવનાર મુસલમાનો પહેલાંની મુસલમાન સવારી લાવનાર પ્રજા કરતાં તદ્દન જુદા જ હતા. તેઓ જાતે તુર્ક હતા. તેમનામાં પોતાની ભાન પાડે એવી સંસ્કૃતિ હતી. આ નવી

પ્રજામાં ઈરાનીઓના સંસ્કાર અને શિષ્ટાચાર સાથે તુર્કોની કાર્યશક્તિ અને હિંમત પણ હતાં આ લોકોને હિંદના ઇતિહાસમાં 'મોગલોના' નામથી ખોટી રીતે ઓળખાવવામાં આવ્યા છે તેઓ ભાવનાશીલ અને રાજ્યવહીવટના પૂરા માહિતગાર હતા. એમના રાજકીય સિદ્ધાંતો વર્ષોથી ચાલી આવેલી હિંદુ રાજ્યનીતિને મળતા હતા આ જાતિનો પહેલો આગેવાન બાબર હતો હિંદ પરની એની સવારી પહેલાંની મુસલમાની સવારી કરતાં જુદી જ હતી હિંદનો અખૂટ ખજાનો લૂંટવામાં જ એણે સંતોષ ન માન્યો એને તો હિંદમાં કાયમનુ તુર્કી રાજ્ય સ્થાપવું હતુ બાબરે અને તેના વ્યક્તિત્વે હિંદમાંની પ્રચલિત અવ્યવસ્થિત રાજકીય સંસ્થાને નવો ઓપ આપ્યો હિંદની રાજકીય સંસ્થાઓની નૂતન પાયા પર પુનર્રચના કરવાની બાબરની ઉમેદ એના અકાળ અવસાનથી બર ન આવી, પણ હિંદને સારે નસીબે બાબરના પૌત્ર અકબરે તે ઉમેદ પાર પાડી, અને એમ કરીને તેણે ભારત દેશની પ્રાચીન આર્યરાજ્યનીતિને ફરી સજીવન કરી આમ આર્યાવર્તે શહેનશાહ અકબરના રાજ્યઅમલ દરમિયાન સૈકાઓ બાદ ચક્રવર્તી રાજાની ઝાંખી કરી મુસલમાન રાજ્ય રાષ્ટ્રીય રાજ્ય બન્યુ એટલુ જ નહિ, પણ તે રાજા અને પ્રજા વચ્ચેના મીઠા અને ગાઢ સમબંધનુ સાચુ પ્રતીક બન્યુ રાજ્યની હયાતી પ્રજાને માટે છે. એ ભાવના સર્વવ્યાપક બની એટલુ જ નહિ, પણ હિંદુ અને મુસલમાન વચ્ચેનુ ઐક્ય આ અમલ દરમિયાન સિદ્ધ થયુ આ ઐક્ય ફક્ત દેશના લોકજીવનમાં જ નહિ, પણ સાહિત્ય, ચિત્રકળા, શિલ્પકળા અને સ્થાપત્યમા પણ સ્પષ્ટ જણાવવા લાગ્યુ આર્ય અને ઇસ્લામની ઉચ્ચ સંસ્કૃતિના સુંદર સુમેળનુ મૂર્તિમંત પ્રતીક તે આગ્રાનો જગમશહૂર તાજમહાલ છે એની કોણ ના પાડી શકે એમ છે?

આ પ્રજાની ઝડપી પ્રગતિ અને આબાદીમાં વખત જતા નબળાઇ અને જાતીય વિનાશનાં ચિહ્નો જણાવા લાગ્યા. બાબરના સમયની કડક અને લશ્કરી શિસ્તને સ્થાને મોજશોખ, સુરાલો સદાચાર અને દબદબો ઘર કરી બેઠાં. પરિણામે તુર્ક રાજ્યકર્તાઓની અસલ શક્તિ ક્ષીણ થવા માંડી. જહાંગીરના સ્વચ્છંદી અને વિલાસી જીવને, તેમજ શાહજહાનના વૈભવી જીવને ઇસ્લામને લોકદષ્ટિએ નીચો પાડ્યો પવિત્ર કુરાનના સિદ્ધાંતોની

અલગ થયા ફરી મુસલમાનો હવે જડવાદી બનવા લાગ્યા જો આ સડો ચાલુ રહે તો પછી ગમે તેટલી ઉચ્ચ સંસ્કૃતિ અને ખ્યાતિ છતા પણ તુર્કી રાજ્ય છિન્નભિન્ન જ થઈ જાય ને!

આવા વિનાશમાંથી રાષ્ટ્રને કોણ ઉગારી શકે? આ કામ તો ફક્ત ધર્મની ઉચ્ચ ભાવનાથી રંગાયેલો રાજા જ કરી શકે અને આવો રાજા પણ આ રાજ્યને સાંપડ્યો એ હતો ઔરંગઝેબ અડગ અને અથાગ પ્રયત્નો કરવા છતા આ કાર્યમા મહાપુરુષોને ઘણી વાર પોતાના કાર્યમા સાંપડે છે એવી નિષ્ફળતા એને મળી આ નિષ્ફળતા માટે એ જવાબદાર ન હતો માત્ર સમય અને સંજોગો એની વિરુદ્ધ ગયા

તુર્કી રાજકર્તાઓએ હાથ ધરેલો હિંદના રાષ્ટ્રીય એકીકરણનો કોયડો તેમની સત્તા આથમતા અણઉકેલ્યો જ રહ્યો પરંતુ આ દિશામા તેમણે કરેલા પ્રયત્નો ને મેળવેલી સિદ્ધિ નકામી ન ગઈ, કારણ કે અકબર અને શાહજહાન જેવા મહાન રાજાઓએ પોતાની દીર્ઘદૃષ્ટિ અને કલ્પનાશક્તિથી જાતજાતની ભાષા, ધર્મ, અને જાતવાળા ભારત દેશમા રાષ્ટ્રીય ઐક્ય સ્થાપવાના મુશ્કેલીભર્યા પ્રશ્નોનો યોગ્ય રાહ બતાવ્યો

આ પુસ્તકમા જે યુગનો આપણે અભ્યાસ કરવાનો છે તે યુગ ઉપર જણાવ્યા પ્રમાણે મહાન રાજવીઓની યશકથાઓથી ભરપૂર છે તેમના જીવનમાથી તેમ જ તેમની રાજ્યનીતિમાથી વિદ્યાર્થીઓને ઘણુ શીખવાનુ મળશે તેમના સમયની દેશની સામાજિક, ધાર્મિક, રાજકીય અને આર્થિક સ્થિતિનો ખ્યાલ આપવાનો પ્રયત્ન હવે પછીના પ્રકરણોમા કરીશુ

— સ્વાધ્યાય —

૧ ભારત પર કયી કયી પરદેશી પ્રજાએ સવારીઓ કરી? એથી ભારતની સંસ્કૃતિ પર શી અસર થઈ?

૨ મધ્યકાલીન યુગના પરદેશી આક્રમણોનો ટૂંકો હેવાલ આપો

૩ ભારતમા હિંદુ-મુસ્લિમ ઐક્યની પિછાન કોણે કરી? રાષ્ટ્રીય એકીકરણ માટે ઉદ્ભવેલો એ પ્રશ્ન અણઉકેલ્યો જ રહ્યો એનુ શુ કારણ?

★

## ઇસ્લામનો ઉદય

ઇસ્લામ જગતના જુદા જુદા ધર્મોમાં એક મહાન ધર્મ મનાય છે. લગભગ ૨૦ ટકા જેટલી દુનિયાની વસ્તી એ ધર્મને માને છે. હાકેમ અને એક ગરીબ મજૂર વચ્ચે એકીકરણ સાધી ઇસ્લામે જગતને બંધુત્વનો બોધપાઠ આપ્યો છે આમ ઇસ્લામને મનુષ્યજાતીનો એક મહાન વારસો કહીએ તો ખોટું નથી આપણા દેશનાં કરોડો માનવીઓ ઇસ્લામમાથી બળ અને આશ્વાસન મેળવે છે. આવા મહાન ધર્મના સ્થાપક મહમદ પયગબર અને તેમણે સ્થાપેલા ઇસ્લામ વિષે હવે કંઈક જાણીએ.

### હજરત મહમદ પયગંબર

આ મહાન ધર્મોપદેશકનો જન્મ મકકા શહેરમાં થયો હતો. એમના દાદા અબ્દુલ-મુત્તલેબ મક્કાના કોરેશ કોમના બહુ આગળ પડતા ગૃહસ્થ હતા તેમના દાદા આરબોના મુખ્ય મંદિર કઅબાના રક્ષક હતા. તેમના પિતા અબદુલ્લાહ કુટુંબમા લાડકા હતા એમની માતા અમીના પણ ઘણા ઉચ્ચ કુળનાં અને પ્રેમાળ સ્વભાવનાં હતાં. કમનસીબે લગ્ન પછી બીજે વર્ષે એમના પિતા અબદુલ્લાહ મરણ પામ્યા આ સમયે અમીના સગર્ભા હતા. ઈ. સ. ૫૭૦ માં અમીનાએ મહમદને જન્મ આપ્યો. આમ મહમદ પિતાનું સુખ જોવા પામ્યા નહિ, પણ એમની કમનસીબી આટલેથી જ ન અટકી. તે ૭ વર્ષના થયા એટલે માતા અમીના પણ મરણ પામ્યાં. હવે મહમદ અનાથ બન્યા. દાદા મુત્લેબે મહમદને બહુ જ સભાળથી અને હેતથી ઉછેરવા માંડ્યા; પણ તે ઘણા વૃદ્ધ હતા. મહમદના આઠમા વર્ષે તે પણ મરણ પામ્યા. મરતી વખતે મહમદની સુપરત એમના બીજા પુત્ર અબુતાલેબને કરી. એ પ્રસગે મુત્લેબે અબુતાલેબને કહ્યુ : "બેટા, કઅબાના મદિરમાં મહમદને રમાડતાં રમાડતાં મને ઘણીવાર થઈ આવતુ કે આ મહમદ આપણી આખી કોમને ઉજાળશે. ભાઈ, જો જે હો, તું આપણા કુળની આ દોલતનું રક્ષણ કરજે."

કાકા અબુતાલેબનું કુટુંબ બહોળું હતું અને આવક પ્રમાણમાં થોડી

હતી. એટલે મહમદને પોતાનો અભ્યાસ જતો કરીને કાકાને મદદરૂપ થવાની ફરજ પડી. કાકાનાં ઢોર ચરાવવાં ટેકરીઓમાં, ખીણમાં અને ખુલ્લાં મેદાનોમાં ફરવાની મહમદને ખૂબ મઝા પડતી. ઢોરો ચરતાં હોય ત્યારે શાંત ખુલ્લા વાતાવરણમાં તેઓ કેટલીકવાર ઊંડા વિચારમાં ઊતરી જતા. બાર વર્ષની ઉંમરે પોતાના કાકા સાથે વેપાર અર્થે દેશાવર જવાની તક મળી. દિવસે દિવસે તેઓ વેપારમાં પાવરધા થતા ગયા. આ સમયના આરબ આડતિયાઓ વેપારમાં અનીતિ ચલાવતા, અને એમ કરી શેઠને નુકસાન પહોંચાડતા. મહમદે પોતાની પ્રમાણિકતા અને પાક દાનતથી આ વેપારી કાફલાઓમાં એવી સચોટ છાપ બેસાડી કે લોકોએ તેમને 'અલ અમીન'નો ઇલકાબ આપ્યો. એમના પ્રમાણિકપણાથી ખેંચાઈ મક્કાની એક શ્રીમંત બાઈ ખદીજાએ તેમને પોતાના આડતિયા નીમ્યા. એમની કામગીરીથી ખદીજાને ઘણો ફાયદો થયો. આમ ખદીજાને ફાયદો થતાં ખદીજા તરફથી મહમદની પણ કદર થતી ગઈ. વખત જતાં બંને વચ્ચે સંબંધ વધતો ગયો અને આખરે ખદીજાએ મહમદ જોડે લગ્ન કર્યું. આ સમયે મહમદની ઉંમર ૨૫ વર્ષની અને બીબી ખદીજાની ઉંમર ૪૦ વર્ષની હતી.

આ લગ્નથી મહમદ કમાવાની ચિંતામાંથી મુક્ત થયા. હવે તેમનું મન પ્રભુના ચિંતન તરફ વળ્યું. પ્રથમ તેઓ પોતાના જાતભાઈઓ તેમજ દેશબંધુઓના રીતરિવાજો પર અને ધર્મની માન્યતા પર ખૂબ વિચાર કરવા લાગ્યા. આ સમયે આરબો કાબાના મંદિરમાં સ્થાપેલી ૩૬૦ મૂર્તિઓની પૂજા કરતા, માનતાઓ માનતા અને ભોગ ધરાવતા. આરબ પ્રજાનું જીવન બહુ જ અધમ બની ગયું હતું તેઓ દારૂ પીતા, જુગાર રમતા, અનેક સ્ત્રીઓ કરતા, પોતાના જાતભાઈઓના ખૂન કરતા અને ધોળે દિવસે લૂંટફાટ પણ કરતા. પોતાના દેશના લોકોની આવી હાલત જોઈ મહમદનું દિલ કંપી ઊઠ્યું. એમને એક શંકા ઊભી થઈ: શું કાબાના પથ્થરના દેવો સાચા દેવ છે?" જે દેવોની સભાળ બીજાઓને રાખવી પડે તે પાષાણના દેવો સમર્થ સરજનહાર શી રીતે હોઈ શકે?" પોતાની આ શંકાનું સમાધાન એમણે હરરાના પહાડની ગુફામાં એકાંતમાં બેસી ઈશ્વરની એકધ્યાન બંદગી કરીને મેળવ્યું. રમજાન માસની એક અંધારી રાત્રીએ એ ગુફામાં મહમદ સાહેબને

દિવ્ય જ્ઞાનનો આભાસ થયો મહમદે આંખ ઉઘાડી જોયું તો સામે એક દૈવી ફિરસ્તો એમને કંઈક કહેતો હોય એમ જણાયું તેણે મહમદને ખુદાને નામે જગતમાં ઉપદેશ કરવાનો આદેશ આપ્યો (૧) તેણે સર્વ ચીજ પેદા કરી છે (૨) તેણે માણસને ઠરેલ લોહીમાથી પેદા કરેલ છે (૩) વાચ અને તારો પરવરદેગાર ઘણો જ મહાન છે (૪) તેણે કલમથી લખતા શીખવ્યું (૫) તેણે માણસને તે શીખવ્યું કે જે તે જાણતો ન હતો કુરાને શરીફની આ પાચ આયાતોએ મહમદમાં દિવ્ય જ્ઞાન પ્રગટાવ્યું ત્યારપછી ફિરસ્તાએ કહ્યું "મહમદ, તુ ખુદાનો સાચો પયગમ્બર છે, અને હું તેનો ફિરસ્તો જેબ્રાઈલ છુ"

પહેલા ત્રણ વર્ષ મહમદે લોકોને નવા ધર્મનો ઉપદેશ ખાનગી રીતે કર્યો ઇસ્લામનો સૌથી પહેલા સ્વીકાર તેમની બીબી ખદીજાએ કર્યો ત્રણ વર્ષ પૂરા થવા બાદ ઇસ્લામનો ખુલ્લી રીતે ઉપદેશ કરવાની ખુદાએ જ એને આજ્ઞા કરી

મહમદને માટે હવે કસોટીના ખરા દિવસો આવતા હતા ઝનૂની આરબો અને અજ્ઞાની કોરેશ લોકો ખુદ એમના કાકા અને બીજા સગાંઓ એમના પર તડૂકી ઊઠ્યાં, એમના પર ગાળોનો વરસાદ વરસાવ્યો કોઈએ એમનો પેગામ ઝીલ્યો નહિ જીવને જોખમે પણ તેમણે ખુલ્લી રીતે ઇસ્લામનો ઉપદેશ કરવાનું ચાલુ રાખ્યું હવે તેમના દુશ્મનોની સતામણી ભયંકર થતી ચાલી અબુ જહલ નામના એક તવંગર આરબે તો એમના વધ કરવાનાં કાવતરા પણ રચ્યા, પણ ખુદાના પયગમ્બરનો વાળ કોણ વાકો કરી શકે? ઇસ્લામના ઉપદેશનો નાશ કરવા જનાર અબુ જહલનો ભત્રીજો ઉમર ઇસ્લામનો અનુયાયી બનીને આવ્યો, કોરેશ લોકોએ ઇસ્લામના અનુયાયીઓની ઘણી સતામણી કરવા માડી એથી ઘણા ઇસ્લામી કુટુબો મક્કા છોડી મદીના ઊપડી ગયા આથી મક્કાના કોરેશો ભડક્યા તેમણે મહમદનો ઘાટ ઘડવાનું એક બીજું કાવતરુ રચ્યું પરંતુ દૈવી ફિરસ્તા જેબ્રાઈલે મહમદને વખતસર ચેતવ્યા, ને ખુદાને નામે મક્કા છોડી મદીના ચાલ્યા જવાનો હુકમ કર્યો મહમદ રાતોરાત નાસી છૂટ્યા માર્ગમાં પોતાના વિશ્વાસુ અનુયાયી અબુબકરને લઈને તેઓ મદીના પહોચ્યા માર્ગમાં ઘણી ઘણી મુસીબતો વેઠવી પડી મહમદ સાહેબની મક્કા છોડી

મદીના જવાની ઘટના 'હિજરત' કહેવાય છે. આ સમયથી મુસલમાનોનો હિજરી-સન શરૂ થાય છે, ઈ સ. ૬૨૨. મદીનામાં મહંમદ સાહેબને ભારે આવકાર મળ્યો. હવે એમના અનુયાયીઓ વધવા લાગ્યા. મદીનામાં હજરતે અબુબકરની દીકરી આયેશા સાથે લગ્ન કર્યાં. હવે તેમના હાથમાં મદીનાનો રાજ્યકારભાર પણ આવી પડ્યો. એ દેશમાં ચાલતી અંધાધૂંધી, બખેડા, ખૂનરેજી વગેરે દાબી દઈ લોકોને ખુદાને માર્ગે ચલાવવાની મોટી ફરજ તેમને માથે આવી પડી. આમ મહમદ મદીનાના લોકોના કેવળ ધર્મગુરુ જ નહિ, પણ આખા જીવનના માર્ગદર્શક થઈ પડ્યા. મદીનાના રાજાની પદવી પામ્યા છતાં મહમદ પોતાની સાદાઈ ભૂલ્યા ન હતા. તેઓ ખજૂર અથવા દૂધ ને રોટલો ખાઈ રહેતા, સાદડી પર સૂઈ રહેતા, ઘરનું વાસીદું જાતે વાળતા, તેમજ પોતાનાં કપડાં અને પગરખાં જાતે સમારતા. મદીના મુસલમાનો માટે યાત્રાનું ધામ બન્યું. અહીંથી મહમદે દુનિયાને ઇસ્લામનો પેગામ સંભળાવ્યો " ખુદા એક જ છે; એના સિવાય બીજો કોઈ ખુદા નથી. ખુદા દયાળુ છે. સત્યનું પાલન કરવાથી ખુદા રાજી થાય છે. બંદગી કરવાથી જ મોક્ષ મળે છે. અનીતિ, વ્યભિચાર, દંભ અને વિશ્વાસઘાત માણસને અધર્મી બનાવે છે. મૂર્તિપૂજા એ ઈશ્વરની સાચી પૂજા નથી. કયામતને રોજ ખુદા સર્વનો ઇન્સાફ કરશે."

હિજરીને આઠમે વર્ષે મહમદ એક મોટું લશ્કર લઈ મક્કા તરફ ચાલ્યા. હજરતે કાબાની મૂર્તિઓને ફેંકી દેવાનો હુકમ માથે ચઢાવી પાક મુસલમાનોએ એ નિર્માલ્ય પૂતળાંને તોડી પાડ્યાં. મક્કાવાસીઓનાં ટોળેટોળાં હવે ઇસ્લામમાં ભળ્યાં. હજરતે તેમને તેમનાં અપકૃત્યોની માફી આપી અને ઇસ્લામમાં તેમને સ્વીકારી લીધા.

ઇસ્લામનો ફેલાવો કરવા માટે હજરતે ચારે તરફ ધર્મોપદેશકોને મોકલ્યા. એમની હયાતિ દરમિયાન જ ઇસ્લામ આખા અરબસ્તાનમાં ફેલાયો. એમના મરણ પછી આશરે ૩૦ વર્ષમાં પશ્ચિમ જીબ્રાલ્ટરથી પૂર્વમાં હિંદુકુશ અને મધ્ય એશિયા સુધી ઇસ્લામ ધર્મ ફેલાયો.

ઇસ્લામ સાદો અને સરળ ધર્મ છે. એ ધર્મના સિદ્ધાંતો અટપટા નથી. આવો સાદો અને સરળ ધર્મ એક સાધારણ માણસનું પણ હૃદય હરી લે

એમાં કંઈ નવાઈ નથી. જગતમાં હમેશાં આવા સાદા ધર્મે જ સાધારણ મનુષ્યોને પણ સંતોષ્યા છે. ઇસ્લામે મનુષ્ય મનુષ્ય વચ્ચે કદી યે ભેદ નિહાળ્યો નથી. 'ઇસ્લામ' શબ્દનો અર્થ જ શાંતિ થાય છે.

અરબસ્તાનની ભટકતી પ્રજાએ મહમદ પયગંબરનો પેગામ ઝીલ્યો. તેમણે હોંસે હોંસે ઇસ્લામનો સ્વીકાર કર્યો બીજા ધર્મોની સરખામણીમાં ઇસ્લામ મહાન છે. બીજા ધર્મોની સરખામણીમાં એનું સ્થાન પ્રથમ છે. તેમણે આ સત્ય જોયું ઇસ્લામનો સ્વીકાર કરીને જ તેમણે સંતોષ માન્યો નહિ. તેમને તો જગતભરને આ નવા ધર્મનો સંદેશ સંભળાવવો હતો. ઇસ્લામનો પ્રચાર પાદરી ભાવનાને આભારી હતો એમ કહીએ તો જરા યે ખોટું નથી. વીજળીવેગે મુસલમાન સૈન્યોએ તેમની વિજયી કૂચ આરંભી, અને જોતજોતામાં તેઓ પશ્ચિમે સ્પેનના દૂર દેશ સુધી અને પૂર્વે હિંદુસ્થાનના પ્રવેશદ્વાર સુધી પહોંચી ગયા. ઇસ્લામના સરળ સિદ્ધાંતો આગળ એ વખતની ધર્મની પ્રચલિત માન્યતાઓ પડી ભાંગી. આમ ઇસ્લામની પ્રગતિ સાગરમાં આવતી ભરતીના જેવી હતી.

### — સ્વાધ્યાય —

૧. ઇસ્લામના ઉદય પહેલાંના આરબ પ્રજાના રીતરિવાજો અને ધર્મની માન્યતાઓનો ટૂંકો ખ્યાલ આપો.
૨. ઇસ્લામની સ્થાપના કરવામાં હજરત મહમદને શી શી મુસીબતો નડી? એમણે તેમનો સામનો કેવી રીતે કર્યો?



### પ્રકરણ ત્રીજું

## હિંદ પર પહેલું મુસલમાની આક્રમણ

મહમદ પયગંબરના મૃત્યુ પછી પાંચ વર્ષે ઈ. સ. ૬૩૭ માં બીજા ખલીફા ઓમરના અમલ દરમિયાન આરબોએ સવારી મોકલી, ત્યારે ઇસ્લામ ધર્મના પ્રચાર માટેનો તેમનો ઉત્સાહ ચકિત કરે એવો હતો. આરબોનું પહેલું આક્રમણ મહમદ-બિન-કાસિમની સરદારી હેઠળ થયું હતું. એમ કહેવાય છે કે જ્યોતિષે મહમદ-બિન-કાસિમને આ કામ માટે લાયક ગણ્યો હતો.

સત્તર વર્ષનો આ બાહોશ યુવાન સિરિયા અને ઇરાકના ચૂંટી કાઢેલા ૬,૦૦૦ સૈનિકો અને ૩,૦૦૦ ઊંટનું દળ લઈ હિંદ પર સવારી કરવા નીકળી પડ્યો એને કોઈ વાતની ખોટ ન હતી ખલીફાએ બધી વસ્તુઓની જોગવાઈ કરી આપી હતી મહમદ-બિન-કાસિમનો સિતારો ચમકતો હતો મહમદ કાસમ મેકરાન આવી પહોંચ્યો ત્યારે ત્યાંના સૂબાએ તેને પાય ગોફણો અને સૈન્ય આપ્યું એને સંજોગો પણ અનુકૂળ મળતા ગયા સિંધની જાટ અને મેડ પ્રજાને ત્યાંના હિંદુ રાજાએ અન્યાય કર્યો હતો ઘોડેસવાર થવાની તેમને મનાઈ હતી સુંદર કપડાં તો તેમનાથી પહેરાય નહિ એટલું જ નહિ, પણ ખુલ્લે માથે ફરવું એ પણ તેમને માટે તો ગુનો હતો આ અસંતુષ્ટ પ્રજા તેમને કોઈ ઉગારે એવા ફિરસ્તાની રાહ જોઈ રહી હતી એવામાં તેમને કાને મહમદ કાસિમની સવારીના ભણકારા પડ્યા અને તેમણે મહમદને મદદ આપવાનું વચન આપ્યું ' ઘર ફૂટે ઘર જાય " એમ થયું આ પ્રજાએ પરદેશીઓને જોઈતી માહિતી પૂરી પાડી આમ તેઓ પરદેશી પ્રજાના ભોમિયા બન્યા

ઇ સ ૭૧૨ની વસંત ઋતુના એ દિવસો હતા દેવળનગરના હિંદુ મંદિર પર લાલ પતાકા ફરફરી રહી હતી કોણ જાણતું હતું કે દીવો બુઝાવા પહેલાંનો એ પ્રકાશ છે? મહમદ તો પોતાની વિરાટ સેના જોડે આવી પહોંચ્યો આવતાં વેંત જ આરંભ સૈનિકોએ હુમલામાં ફરફરતા ધ્વજને ખેંચી કાઢ્યો આમ એક ઝંડા ખાતર હિંદુઓ અને મુસલમાનો અથડામણમાં આવ્યા. ત્રણ દિવસ સુધી આખું શહેર લૂંટ અને ખૂનામરકીનું ભોગ થઈ પડ્યું ત્રણ દિવસ બાદ દેવળનો સૂબો પલાયન થઈ ગયો આમ દેવળ મહમદના હાથમાં આવ્યું વિજયના સ્મારક તરીકે મહમદે ત્યાં એક મસ્જિદ ચણાવી અને પોતે વિજેતા તરીકે આગળ વધ્યો

હવે મહમદ નિરુણ (થટ્ટાથી હૈદરાબાદના રાજમાર્ગ પર આવેલું શહેર) આવી પહોંચ્યો ત્યાંના રહેવાસીઓએ મહમદનો પરચો પારખી લીધો હતો વિનાશ વહોરી શરણે જવું એના કરતાં પહેલેથી જ શરણાગતિ સ્વીકારી લેવી એમાં સાર છે, એમ તેમણે માન્યું

આમ વિજયથી મહમદ જીતેલી પરંપરાથી સફાઇ બની ગયો. હોડકાંનો પુલ

બાંધી તે સૈન્ય સહિત સિંધુ નદી ઓળંગી ગયો. પરંતુ અહીં દાહિરનું પાયદળ અને ગજદળ દાહિરની સરદારી હેઠળ મહમદનું સ્વાગત કરવા ખડે પગે તૈયાર હતું. બંને વચ્ચે ખુનખાર યુદ્ધ થયું. એવામાં દાહિરનો તરસ્યો હાથી તરસ છિપાવવા સિંધુ નદીમાં ધસ્યો, પણ પાછા ફરતાં દાહિરના હાથીને દુશ્મન સૈન્યે ઘેરી લીધો. દાહિર પર બાણોનો વરસાદ વરસ્યો અને દાહિર હેઠે પડ્યો. દાહિરમાં હજુ સાચા હિંદુનો જુસ્સો હતો. તે ઊભો તો થયો પણ કોઈ આરબ સૈનિકે તલવારથી તેનું માથું ઉડાવી દીધું, એટલે તેનો દેહ ધરણી પર ઢળી પડ્યો.

દાહિરના લશ્કરમાં ગમગીની ફેલાઈ. શિર જાય તો ભલે જાય, પણ દેશની સ્વતંત્રતા કેમ ગુમાવાય? સ્વામિભક્ત સૈનિકોએ આરબ સૈન્યને છેલ્લી પણ બહાદુરી ભરી લડત આપી, છતાં તેઓ ન ફાવ્યા તે ન જ ફાવ્યા. દાહિરની પત્ની અને પુત્ર રેવારાના કિલ્લામાં ભરાયાં. તેમણે ૧૫,૦૦૦ સૈનિકોની સરદારી સ્વીકારી અને કિલ્લામાંથી લડત આપવાનું નક્કી થયું. કિલ્લા પરથી આરબ સૈન્ય પર પથ્થરનો એકધારો વરસાદ વરસાવવામાં આવ્યો, તેમ છતાં આરબ સૈન્ય અણનમ રહ્યું. આખરે આરબ સેનાનો વિજય થયો. રાણી અને બીજી સ્ત્રીઓએ એક ઘરમાં ભરાઈને ચિતામાં પ્રવેશ કરી પ્રાણ છોડ્યા!

દેવળ હવે મહમદના હાથમાં આવી પડ્યું. વિજયની પરંપરાથી પ્રેરાઈ મહમદ બ્રાહ્મણાબાદ (થાર અને પારકરના સીંજહારો તાલુકાનું એક શહેર) આવી પહોંચ્યો. ત્યાંના લોકો આનાકાની વિના મહમદને શરણે ગયા. આમ આપોઆપ શરણાગતિ સ્વીકારી લેવાથી મહમદે ત્યાંના લોકોને ગમે તે ધર્મ પાળવાની છૂટ આપી.

આ પછી મહમદના હાથમાં આલોરનો કિલ્લો આવ્યો. આ કિલ્લો દાહિરના દીકરા કુફીના કબજામાં હતો. પોતાના પિતાના મૃત્યુની ખાતરી થતાં કુફી પોતાનાં સગાંસંબંધીઓ સાથે ચિનાર તરફ ચાલી નીકળ્યો.

" ને આ સમાચાર મળતાં તેણે કિલ્લો કબજે કર્યો. કુફીના ગયા બાદ રહીશો જરા યે સામનો કર્યા વગર દુશ્મન દળને શરણે ગયા

હવે મહમદની મુલતાન તરફની કૂચ શરૂ થઈ મુલતાનના ઘેરામા ત્યાના સરદારના ભત્રીજાએ અતુલ પરાક્રમ દાખવ્યુ, પણ એ સઘળુ એળે ગયુ અને આખરે તેને મહમદની સત્તાનો સ્વીકાર કરવા પડ્યો આશરે ૬,૦૦૦ માણસોને પકડી તેમને ગુલામ બનાવ્યા આ પછી અગત્યના બદરે, આરબ અધિકારીઓની નિમણૂક કરવામ. આવી ત્યાના લોકો પણ ઊગતા સૂરજને પૂજનારા હતા મહમદ પ્રત્યે વફાદારીના સોગદ લેવાયા મહમદે એના બદલામા દરેકને પોતાની મરજી પ્રમાણે ધર્મ પાળવાની છૂટ આપી મહમદ પોતાના મોએથી બોલ્યો હિંદુઓના મદિર મારે મન પવિત્ર જ છે, અને મદિરને કોઈ પણ નુકસાન કરી શકશે નહિ એના વિચારો એવા ઉમદા હતા એમ કહેવાય છે કે મહમદને એક મદિરમાથી આશરે ૨૩૦ મણ સોનુ અને સોનાની રજથી ભરેલા ૪૦ ચરુ મળ્યા હતા આમ મુલતાનમા મહામૂલો વિજય પ્રાપ્ત કરી તેણે પોતાના સૈન્યને કનોજ જવા હુકમ કર્યો, પણ કનોજ સામે એ યુદ્ધમા ઊતરે તે પહેલા એને માટે મૃત્યુઘટ વાગી રહ્યો હતો

મહમદની કારકિર્દી જેટલી જ્વલત છે તેનાથી વિશેષ કરુણ તેની મૃત્યુકથા છે વિજય વેળા મહમદે દાહિરની બે બદીવાન દીકરીઓ પરમાળ દેવી અને સૂરજદેવીને ખલીફાને ભેટ તરીકે મોકલાવી, પણ આ ભેટે મહમદનુ ભાવી જોખમાયુ હતું એની ખબર મહમદને ન હતી પોતાના પિતાનુ વેર લેવા તલસી રહેલી દાહિરની આ બે દીકરીઓએ ખલીફા આગળ તેમનું માન ભગ થયાનો એકરાર કર્યો ધર્મધુરધર ખલીફા સ્ત્રીઓનું થયેલું એવુ માન ભગ સહન ન જ કરી લે ખલીફાએ તો તરત જ હુકમ છોડ્યો "મહમદને ચામડાના કોથળામાં સીવી મોકલાવો" મહમદને ચામડાના કોથળામા કોણ સીવે? પણ ખલીફાનો હુકમ તે હુકમ, એમના હુકમનો કદી યે અનાદર થઈ શકે જ નહિ મહમદે પોતાની જાતને ચામડાના કોથળામાં સીવડાવી દીધી અને કોથળો રિવાના થયો ખલીફા સમક્ષ આ કોથળો છોડવામા આવ્યો ત્યારે દાહિરની બદીવાન દીકરીઓએ ખલીફા સમક્ષ સત્ય હકીકત રજૂ કરી અને કહ્યું "મહમદે અમારુ અપમાન કર્યું જ નથી" ખલીફા મૂઝાયો, પણ હવે તે શુ કરી શકે? દાહિરની બદિવાન દીકરીઓને ન્યાય આપવાની જવાબદારી ખલીફા પર આવી પડી બદીવાન દીકરીઓને ઘોડાને

પૂંછડે બાંધી મૃત્યુ પામે ત્યાં સુધી ઘસડાવા દેવી એવો હુકમ ખલીફ તરફથી થયો.

આમ હિંદુસ્તાનમાં આરબ સત્તા સ્થાપનાર મહંમદ કાસિમની જ્વલંત કારકિર્દીનો કરુણ અંત આવ્યો. હવે સિંધમાં ખલીફાના અમલની શરૂઆત થઈ.

આરબ અમલ એકંદરે જોતાં સુખદાયી હતો. રાજ્યતંત્ર દેશના વતનીઓના હાથમાં હતું. આરબો ધર્મસહિષ્ણુ હતાં. જો કે શરૂઆતમાં તેમણે દેવળ, નઈરિણુ અને આલોરનાં દેવમંદિરોનું મસ્જિદમાં રૂપાંતર કરી દીધું હતું. મુલતાનનું મંદિર આરબોએ લૂંટી તેમાંથી તેમણે અઢળક ધન મેળવ્યું હતું. આ પછી આરબોને લાગ્યું કે અહીંની પ્રજા ભારે જુલમથી પણ વશ થઈ શકે એમ નથી, એટલે તેમને ધર્મસહિષ્ણુ થવું જ પડ્યું. જીતી લીધેલા દેશના રાજા અને સરદારોને જ તે મુલકનો કારભાર સોંપવામાં આવતો. અહીંના વતનીઓ દેવમંદિરોનો જીર્ણોદ્ધાર પણ કરી શકતા. વખત જતાં રાજા અને પ્રજા વચ્ચે મીઠો સંબંધ બંધાયો.

આરબો આવ્યા ગુરુ તરીકે, પણ તેમણે શિષ્ય બનીને રહેવામાં જ સંતોષ માન્યો. ભારતની સંસ્કૃતિને માટે તેમને માન હતું. તેમણે અહીં રહી ખગોળવિદ્યાનો અભ્યાસ કર્યો. તેમણે અરબસ્તાનમાં આ વિદ્યાનો પ્રચાર કર્યો એટલું જ નહિ, પણ વખત જતાં આખા યુરોપમાં આ વિદ્યાનો ફેલાવો કર્યો.

આ બધું છતાં એ આરબ સત્તા અલ્પજીવી હતી. કોઈ પણ સત્તાની કાયમી સ્થાપના માટે સંખ્યાબળ પર આધાર રાખવો પડે છે. આરબો પૂરતી સંખ્યામાં આપણા દેશમાં આવ્યા ન હતા, એટલે આરબ સત્તા લાંબા કાળ સુધી ટકી શકી નહિ. આટલી ટૂંકી આરબ સત્તા પાસેથી આપણને ઘણું ઘણું શીખવાનું મળે છે. આરબોએ આપણા દેશને જીતવાની નીતિ ચાલુ રાખી હોત તો આપણા દેશનો ઇતિહાસ જુદા જ સ્વરૂપમાં રચાયો હોત. વર્ષો સુધી ખુનામરકી, લૂંટ અને પ્રજાપરના જુલમો અટકાવી શકાયાં હોત. હિંદુઓ અને મુસલમાનો નિરનિરાળા પંથોમાં રહેવાને બદલે આજે કદાચ એક રાહે ચાલતા હોત.

### સ્વાધ્યાય

૧. હિંદમાં આરબ સત્તા કોણે સ્થાપી? મહમદ કાસિમની કારકિર્દીનું ટૂંકમાં વર્ણન કરો.

૨. "આરબો આવ્યા ગુરુ તરીકે, પણ તેમણે શિષ્ય બનીને જ રહેવાથી સંતોષ માન્યો." આ કથનનું સમર્થન કરો.

૩. આરબ સવારીઓનાં અગત્યનાં પરિણામો જણાવો.

આ વખતમાં તક્ષશિલા મોટી વિદ્યાપીઠ હતી
૧) નાલંદા

— પ્રકરણ ચોથુ —

## મહમૂદ ગઝની

આરબોની હિંદ પરની સવારી પછી લગભગ બે સૈકા સુધી દેશમાં શાંતિ રહી એ સમય દરમિયાન ભારત દેશ પરદેશી હુમલાખોરોના ભયમાંથી મુક્ત હતો. એજ વખતે ઇસ્લામની દુનિયામાં ઘણા મહાન ફેરફારો થઈ રહ્યા હતા. ઇસ્લામના જગતમાં થઈ રહેલી ક્રાંતિ વિશે હિંદ તદ્દન અણુજાણ હતું. ઇસ્લામની વધતી જતી સત્તા અને બળ પોતાને વિનાશક નીવડશે એવી કલ્પના માત્ર પણ હિંદુના રાજાઓએ કરી નહિ તેઓ તો નિર્ભયતાના ખોટા ખ્યાલમાં પડ્યા રહ્યા.

દેશના વાયવ્ય સીમાડા પર ભવિષ્યના તોફાનનાં ઘેરાં વાદળો ઘેરાતાં હતાં. પરંતુ એવા તોફાનની આગાહી કરવાની અગમચેતી હિંદના કોઈ રાજવી અથવા મુત્સદ્દીમાં ન હતી. આપસઆપસના ઝઘડાઓમાં તેમજ સર્વોપરી સત્તા માટેની લડાલડીમાં હિંદના રાજવીઓ એવા તો મશગુલ બની ગયા હતા, કે ભવિષ્યના તોફાનનો ગડગડાટ તેમને કાને અથડાયો નહિ.

એકાએક હિંદપર મુસલમાની સવારીનું ભયંકર તોફાન તૂટી પડ્યું. આ તોફાન એટલું ઉગ્ર અને ભયંકર હતું કે વાયવ્યના બરફથી ઢંકાયેલા પર્વતોથી માંડી ઉત્તર હિંદ અને પશ્ચિમનાં મેદાનો સુધી બધે વિનાશનાં એ પૂર ફરી વળ્યાં. જ્યાં જ્યાં આ પૂર ફરી વળ્યાં, ત્યાં ત્યાં બધું ખેદાનમેદાન બની ગયું. હિંદપર આ મહાન આફત ઉતારનાર ગઝનીનો રાજા મહમૂદ હતો. પોતાના પિતા સુલતાન સબક્તગીનના મૃત્યુ બાદ મહમૂદ ઈ. સ. ૯૯૭ માં ગઝનીની

ગાદી પર બેઠો. સબક્તગીને મહમૂદને વિશે ઘણી મહાન આશાઓ સેવી હતી. આ આશાનું મૂળ મહમૂદના જન્મ પહેલાં થોડા સમય પર આવેલા એક સ્વપ્નમાં હતું. "સ્વપ્નમાં સબક્તગીને પોતાના મહેલના મધ્ય ભાગમાં રાખેલા અગ્નિસ્થળમાંથી એક મોટું ઝાડ ઊગતું જોયું. આ ઝાડ જાણે કે આખી દુનિયાને પોતાની છાયાથી ઢાંકી દેતું ન હોય તેવું દેખાયું." આજ ઘડીએ તેને મહમૂદના જન્મના સમાચાર સાંપડ્યા. વખત જતાં મહમૂદે આ સ્વપ્ન સાચું પાડ્યું.

પોતાના રાજ્યનો વહીવટ વ્યવસ્થિત કરી મહમૂદે હિંદ પર સવારી કરવાની મોટા પાયા પર તૈયારી કરી. બાળક મહમૂદે હિંદની અખૂટ દોલત, હરિયાળાં ખેતરો અને રસાળ ભૂમિની વાતો આરબ સોદાગરોના મોંએ સાંભળી હતી. ગાદીએ બેઠા પછી મોકો મળતાં મહમૂદે હિંદ પર એકંદરે ૧૭ સવારીઓ કરી. આ સવારીઓમાંની રોમાંચક અને શરાતનની ગાથાઓથી ભરપૂર સવારીઓ ચાર હતીઃ એક રાજા જયપાળપરની, બીજી નગરકોટની, ત્રીજી મથુરાની અને ચોથી સોમનાથની.

### રાજા જયપાળ પરની સવારી

ઈ. સ. ૧૦૦૦ ની સાલમાં ૧૦,૦૦૦ ચૂંટી કાઢેલા સૈનિકોનું મોટું લશ્કર લઈ મહમૂદ જયપાળના રાજ્ય પર ચઢી આવ્યો. જયપાળ સબક્તગીનનો જૂનો દુશ્મન હતો. જયપાળ ૧૨,૦૦૦ ઘોડેસવાર, ૩૦,૦૦૦ પાયદળ અને ૩૦૦ હાથીઓ લઈ દુશ્મનની સામે થયો. પેશાવર આગળ ભયંકર યુદ્ધ થયું. ૧૫,૦૦૦ જેટલા હિંદી સૈનિકો રણમાં પડ્યા, અને રાજા જયપાળ પોતાના ૧૫ સંબંધીઓ અને મોટી સંખ્યાના અનુગામીઓ જોડે કેદ પકડાયો. મોતી, માણેક અને બીજા કીમતી ઝવેરાતનો અખૂટ ખજાનો મહમૂદના હાથમાં આવી પડ્યો. જયપાલે મહમૂદની જોડે સંધિ કરી અને પોતાના છૂટકારાના બદલામાં અઢીલાખ દીનાર અને ૫૦ હાથીઓ આપવાનું કબૂલ્યું તે ઉપરાંત સંધિની શરતોના પાલનની ખાતરી માટે પોતાના પુત્ર અને પૌત્રને જામીન તરીકે ગઝની મોકલાવ્યા. રજપૂત રાજાને માટે શરણાગતિ એ નામોશી ભરેલી વાત કહેવાય. જયપાળને પોતાની ભૂલ

સમજાઈ અને એક વીર રજપૂતને છાજે એવી રીતે તે ચિતા ખડકાવી બળી મૂઓ. જયપાળ પરાજય અને મૃત્યુની અવગણના કરતો અમર બની ગયો.

ઈ.સ. ૧૦૨૨નું હિંદ
મહમદ ગઝનીની સવારીઓ

## લાહોર પર સવારી

લાહોરના રાજા આનંદપાળે મહમૂદની સામે થવામાં મુલતાનના મુસલમાન રાજા અબદુલ-ફતહ-દાઉદને મદદ કરી હતી. મહમૂદે ઈ સ ૧૦૦૮ માં આનંદપાળ પર સવારી કરી આનંદપાળે ઉત્તર હિંદના બળવાન રજપૂત રાજાઓની મદદથી તેમજ ખોખ્ખર જાતની અને દ પ્રાંતની લડાયક પ્રજાના સહકારથી એક મોટું સૈન્ય ઊભું કર્યું પોતાના દેશનું, ધર્મનું અને સ્વતંત્રતાનું રક્ષણ કરવા પ્રજામાં એવો તો ઉત્સાહ આવી ગયો, કે લશ્કરમાં હિંદુ સૈનિકોની જબરજસ્ત ભરતી થવા માંડી વળી એમ પણ કહેવાય છે કે શ્રીમંત સન્નારીઓએ પોતાનું ઝવેરાત વેચીને અને દરદાગીના ગાળીને યુદ્ધ ફંડમાં પોતાનો હિસ્સો આપ્યો ખોખ્ખર સિપાઈઓએ મહમૂદના સૈન્યમાં કાળો કેર વર્તાવ્યો ઘડીભર મહમૂદ આ ભયંકર હુમલાથી હતાશ થઈ થંભી ગયો અને લડાઈ બંધ કરવાના ઇરાદાથી પાછો હઠ્યો મહમૂદના સદ્ભાગ્યે આ વખતે આનંદપાળનો હાથી ચમકીને રણમેદાનમાંથી નાસવા લાગ્યો ભાગતા હાથીને જોઈ આનંદપાળના સૈનિકો પણ ગભરાટમાં પડ્યા અને ભાગવા લાગ્યા મહમૂદના સરદારોએ આ તકનો લાભ લઈ ભાગતા લશ્કરની પૂંઠ પકડી અને મોટી સંખ્યામાં હિંદુઓને પકડી તેમનો વધ કર્યો લાહોરમાંથી પણ મહમૂદને અઢળક લૂંટ અને હાથીની મોટી સંખ્યા મળી

## નગરકોટની સવારી

ઈ સ. ૧૦૦૯ માં મહમૂદે પંજાબમાં આવેલા નગરકોટ અથવા કાંગ્રાના કિલ્લા પર આક્રમણ કર્યું ઊંચી ટેકરી પર બાંધેલા આ કિલ્લામાં એક પુરાણું હિંદુ મંદિર હતું આ મંદિરમાં દેવોને અર્પણ કરેલા દ્રવ્યનો અખૂટ ખજાનો હતો આ બધો ખજાનો થોડી મહેનતે મહમૂદના હાથમાં આવ્યો ફિરસ્તા નામનો ઇતિહાસકાર લખે છે કે "મહમૂદ નગરકોટમાંથી સાત લાખ સોનાના દીનાર †સાતસો મણ સોનાચાંદીનાં વાસણો, બસો મણ ચોખ્ખા સોનાની પાટો, બે હજાર મણ રૂપું અને વીસ મણ ઝવેરાત લઈ ગયો" આ કથનમાં અતિશયોક્તિ હોય એમ લાગે છે, પરંતુ મહમૂદે આ સવારીમાંથી અખૂટ ધન મેળવ્યું એમાં શંકા નથી.

† અઢી રૂપિયાની કિંમતનો પ્રાચીન સિક્કો

## થાણેશ્વર, કનોજ અને મથુરાની સવારીઓ

ઈ. સ ૧૦૧૪ માં મહમૂદે થાણેશ્વરના રાજ્યપર હુમલો કર્યો. આ રાજ્યનાં સમૃદ્ધ દેવાલયો અને ઉચ્ચ કોટીના હાથીઓએ મહમૂદને આકર્ષ્યો. થાણેશ્વરના રાજાએ હુમલાખોરોનો સામનો કર્યો સરસ્વતીને કિનારે ભયંકર યુદ્ધ થયું પરંતુ હિંદુઓની હાર થઈ એમ કહેવાય છે કે આ ભયંકર કતલને પરિણામે નદીનું પાણી પણ લોહીથી રાતું બની ગયું હતુ

જીતોની પરંપરાથી મહમૂદના આક્રમણને વધુ વેગ મળ્યો ઇસ્લામી જગતમાં એની ખ્યાતિ ચોમેર ફેલાવા લાગી, અને મૂર્તિપૂજકોની સાથેની જેહાદમાં ભાગ લેવા અસખ્ય મુસલમાન સૈનિકો સ્વેચ્છાએ જોડાયા હવે મહમૂદે હિંદના પ્રખ્યાત શહેર કનોજ પર મીટ માંડી અને આગળ વધ્યો. માર્ગમા હિંદુઓનુ પવિત્ર ધામ મથુરા આવતુ હતુ મથુરા કૃષ્ણ-ભગવાનની અનેક લીલાઓ ને પરાક્રમો માટે વિખ્યાત બનેલુ હિંદુઓ નુ પવિત્ર ધામ છે આ શહેરમાં આવેલાં હિંદુ મદિરો શિલ્પકળાના અનેક નમૂના હતા એમાની સોના અને રૂપાની દેવમૂર્તિઓ અને અખૂટ ધનભડાર મહમૂદના હાથમા સહેલાઇથી આવી પડ્યો કારણ કે અહીંના હિંદુઓએ પોતાના દેવ અને ભૂમિના રક્ષણ કરતા પોતાની સહીસલામતીને વધારે મહત્વ આપ્યુ

ઈ સ ૧૦૧૯ મા મહમૂદ કનોજ પહોચ્યો કનોજ પણ હિંદુ દેવમંદિરોનું ધામ હતું મહમૂદે આ મદિરોનો નાશ કર્યો, શહેરીઓની કતલ ચલાવી અને તેમનું દ્રવ્ય લૂટી લીધુ આ સવારીમાથી મહમૂદ ત્રીસ લાખ દીરહામ, ૫૫,૦૦૦ ગુલામો અને ૩૫૦ હાથીઓ સ્વદેશ લઈ ગયો.

## સોમનાથની સવારી

મહમૂદનું ઉત્તમ અને બધાં આક્રમણોને ટપી જાય એવું આક્રમણ સોમનાથ પરનું હતું. સોમનાથનુ શિવમદિર કાઠિયાવાડના દ્વીપકલ્પના પશ્ચિમ કિનારા પર આવેલુ હતું મદિરના રક્ષણને માટે આજુબાજુ મજબૂત કિલ્લેબંદી હતી મુખ્ય મદિર મોટે ભાગે લાકડાનુ જ બાંધેલુ હતુ એના ૫૬ થાંભલાઓ અમૂલ્ય અને રંગબેરંગી રત્નોથી મઢેલા હતા મદિરનાં મુખડાનાં બે દ્વારને સુંદર નકશીથી સુશોભિત બનાવ્યા હતાં રત્નજડિત ઝુમ્મરોથી

મંદિરમાં હમેશાં રોશની કરવામાં આવતી. મંદિરના મધ્યભાગમાં સોમનાથનું ભવ્ય જ્યોતિર્લિંગ હતું ૧૫ ફૂટ જેટલી એની ઊંચાઈ હતી. મહાદેવની પૂજાને માટે ૧૦૦૦ પૂજારીઓ ખડેપગે હાજર રહેતા. મહાદેવના સ્નાન અને અભિષેકને માટે ગંગાજળની કાવડો ૧,૦૦૦ માઈલ દૂરથી નિત્ય આવતી. ૫૦૦ નર્તકીઓ ભગવાનની તહેનાતમાં ગાનતાન કરતી મંદિરનો ઘંટ વગાડવા માટે ૨૦૦ મણ વજનની સોનાની સાંકળ હતી. મંદિરનો નિભાવ મંદિરને અર્પણ થયેલાં ૧૦,૦૦૦ ગામોની ઊપજમાંથી થતો હતો. મંદિરના ભોંયરામાં જાતજાતનાં અમૂલ્ય રત્નોનો અખૂટ ખજાનો હતો.



સોમનાથનું મંદિર

આટલે દૂર અને આવા એકાંત સ્થળમાં આવેલા મંદિર પર મહમૂદનો ડોળો ફરકશે એવી કોઈને કલ્પના પણ શાની હોય? દેશના બીજા ભાગનાં સમૃદ્ધ દેવાલયો અને શહેરોને લૂંટયા પછી મહમૂદ સોમનાથ જેવા માતબર મંદિરને તો છોડે જ કેમ? અને પશ્ચિમના દરિયાકાંઠે આવેલા એકાંત સ્થળે જબ્બર સામનો પણ કરે કોણ? જોકે એ જમાનામાં આ સ્થળે જઈ પહોંચવું એ પણ એક સાહસ જ હતું ૩૦,૦૦૦ નું સૈન્ય લઈ મહમૂદ ગઝનીથી નીકળ્યો. આ વખતે તે સિંધને રસ્તે થઈ મુલતાન આવ્યો. મુલતાનથી સોમનાથ પહોંચવાનું કામ કપરું હતું. માર્ગમાં નિર્જન ને નિર્જળ વિશાળ રણ વટાવવાનું હતું. મુલતાનમાં તેણે ખોરાક, પાણી અને બીજા સાધનસામગ્રી લઈ જવા માટે ૩૦,૦૦૦ ઊંટોનો જંગી કાફલો તૈયાર કર્યો.

માર્ગમાં મહમૂદે અજમેર શહેર લૂંટયું ને ઉજ્જડ કર્યું ત્યાંથી આગળ

વધી તેણે નહેરવાલાનો પ્રદેશ છીતો, અને થોડા જ દિવસમાં તેણે સોમનાથના દરવાજા ખખડાવ્યા. દૂર અને નજીકના રજપૂત રાજાઓ પોતાના ઇષ્ટ દેવનું રક્ષણ કરવા માટે સૈન્ય સહિત આવી પહોંચ્યા હતા. શરૂઆતમાં જ હિંદુઓએ એવો તો જોરમાં અને જુસ્સાથી વળતો હલ્લો કર્યો કે મુસલમાનોને પાછા હઠવું પડ્યું. હિંદુ સૈન્યમાં નવી ભરતી થઈ. મહમૂદ શત્રુઓનું બળ જોઇ ઘડીભર હતાશ બન્યો. ચાલુ લડાઇએ મહમૂદ ઘોડા પરથી ઊતર્યો. તેણે ખુદાને બંદગી કરીને પોતાના સૈનિકોમાં નવો ઉત્સાહ રેડ્યો—'અલ્લા હો અકબર'ની જય ઘોષણા કરતા મુસલમાન હિંદુઓ સામે ઝઝૂમ્યાં. બંને પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું, અને ૫,૦૦૦ હિંદુઓ પોતાના ધર્મનું રક્ષણ કરતા રણમેદાનમાં રોળાયા. બહારની રક્ષણ હરોળને ભેદી મહમૂદ મંદિરમાં દાખલ થયો. મૂર્તિના રક્ષણ માટે બ્રાહ્મણોએ મહમૂદની બહુ બહુ વિનવણી કરી. તેમણે અઢળક દ્રવ્યને બદલે લિંગના બચાવ માટે મહમૂદને વિનવ્યો. પરંતુ મહમૂદે એમની આજીજી ન સાંભળતાં લિંગ પર એક પ્રચંડ ઘા કર્યો. મંદિરમાંનું અખૂટ દ્રવ્ય અને ઝવેરાત મુસલમાનોએ લૂંટ્યું.

સોમનાથના વિજયથી મહમૂદને ઇસ્લામી જગતમાં ઘણું ઊંચું સ્થાન મળ્યું. ખલીફાએ તેને 'ધર્મવીર'ના માનવંતા ઇલકાબથી નવાજ્યો.

મહમૂદની સોમનાથની અને બીજી સવારીઓથી ઘણા લોકો એમ માને છે કે મહમૂદ ધર્માંધ હતો. હિંદ પરની એની સવારીઓ 'જેહાદ'–ધર્મયુદ્ધો તરીકે ગણાવા લાગ્યાં. પરંતુ આ અનુમાન મોટે ભાગે ભૂલભરેલું છે. ઇસ્લામ ધર્મનો એ પ્રચારક ન હતો. જો એમ હોત તો હિંદનાં લોકોને એ બળજબરીથી મુસલમાન બનાવત. એના સૈનિકો ધર્મયુદ્ધના શહીદો ન હતા. તેઓ તો સમૃદ્ધ હિંદના ખજાનાની લૂંટમાં ભાગ પડાવવા આવેલા સ્વાર્થી સૈનિકો હતા. ઇસ્લામની સ્થાપના માટે હિંદની જીત એ મહમૂદનો ઉદ્દેશ ન હતો. આ દેશમાં વસવાટ કરવાને માટે પણ હિંદની જીતનો હેતુ ન હતો. પોતાના સ્થાના મધ્ય એશિયાના સામ્રાજ્યને નિભાવવા માટે એને તો માત્ર જોઈતો હતો હિંદનો અખૂટ ખજાનો. અને આ સામ્રાજ્યની રાજધાની ગઝનીને આદર્શ નગરી બનાવવામાં આ દ્રવ્યનો તેણે ઉપયોગ કર્યો. હિંદની દોલત ઉપરાંત હિંદના અસંખ્ય કુશળ કારીગરોને એ ગઝની લઈ ગયો. આમ હિંદની સમૃદ્ધિ અને

કળાકારોએ ગઝનીને સુંદર મહેલો, મસ્જિદો, મદ્રેસાઓ, પુસ્તકાલયો અને રાજમાર્ગોથી સુશોભિત બનાવ્યું.

મહમૂદની ક્રૂરતા, જુલમ અને લોભની અનેક વાર્તાથી એનું સાચું વ્યક્તિત્વ ઢંકાઈ જાય છે. વિદ્યા અને કળાનો તે પૂજારી હતો. ગઝનીને સમૃદ્ધ કરવામાં જેટલો ઉપયોગ મહમૂદે હિંદની સમૃદ્ધિનો કર્યો, તેટલો જ ઉપયોગ હિંદની સંસ્કૃતિનો પણ કર્યો.

મહમૂદની કારકિર્દી ઘણી જ્વલંત કહી શકાય. એક પણ પરાજય વગર ૩૦ વર્ષ સુધી વિજયની એક સરખી પરંપરા એણે મેળવી, એ જ પુરવાર કરે છે કે તે ઇતિહાસના મહાન વિજેતાઓમાંનો એક હતો. એની હિંદની સવારીઓ તો એના અદ્‌ભુત પરાક્રમની સિદ્ધિ જ કહેવાય.

## પરિણામ

મહમૂદની આ સવારીઓ હિંદને માત્ર આફતરૂપ નીવડી એટલું જ નહિ, પરંતુ ઇસ્લામને પણ હાનિકારક નીવડી હિંદની પ્રજાપર આ ઇસ્લામી વિજેતાઓ સારી છાપ પાડી શક્યા નહિ હિંદના લોકો તો તેમને લૂંટારા તરીકે જ ગણતા. પોતાની પવિત્ર વસ્તુઓનો નાશ કરનાર વિજેતા પ્રજાનો ચાહનો . શી રીતે બની શકે ? ખરું જોતાં મહમૂદે હિંદમાં ઇસ્લામનો પ્રચાર અને ઉન્નતિ કરવાને બદલે આ ધર્મ પ્રત્યે રોષ અને ધિક્કારની લાગણી પેદા કરી.

### — સ્વાધ્યાય —

૧. "ઇતિહાસના મહાન વિજેતાઓમાંનો મહમૂદ એક હતો." યોગ્ય દૃષ્ટાંત આપી આ કથનનું સમર્થન કરો

૨. મહમદ ગઝનીની હિંદ પરની સવારીઓની દેશ પર શી અસર થઈ ?

૩. ઇતિહાસની નોંધપોથીમાં હિંદની રૂપરેખાનો નકશો દોરો અને તેમાં મહમૂદની જુદી જુદી સવારીનાં સ્થળો બતાવો.

*

# મહમદ ઘોરી

મહમૂદ ગઝનીની સવારીની યાતનામાંથી દેશ પૂરેપૂરો મુક્ત થયો ન હતો, એટલામાં તો વાયવ્ય સરહદને માર્ગે ફરી ઇસ્લામી આક્રમણના પૂર દેશમાં ધસી આવ્યા આ આક્રમણ હિંદમાં કાયમની મુસલમાની સત્તાની સ્થાપનામાં પરિણમ્યુ

આ આક્રમણ લાવનાર ઘોરી સુલતાન મહમદ હતો મહમૂદ ગઝની પછીના ગીઝની વંશના બીજા સુલતાનો નબળા, વિલાસી અને મોજીલા હતા મહમૂદની શક્તિ રાજનીતિ કે આવડત એમનામાં ન હતી પરિણામે રાજ્યમાં અંધાધુંધી અને અરાજકતા ફેલાયા દૂરના પ્રાંતોના સૂબાઓ મધ્યસ્થ સત્તાની સામે બંડ ઉઠાવી સ્વતંત્ર બનવા લાગ્યા સુલતાનો માનીતા અને બળવાન સરદારોના હાથમાં રમકડા જેવા બની ગયા અને આ સરદારો પોતાનો આપખુદ અમલ ચલાવવા લાગ્યા પ્રજાનું હિત અને સલામતી ભયમાં આવી પડવાથી તેને સુરક્ષિત કરવા અને દેશમાં સુરાજ્ય સ્થાપવા સૂર વંશનો એક નમીરો બહાર પડ્યો આ હતો ઘોર પ્રાંતનો રાજ્યકર્તા મહમદ ઘોરના ઊચ્ચ પ્રદેશના ઝનૂની સરદાર અને ગઝનીના એક રાજ્યકર્તા વચ્ચે મોટો ઝઘડો થયો આ ઝઘડાનું પરિણામ બહુ ભયંકર આવ્યું ગઝનીની રાજ્યધાનીનો સત્વર નાશ થયો અને મૂર્તિભંજક મહમૂદની કબર માત્ર બચી ગઈ પરિણામે રાજ્યસત્તા ગઝનીના રાજ્યવંશમાંથી ઘોર વંશમાં ઊતરી

જો કે મહમૂદ ગઝનીની સવારીઓ બાદ લગભગ દોઢ સૈકા સુધી દેશે થોડીક શાંતિ અનુભવી હતી, છતાં આપણા દેશના રાજ્યકર્તાઓએ આ પરદેશી આક્રમણમાંથી કોઈ પણ જાતનો ધડો કે બોધપાઠ લીધો હોય એમ લાગતું નથી દુશ્મનો દેશના દરવાજા ખખડાવી રહ્યા હતા ત્યારે પણ આ રાજવીઓને પોતાના ભેદભાવો ભૂલી જઈને તેમજ પોતાના અંગત હિતો બાજુએ રાખી રાષ્ટ્રીય ઐક્ય સાધી દેશના સામાન્ય શત્રુની સામે સામનો કરવાનું સૂઝ્યું નહિ દેશમાં અનેક નાનાં મોટાં સ્વતંત્ર રજપૂત રાજ્યો સાર્વભૌમ સત્તા માટે ઝગડતા હતાં જો કે આ રાજાઓએ પરદેશીઓની સામે

ઝઝૂમવા અતુલ પરાક્રમ બતાવ્યું ખરું, પણ તેઓ પરદેશીઓ સામે પોતાને સામનો લાંબા વખત સુધી ટકાવી શકયા નહિ.

ભારતવર્ષમાં બુદ્ધિશાળી અને શક્તિશાળી પુરુષોની ખોટ ન હતી શૂરવીરતાના એ જમાનામાં સૌથી ધીર અને વીરપુરુષ દિલ્હીનો રાજા પૃથ્વીરાજ ચૌહાણ હતો પોતાના શૌર્યથી હિંદની પ્રાચીન કીર્તિ પાછી મેળવવાના પ્રયત્નો એણે શરૂ કરી દીધા હતા. પ્રજાનો પણ એ લાડીલો હતો એટલું જ નહિ પણ તે શૌર્યનું મૂર્તિમન સ્વરૂપ હતો. ચિતોડના રાણો સમરસિંહ રજપૂતોમાં સૌથી બળવાન અને આગેવાન હતો, અને તે એનો ખાસ મિત્ર અને સહાયક હતો. એનો વિરોધી એક જ રાજા હતો, અને તે હતો તેનો ભાઈ કનોજનો રાજા જયચંદ રાઠોડ કેટલાંક અંગત કારણોને લઈ ને એમની વચ્ચે અણબનાવ થયો હતો. ખરેખર, માંહોમાંહેની સ્પર્ધાને લઈને એક પરદેશી વિજેતા



પૃથ્વીરાજ ચૌહાણ

હિંદમાં મુસલમાની સાર્વભૌમ સત્તા સ્થાપવા સફળ નીવડે એ દેશની કમનસીબી કહેવાય. આ એક જ અપવાદ સિવાય પૃથ્વીરાજની લોકપ્રિયતા એટલી સર્વવ્યાપી હતી, કે તે હિંદને એકત્ર કરી દેશમાં ફરીથી એકવાર હિંદુ સાર્વભૌમ સત્તા સ્થાપવા જરૂર શક્તિમાન થાત. પરંતુ વિધિનાં નિર્માણ જુદાં જ હતાં. સાર્વભૌમ હિંદનો રાજદંડ એના હાથમાંથી સહેજને માટે સરી પડ્યો અને હિંદપર ઇસ્લામી સત્તાની આણ પ્રવર્તી.

### મહમદ ઘોરીનું પહેલું આક્રમણ

ઈ.સ. ૧૧૯૧ ની સાલમાં ઘોરી સુલતાન મોટું સૈન્ય લઈ હિંદ પર ચઢી

આવ્યો પૃથ્વીરાજે પરદેશી દુશ્મનનો સામનો કરવા મોટા પાયા પર તૈયારી કરી સમસ્ત ભારતવર્ષના રાજવીઓને તેણે પોતાની આગેવાની હેઠળ લડવાને




એકઠા કર્યા કુરુક્ષેત્રની પુણ્ય ભૂમિ પર બન્ને લશ્કરો એકઠાં મળ્યાં રજપૂતોના અદ્ભુત પરાક્રમની સામે મુસલમાનો ઝાઝો વખત ટકી શક્યા નહિ એથી ઘોરી

સુલતાનને લાગ્યું કે સુતેલા સિંહને જગાડવામાં તેણે ગંભીર ભૂલ કરી હતી. રજપૂતોએ અમુક યોજનો સુધી તો શત્રુની પૂંઠ પકડી, પણ ઘોરી સુલતાન ઘણી મુશીબતે વેરી છટકી ગયો. એણે રજપૂતોના શસ્ત્રનો પૂરેપૂરો સ્વાદ ચાખ્યો.

આ મહાન વિજયના ઉન્માદમાં ભારતના રાજવીઓએ હારેલા શત્રુ તરફથી વળતા હલ્લાની શક્યતાનો ખ્યાલ સરખો પણ ન કર્યો. દેશ પરદેશી આક્રમણના ભયમાંથી મુક્ત છે એવી ખોટી સલામતીની ભ્રાંતિમાં તેઓ પડી ગયા. દેશના સંરક્ષણને માટે તેમણે કોઈ પણ જાતની તકેદારીનાં પગલાં ભર્યાં નહિ.

છંછેડાયેલા સાપની માફક ઘોરી સુલતાન બેવડી વેર વૃત્તિથી એક વર્ષની અંદર જ હિંદને દરવાજે ૧,૨૦,૦૦૦ સૈનિકોની વિરાટ સેના લઈ આવી ઊભો. આ આક્રમણમાં એને કનોજના રાજા જયચંદ રાઠોડનો મોટો સાથ હતો. જયચંદે પૃથ્વીરાજ પ્રત્યેના વેરને સંતોષવા પોતાની પુત્રીના હિતની પણ અવગણના કરી. રજપૂતોને પૂરતી તૈયારી માટે અવકાશ ન હતો તેમ છતાં પૃથ્વીરાજે પોતાથી બનતા બધા પ્રયત્નો કરી ટૂંક સમયમાં ત્રણ લાખ ઘોડેસવાર અને ત્રણ હજાર હાથીઓની મોટી સેના ઊભી કરી અને રણ-મેદાનમાં ઝંપલાવ્યું. આ વખતે પણ થાણેશ્વરના મેદાનમાં ખૂનખાર યુદ્ધ થયું અને સમરાંગણ ઊભરી પૃથ્વીરાજનો સાથી અને સ્વદેશ પ્રેમી સુભટ શિરોમણિ મેવાડનો રાણો સમરસિંહ અતુલ પરાક્રમ દાખવી રણમાં પડ્યો. અનેક વીર યોદ્ધાઓ પોતાના છેલ્લા શ્વાસ સુધી લડ્યા અને અણનમ રહી રણમાં પડ્યા. લશ્કરનો મોવડી પૃથ્વીરાજ ચૌહાણ પણ આખરે હાર્યો અને રણમાંથી નાસી છૂટ્યો. પરંતુ સીરસાની આગળ તે પકડાયો. પાછળથી તેનો વધ કરવામાં આવ્યો. થાણેશ્વરનું બીજું યુદ્ધ હિંદનાં મહાન યુદ્ધોમાંનું એક હતું, કે જેમાં હિંદનું ભાવી નિર્માણ થઈ ગયું. દિલ્હીમાંથી સદાને માટે રજપૂત અમલ જતો રહ્યો એ આ યુદ્ધનું ભયંકર પરિણામ આવ્યું. હિંદમાં વિદેશી અને વિધર્મી સત્તાનાં મંડાણ મંડાયાં.

જયચંદ પોતાના હરીફની હારથી તેમજ પોતાની વેર વૃત્તિ સંતોષાવાથી

આનંદ માણવા લાગ્યો. પરંતુ એનો એ આનંદ અલ્પજીવી નીવડ્યો. બે વર્ષ બાદ ઘોરી સુલતાને એના રાજ્ય પર આક્રમણ કરી એને હરાવ્યો. આમ જયચંદ્રને પણ પોતાના અપકૃત્યોનો બદલો આપોઆપ મળી રહ્યો.

દિલ્હીની જીત માત્ર હિંદના બીજા વિશાળ પ્રદેશો જીતવાના મંડાણ રૂપે હતી. દિલ્હી જીત્યા બાદ મહમદ ઘોરીએ અજમેર, કનોજ અને બનારસનાં રાજ્ય જીતી લીધાં. જીતેલા મુલકમાંથી અઢળક દોલત લૂંટીને, પ્રજાજનોની કતલ કરીને અને હિંદુ મંદિરો તોડીને તે સ્થળે તેણે મસ્જિદો બંધાવી. તેણે લોક પર ખૂબ જુલમ ગુજાર્યો.

મહમદ ઘોરી જો કે હિંદમાં પોતાના વંશની સત્તા સ્થાપી શક્યો નહિ, છતાં આપણે તેને હિંદનો પહેલો મુસલમાન બાદશાહ કહી શકીએ. તેણે હિંદના જીતેલા મુલકની વ્યવસ્થા પોતાના વફાદાર ગુલામ અને વિશ્વાસુ સરદાર આયબેકના હાથમાં સોંપી અને પોતે અફઘાનિસ્તાનની ડુંગરાળ ટેકરીઓના પ્રદેશમાં ચાલ્યો ગયો. આ વફાદાર ગુલામે પુત્રની ખોટ પૂરી કરી. મહમદને કોઈ અમીરે પૂછ્યું, "તમારી કીર્તિ કોણ જાગતી રાખશે?" સુલતાને તરત જ જવાબ આપ્યો, "મારા ગુલામો મારા પુત્ર કરતાં પણ વધારે વિશ્વાસપાત્ર છે." મહમદને પોતાના ગુલામો પ્રત્યે આવો પ્રેમ અને આટલો વિશ્વાસ હતો. ખરેખર, એના ગુલામો એના વિશ્વાસને પાત્ર નીવડ્યા. મહમદ ઘોરી શાહબુદ્દીન ઘોરીના નામથી પણ ઓળખાય છે.

— સ્વાધ્યાય —

૧. મહમદ ઘોરીના આગમન વખતે ભારતની પરિસ્થિતિ કેવી હતી તેનું વર્ણન કરો.
૨. "મહમદ ઘોરી હિંદમાં કાયમની મુસલમાની સત્તાનો પાયો નાખતો ગયો." તેનાં કારણો જણાવો.
૩. જયચંદ્રને પોતાના દેશદ્રોહનો કેવો બદલો મળ્યો?
૪. હિંદુસ્તાનના નકશામાં મહમદ ઘોરીની સવારીઓ

★

## પ્રકરણ છઠ્ઠું

# ગુલામ વંશ

### કુત્બુદ્દીન

મહમદ ઘોરીના મરણ પછી તેનો માનીતો ગુલામ આયબેક કુત્બુદ્દીન સૂબો મટી દિલ્હીનો સ્વતંત્ર સુલતાન બન્યો. તેણે હિંદમાં ગુલામ વંશની સ્થાપના કરી અને પોતે હિંદનો પહેલો મુસલમાન બાદશાહ બન્યો.

### પૂર્વ વૃત્તાંત

નીશાપુરના એક કાઝીએ ગુલામના બજારમાંથી એક ગુલામને ખરીદ્યો આ નવા ખરીદેલા ગુલામમાં તેણે કંઈક બુદ્ધિ જોઈ, એટલે પોતાના પુત્રની સાથે તેણે તેને કુરાન તેમજ રાજ્યનીતિ અને યુદ્ધકળાનું શિક્ષણ આપવા માંડ્યું. કાઝીના મરણ પછી તેના પુત્રોએ આ ગુલામને એક વેપારીને વેચી દીધો. આ વેપારીએ તેને ગઝનીના સુલતાન મોઈઝુદ્દીનને વેચી દીધો. આ ગુલામ તે જ આયબેક કુત્બુદ્દીન. દેખાવે કદરૂપો અને દરજ્જે ગુલામ હોવા છતાં તે પોતાના ગુણોને લઈને ગઝનીના રાજ્યમાં ઘણી ઊંચી પદવીએ પહોંચ્યો. એણે પોતાના રાજાની વફાદારીથી સેવા બજાવી. હિંદ તેમજ બીજા દેશોની સવારીમાં તે તેને પડખે રહ્યો અને હિંદ જીતવામાં ઘણો જ ઉપયોગી લશ્કરી સરદાર નીવડ્યો. પોતાના પુત્રો કરતાં મહમદને પોતાના ગુલામમાં વિશ્વાસ હતો. ખરેખર, આયબેક તે વિશ્વાસને પાત્ર નીવડ્યો.

### વિજય કૃત્ય

કુત્બુદ્દીને પ્રથમ દિલ્હીની ગાદીને નિર્ભય બનાવી. પછી પોતાના હરીફો સાથે લગ્નસંબંધ બાંધી પોતાની સત્તાને વધારે સુદૃઢ અને નિર્ભય બનાવી. તે સમયે દિલ્હીમાં ત્રણ બળવાન સરદારો હતા: તાજ ઉદ્-દીન યેલ્ડોઝ, કુબાચા અને અલ્તમશ. તે પોતે તાજ-ઉદ્-દીનની પુત્રીને પરણ્યો. કુબાચા જોડે પોતાની બહેનને પરણાવી અને અલ્તમશ જોડે પોતાની પુત્રીનાં લગ્ન કર્યાં. અલ્તમશ જોકે કુત્બુદ્દીનનો જ ગુલામ હતો, છતાં તે ઘણો બળવાન હતો. મહમદ ઘોરીના વિશ્વાસુ સૂબા તરીકે આયબેકે મહાન લશ્કરી પરાક્રમો કરી

ખ્યાતિ મેળવી હતી. તેણે ઝાંસી, મીરત, દિલ્હી, રણથંભોર અને કોલ જીત્યા એટલું જ નહિ, પરંતુ ઈ. સ. ૧૧૯૪ માં કાશી (બનારસ) પર શાહી લશ્કર દોર્યું. તેણે બંડખોરોને દાબી દઈ સફળ રીતે પોતાનું સૂબાપદ સાચવ્યું, અને ઇસ્લામની સત્તા વધુ ને વધુ ફેલાવી. એ જમાનામાં ગ્વાલિયર હિંદની કિલ્લેબંધીની હારમાળાનું એક મોતી ગણાતું હતું, પરંતુ ઈ. સ. ૧૧૯૬ માં કુત્બુદ્દીને તેનો કિલ્લો પણ જીતી લીધો. બીજે જ વર્ષે તેણે ગુજરાતમાં અણહિલવાડનું રાજ્ય જીતી લીધું, એટલે આખું ગુજરાત પણ મુસલમાની અમલ નીચે આવી ગયું

૭ વર્ષની શાંતિ પછી કુત્બુદ્દીને પોતાનાં આક્રમણ શરૂ કર્યાં. ઈ. સ. ૧૨૦૨ માં બુંદેલખંડમાં આવેલી ચંદેલ રજપૂતોની રાજધાની કલિંજરને તેણે તાબે કરી. અહીં પણ મંદિરોને સ્થળે મસ્જિદો ચણાઈ, ૫૦,૦૦૦ માણસોને ગુલામ બનાવવામાં આવ્યા અને તેમની પાસે ઇસ્લામ ધર્મ સ્વીકારાવ્યો. આ અરસામાં મહમદ બખત્યાર ખિલજી નામના એક બળવાન સૂબાએ બિહાર અને બંગાળમાં મુસલમાની સત્તા ફેલાવી તેણે બંગાળમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપી લખ્નાવતીને રાજ્યધાની બનાવી આમ છતાં બખત્યારે કુત્બુદ્દીનને પોતાના સર્વોપરી રાજા તરીકે સ્વીકાર્યો. થોડાં વખતમાં વિંધ્યની હારમાળાની ઉત્તરનો બધો પ્રદેશ મુસલમાની અમલ નીચે આવી ગયો.

## રાજ્યકર્તા કુત્બુદ્દીન

ન્યાયી અને નિષ્પક્ષપાત રાજવી તરીકે કુત્બુદ્દીને મુસલમાન રાજાઓમાં અગ્રસ્થાન મેળવ્યું. તેની રાજ્યનીતિ સમભાવ અને સહિષ્ણુતા પર રચાયલી હતી. કહેવાય છે કે "કુત્બુદ્દીનના રાજ્યમાં વાઘ અને બકરી એક તળાવે પાણી પીતાં." એના અમલમાં પ્રજા એકંદરે સુખી હતી. રાજ્યનાં ધોરી માર્ગો ચોર અને લૂંટારાઓના ત્રાસથી મુક્ત હતા. તે એવો ઉદાર દિલનો હતો કે 'લાખ બક્ષના' નામથી ઓળખાતો. તેના રાજ્યમાં સૌ કોઇ તેના મિત્ર હતા. દુશ્મન ભાગ્યે જ નજરે પડતો. આમ છતાં કુત્બુદ્દિન એક ચુસ્ત મુસલમાન હતો.

## બાંધકામ

હિંદુ મંદિરોનો નાશ કરી તેનાં સાધનનોમાંથી કુત્બુદ્દીને દિલ્હી અને અજમેરમાં મસ્જિદો બંધાવી. દિલ્હીમાં આવેલો ૨૫૦ ફૂટ ઊંચો જગમશહૂર મિનારો બાંધવાની શરૂઆત એણે કરી. પરંતુ એ મિનારાનું બાંધકામ પૂરું થાય તે પહેલાં જ તે મરણ પામ્યો. અધૂરો રહેલો આ મિનારો કુત્બુદ્દીનના અનુગામી સુલતાન અલ્તમશે પૂરો કરી કુત્બુદ્દીનના નામને અમર કર્યું. શિલ્પકળાના ઉત્તમ નમૂના રૂપે આ મિનારો આજે પણ 'કુતુબ મિનાર' તરીકે દુનિયાભરમાં જાણીતો છે.


કુતુબ મિનાર

## મૃત્યુ

ઈ. સ. ૧૨૧૦માં કુત્બુદ્દીનનાં ઓચિંતા અને અકાળ અવસાનથી એના વિજયી અમલનો અંત આવ્યો હિંદમાં અને ઈરાનમાં લોકપ્રિય બનતી 'પોલોની' રમત રમતાં તે ઘોડા ઉપરથી પડી ગયો. આ અકસ્માતથી તેની મહાન અને સફળ કારકિર્દીનો કરુણ અંત આવ્યો. લડાયક ખમીરને માટે પ્રખ્યાત બનેલી ભારતભૂમિમાં કાયમી મુસલમાની રાજ્ય સ્થાપનાર રાજાઓમાં કુત્બુદ્દીન હમેશાં અગ્રસ્થાન ભોગવશે.

## રાજ્યમાં અંધાધૂંધી

આયબેકના મરણ પછી તરત જ રાજ્યમાં અંધાધૂંધી અને અવ્યવસ્થા ફેલાઈ. એનો એક પુત્ર ગાદી પર બેઠો, પરંતુ આવા વિશાળ રાજ્યની બાગડોર સંભાળવા તે લાયક અને શક્તિશાળી નીવડ્યો નહિ. પરિણામે

કુમાયા અને તાજ ઉદ્ દીન યેલ્ડોસ સત્તાને માટે અંદર અંદર ઝઘડવા લાગ્યા સરદારોના બંડ અને બખેડા વધવા લાગ્યા આ સ્થિતિનો અંત લાવવા લશ્કરી સરદારોએ અલ્તમશને રાજગાદી સંભાળી લેવા આગ્રહ કર્યો અલ્તમશ આયબેકનો માનીતો ગુલામ હતો અને પાછળથી તેનો જમાઈ બન્યો હતો તે આપણે જોઈ ગયા પોતાના સાળાને પદભ્રષ્ટ કરીને તે ઈ સ ૧૨૧૦ દિલ્હીનો સુલતાન બન્યો

— સ્વાધ્યાય —

૧ એક મામૂલી ગુલામમાંથી કુત્બુદ્દીન દિલ્હીના સુલતાન પદે કેવી રીતે પહોંચ્યો?
૨ કુત્બુદ્દીનની રાજનીતિ અને તેના રાજ્યવહીવટ વિષે જાણતા હો તે ટૂંકમાં લખો



## પ્રકરણ સાતમું

## અલ્તમશ

### પૂર્વજીવન

અલ્તમશનો જન્મ અલ્બરીના તુર્ક કુટુંબમાં થયો હતો યુવાવસ્થામાં એને ગઝની લઈ જવામાં આવ્યો ત્યાં આયબેકે એને ખરીદ્યો આયબેકે એને દિલ્હી લઈ જઈ પોતાનો મુખ્ય અંગરક્ષક બનાવ્યો પછી ઈ સ ૧૧૯૬ માં ગ્વાલિયરના હાકેમ તરીકે એની નિમણૂક થઈ

આપણે જોઈ ગયા તેમ અલ્તમશ આયબેકનો જમાઈ થતો હતો જેવો સંબંધ મહમદ ઘોરી અને આયબેક વચ્ચે હતો તેવો જ સંબંધ આયબેક અને અલ્તમશ વચ્ચે હતો આયબેક અલ્તમશ તરફ પુત્ર ભાવે જ વર્તતો આયબેકના મરણ પછી અલ્તમશ ગાદીનશીન થયો ગુલામવંશની ખરી સ્થાપના એને જ આભારી હતી ગુલામવંશના સુલતાનોમાં એ સૌથી મહાન હતો

અલ્તમશ ગુલામનો પણ ગુલામ હતો, તેમ છતાં તેના સિવાય રાજગાદી માટે બીજો કોઈ હરીફાઈ કરી શકે એમ ન હતું સ્વરૂપ સદ્ગુણ, સદ્બુદ્ધિ અને ચારિત્ર્યના ઉમદાપણામાં એનો હરીફ શોધ્યો જડે એમ ન હતું એક

રાજવી તરીકે એ પરોપકારી અને દયાળુ હતો. વિદ્વાનો ને વૃદ્ધો એને મન પૂજનીય હતા.

## તાત્કાલિક ફરજ

અલ્તમશે પોતાના હરીફોને દાબી દઈ રાજ્યને સગઠિત કરવાનું કામ પહેલું ઉપાડી લીધું નાસિરદ્દીન કુબાચા અને યેલ્ડોઝ એ બે એના સબળ હરીફો હતા ઈ સ ૧૨૧૭ માં અલ્તમશે યેલ્ડોઝને તાબે કરી કુબાચા પાસે ખંડણીપણું કબૂલાવ્યું આમ અલ્તમશે પોતાના હરીફોને સહેલાઇથી દાબી દીધા એટલામા ઈ સ ૧૨૨૧ મા તો એની સામે નવા અને બળવાન શત્રુઓએ હિંદના દરવાજા ખખડાવ્યા આ હતા મોગલો તેમણે પ્રથમ ખોરાસાન પર હલ્લો કર્યો ખોરાસાનનો છેલ્લો શાહ જલાલુદ્દીન ઝનૂની મોગલોના હુમલામાંથી બચવા અલ્તમશને શરણે હિંદમા ભાગી આવ્યો મદદ માટેની આ માગણીનો અલ્તમશે કુનેહભર્યો અને ઉદાર જવાબ વાળ્યો કારણ કે ઝનૂની મોગલોનો રોષ વહોરી લેવા તે તૈયાર ન હતો સારે નસીબે મોગલોને હિંદ જેવા ગરમ દેશમા વધારે વખત રહેવું રુચ્યુ નહિ અને તેઓ તરત જ જેવા આવ્યા તેવા પાછા ફર્યા

આ મુશ્કેલીઓમાથી અલ્તમશ પસાર થઈ વધુ બળવાન બન્યો ત્યાર પછી એના હરીફો પણ અદૃશ્ય થયા કુત્બુદ્દીનના હાથ નીચેના બધા ખંડિયા રાજાઓએ અલ્તમશની આણ સ્વીકારી અલ્તમશને હવે બીજા દેશો જીતી રાજ્યવિસ્તાર વધારવાની તક મળી ઈ. સ ૧૨૩૪ મા તેણે માળવા પર આક્રમણ કરી ઉજ્જૈન કબજે કર્યું આમ વિંધ્યની ઉત્તરના ઉત્તર હિંદના ઘણાખરા પ્રદેશોનો એ માલિક બન્યો

## ખલીફાનો પદવીસમારંભ

ઈ સ ૧૨૨૯માં બગદાદના ખલીફાએ અલ્તમશને હિંદના કાયદેસર ચક્રવર્તી સુલતાન તરીકે સ્વીકાર્યો, અને તે મતલબનો ખરીતો અર્પણ કરવા એક રાજ્યદ્વારી એલચીને દિલ્હી મોકલ્યો ઇસ્લામ જગતમાં રાજકીય અને આધ્યાત્મિક વડા તરીકે ખલીફાનું સ્થાન અનોખુ હતુ ખલીફાના ખરીતાની રૂએ અલ્તમશના માન અને મોભો વધ્યા એની આજ્ઞાનું પાલન કરવુ એ

મુસલમાનો માટે ફરજ થઈ પડી. આ પછી અલ્તમશે પોતાના નામના સિક્કા પડાવ્યા. આ સિક્કા ચાંદીના હતા અને દરેક સિક્કાનું વજન ૧૭૫ ગ્રેઈન હતું.

### યોગ્યતા

ગરીબાઈ અને ગુલામીમાં ઊછરીને અલ્તમશે અનેક પ્રતિકૂળ સંજોગો અને અથડામણોનો સામનો કર્યો. એ સાથે તે હિંદના બળવાન્ સુલતાનનું પદ પામી શક્યો. આ મહાન સિદ્ધી અલ્તમશનું અસાધારણ ધૈર્ય, અતુલ પરાક્રમ અને તીવ્ર બુદ્ધિને આભારી હતી એમ કહીએ તો બિલકુલ ખોટું નથી. આયબેકે જીતેલા રાજ્યને સંગઠિત કરી તેણે આખા ઉત્તર હિંદમાં ગુલામ વંશની આણ વર્તાવી, એટલે અલ્તમશને ગુલામવંશનો સાચો સ્થાપક ગણીએ તો તે વાજબી છે. તેના જીવનનો ઘણો ખરો સમય લશ્કરી આક્રમણોમાં પસાર થયો હતો, છતાં આટલી બધી પ્રવૃત્તિમાંથી વિદ્વાનો અને ફકીરોને આશ્રય આપવાનું એ ચૂકતો નહિ. અધૂરા રહેલા કુતુબ મિનારને પૂરો કરી તેણે પોતાના માલિકની સ્મૃતિ અમર કરી. તે છેલ્લી ઘડી સુધી એક મહાન સુલતાન તરીકે જીવ્યો; માત્ર માંદગીને કારણે બિછાને પડ્યો ત્યારે જ તેની પ્રવૃત્તિ બંધ પડી.

### મૃત્યુ

અલ્તમશ પૂરેપૂરો સત્તાધીશ બન્યો અને હિંદના મોટા ભાગ પર પોતાની આણ વર્તાવી શક્યો એટલું જ નહિ, પરંતુ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાની એનામાં શક્તિ અને જોમ હતાં એવે વખતે તેનું મૃત્યુ થયું. ઈ. સ. ૧૨૩૮ માં અલ્તમશની યશસ્વી કારકિર્દીનો ઓચિંતો અંત આવ્યો.

### — સ્વાધ્યાય —

૧. અલ્તમશે દિલ્હીના રાજ્યવિસ્તારમાં શો ફાળો આપ્યો?

૨. અલ્તમશનું ચારિત્ર્યલેખન ટૂંકમાં કરો.



રાજવી તરીકે એ પરોપકારી અને દયાળુ હતો. વિદ્વાનો ને વૃદ્ધો એને મન પૂજનીય હતા.

## તાત્કાલિક ફરજ

અલ્તમશે પોતાના હરીફોને દાબી દઈ રાજ્યને સંગઠિત કરવાનું કામ પહેલું ઉપાડી લીધું. નાસિરુદ્દીન કુબાચા અને યેલ્દોઝ એ બે એના સબળ હરીફો હતા. ઈ. સ. ૧૨૧૭ માં અલ્તમશે યેલ્દોઝને તથા ફરી કુબાચા પાસે સર્વોપરીપણું કબૂલાવ્યું. આમ અલ્તમશે પોતાના હરીફોને સહેલાઇથી દાબી દીધા. એટલામાં ઈ. સ. ૧૨૨૧ માં તો એની સામે નવા અને બળવાન શત્રુઓએ હિંદના દરવાજા ખખડાવ્યા. આ હતા મોગલો. તેમણે પ્રથમ ખોરાસાન પર હલ્લો કર્યો. ખોરાસાનનો છેલ્લો શાહ જલાલુદ્દીન ઝનૂની મોગલોના હુમલામાંથી બચવા અલ્તમશને શરણે હિંદમાં ભાગી આવ્યો. મદદ માટેની આ માગણીનો અલ્તમશે કુનેહભર્યો અને ઉદાર જવાબ વાળ્યો, કારણ કે ઝનૂની મોગલોનો રોષ વહોરી લેવા તે તૈયાર ન હતો. સારે નસીબે મોગલોને હિંદ જેવા ગરમ દેશમાં વધારે વખત રહેવું રુચ્યું નહિ અને તેઓ તરત જ જેવા આવ્યા તેવા પાછા ફર્યા.

આ મુશ્કેલીઓમાંથી અલ્તમશ પસાર થઈ વધુ બળવાન બન્યો. ત્યાર પછી એના હરીફો પણ અદૃશ્ય થયા. કુત્બુદ્દીનના હાથ નીચેના બધા ખંડિયા રાજાઓએ અલ્તમશની આણ સ્વીકારી. અલ્તમશને હવે બીજા દેશો જીતી રાજ્યવિસ્તાર વધારવાની તક મળી. ઈ. સ. ૧૨૩૪ માં તેણે માળવા પર આક્રમણ કરી ઉજ્જૈન કબજે કર્યું. આમ વિંધ્યની ઉત્તરના ઉત્તર હિંદના ઘણાખરા પ્રદેશોનો એ માલિક બન્યો.

## ખલીફાનો પદવીસમારંભ

ઈ. સ. ૧૨૨૯માં બગદાદના ખલીફાએ અલ્તમશને હિંદના કાયદેસર ચક્રવર્તી સુલતાન તરીકે સ્વીકાર્યો અને તે સન્માનનો ખરીતો અર્પણ કરવા એક રાજ્યદ્વારી એલચીને દિલ્હી મોકલ્યો. ઇસ્લામ જગતમાં રાજકીય અને આધ્યાત્મિક વડા તરીકે ખલીફાનું સ્થાન અનોખું હતું. ખલીફાના ખરીતાની રૂએ અલ્તમશના માન અને મોભો વધ્યા. એની આજ્ઞાનું પાલન કરવું એ

મુસલમાનો માટે ફરજ થઈ પડી. આ પછી અલ્તમશે પોતાના નામના સિક્કા પડાવ્યા. આ સિક્કા ચાંદીના હતા અને દરેક સિક્કાનું વજન ૧૭૫ ગ્રેઈન હતું.

## યોગ્યતા

ગરીબાઈ અને ગુલામીમાં ઊછરીને અલ્તમશે અનેક પ્રતિકૂળ સંજોગો અને અથડામણોનો સામનો કર્યો. એ સાથે તે હિંદના બળવાન સુલતાનનું પદ પામી શક્યો આ મહાન સિદ્ધી અલ્તમશનું અસાધારણ ધૈર્ય, અતુલ પરાક્રમ અને તીવ્ર બુદ્ધિને આભારી હતી એમ કહીએ તો બિલકુલ ખોટું નથી. આયબેકે જીતેલા રાજ્યને સંગઠિત કરી તેણે આખા ઉત્તર હિંદમા ગુલામ વંશની આણ વર્તાવી, એટલે અલ્તમશને ગુલામવંશનો સાચો સ્થાપક ગણીએ તો તે વાજબી છે. તેના જીવનનો ઘણો ખરો સમય લશ્કરી આક્રમણોમાં પસાર થયો હતો, છતાં આટલી બધી પ્રવૃત્તિમાંથી વિદ્વાનો અને ફકીરોને આશ્રય આપવાનું એ ચૂકતો નહિ. અધૂરા રહેલા કુતુબ મિનારને પૂરો કરી તેણે પોતાના માલિકની સ્મૃતિ અમર કરી. તે છેલ્લી ઘડી સુધી એક મહાન સુલતાન તરીકે જીવ્યો; માત્ર માંદગીને કારણે બિછાને પડ્યો ત્યારે જ તેની પ્રવૃત્તિ બંધ પડી.

## મૃત્યુ

અલ્તમશ પૂરેપૂરો સત્તાધીશ બન્યો અને હિંદના મોટા ભાગ પર પોતાની આણ વર્તાવી શક્યો એટલું જ નહિ, પરંતુ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાની એનામા શકિત અને જોમ હતાં એવે વખતે તેનું મૃત્યુ થયું. ઈ. સ. ૧૨૩૮ માં અલ્તમશની યશસ્વી કારકિર્દીનો ઓચિંતો અંત આવ્યો.

— સ્વાધ્યાય —

૧. અલ્તમશે દિલ્હીના રાજ્યવિસ્તારમાં શો ફાળો આપ્યો ?

૨. અલ્તમશનું ચારિત્ર્યલેખન ટૂંકમાં કરો.

*

## સુલતાના રઝિયા

અલ્તમશના મરણ બાદ રાજ્યમાં આશરે દસ વર્ષ સુધી અંધાધૂંધી અને અવ્યવસ્થા રહ્યાં; કારણ કે એના પુત્રો રાજ્યવહીવટની જવાબદારી ઉપાડવા માટે તદ્દન નાલાયક નીવડ્યા. અલ્તમશે પોતાની પુત્રી રઝિયાને ગાદી માટે વારસ ઠરાવી. આ વખતે એના મંત્રીઓએ ઇસ્લામી તખ્ત ઉપર એક સ્ત્રીને બેસાડવાના અલ્તમશના અપૂર્વ નિર્ણય સામે વિરોધ ઉઠાવ્યો. પરંતુ અલ્તમશે જવાબ આપ્યો, "મારા પુત્રો તો યુવાનીના સ્વચ્છંદમાં ફસાયેલા છે. તેમાંનો એક પણ રાજા બની દેશ પર રાજ્ય ચલાવવાને લાયક નથી. અને તમને ખાતરી થશે કે મારી પુત્રી સિવાય આ કામ માટે બીજું કોઈ વધારે લાયક નથી."

સ્ત્રી ગાદી વારસ હોય એમાં અશક્ય કે અકુદરતી કંઈ જ નથી. સ્ત્રીઓએ સફળ રીતે રાજ્યતંત્ર ચલાવ્યાના અનેક દાખલાઓ ઇતિહાસને પાને નોંધાયા છે. અને એ પણ ખરું છે કે જ્યારે જ્યારે સ્ત્રીઓએ રાજ્ય કર્યું છે ત્યારે ત્યારે તેમનો રાજ્યવહીવટ અમુક દેશોની તવારીખમાં વધારે ઉજ્જ્વલ નીવડ્યો છે. ઇગ્લંડની રાણી ઈલિઝાબેથ, રશિયાની રાણી કેથરાઇન અને વારંગલની રાજ્યરાણી રુદ્રમાદેવીનો સફળ રાજ્યવહીવટ આ કથનનું સમર્થન કરે છે. પરંતુ દિલ્હીના મુસલમાન અમીરો પોતાના ઉપર એક સ્ત્રી રાજ્ય કરે એ વિચાર માત્ર પણ સહન કરી શકયા નહિ. અલ્તમશના મૃત્યુ બાદ તેમણે અલ્તમશના એક પુત્રને ગાદી પર બેસાડ્યો.

કુંવર રૂકનુદ્દીન ગાદીએ તો બેઠો, પણ તે મોજીલો ને દુરાચારી હતો એની ગેરવર્તણૂકથી અમીરો અને પ્રજા કંટાળી ગયાં. આખરે અમીરોને થયું કે રઝિયા જ એક શક્તિમાન રાજકર્તા નીવડશે અને તેથી ગાદી માટે તેને આમંત્રણ મોકલ્યુ.

### રઝિયાનું રાજ્યારોહણ

રઝિયા ઈ. સ. ૧૨૩૫ માં ગાદી પર આવી. સખત પગલાં લઈ તેણે રાજ્યમાં શાંતિ ને સુવ્યવસ્થા સ્થાપ્યાં. તે ઘણી બુદ્ધિશાળી સ્ત્રી હતી. એના પિતાના સમયમાં એણે એક કુશળ વ્યવસ્થાપક તરીકે પોતાની શક્તિ બતાવી

હતી અલ્તમશના સમયમાં ઘણી વાર તે 'રાજ્યરક્ષક' થઈ હતી મુસલમાન ઇતિહાસકાર ફિરસ્તાના શબ્દોમા કહીએ તો તે ઉદાર, ન્યાયી, શાણી, રાજ્યનુ ભલું કરનાર, પ્રજાની રક્ષક, લશ્કરને દોરનાર મહાન રાજ્યકર્ત્રી હતી આટલા બધા ગુણો હોવા છતાં તે સ્ત્રી હતી એ તેનો દોષ હતો રઝિયા બેગમે આ ખામી સુધારવા પોતાથી બનતા બધા પ્રયાસ કર્યા નારીવેશનો ત્યાગ કરી એણે મરદનો પોશાક પહેરવો શરૂ કર્યો એટલુ જ નહિ પણ છડેચોક દરબાર ભરી રાજ્યના પ્રત્યેક પ્રશ્ન પર તે પોતે દેખરેખ રાખવા લાગી

આમ છતા પણ તે સ્ત્રી જાતિ હોઈ સ્ત્રીઓને સહજ એવી નબળાઈની ભોગ થઈ પડી યાકુત નામના સીદી ગુલામ સાથેના નિર્દોષ છતાં ગાઢ સબધને લઈને એના અમીરો એની ઈર્ષ્યા કરવા લાગ્યા

પરિણામે અસતોષ પ્રસરવા લાગ્યો છેવટે અલ્તુનિયા નામના તુર્કી ઉમરાવે બડ કર્યું રઝિયા લશ્કરની આગેવાની લઈ બડખોરોની સામે ગઈ ઝપાઝપીમાં એબસીનિયન ગુલામ મરણ પામ્યો અને તે પોતે કેદ પકડાઈ

અલ્તુનિયા રઝિયાના સૌન્દર્યથી મુગ્ધ બન્યો અને તેણે તેની જોડે લગ્ન કર્યાં આ નવા સબધ પછી રઝિયાએ અલ્તુનિયની મદદથી તેમજ લશ્કરી બળથી રાજ્ય ચલાવ્યુ પરતુ કમનસીબે આ પ્રયાસ નિષ્ફળ ગયો, અને અનેક ખટપટોથી ભરેલા છતા બીજી રીતે સફળ એવા સાડાત્રણ વર્ષના રાજ્યવહીવટ પછી ઈ સ ૧૨૩૯ મા શત્રુઓના પ્રપચનો ભોગ બની રઝિયા મરણ પામી

રઝિયાના મરણ પછી એનો ભાઈ બેરામ ગાદી પર આવ્યો એનો બે વર્ષનો રાજ્યઅમલ પ્રજા માટે ઘણો જ ત્રાસજનક હતો મસુદ નામનો અલ્તમશનો એક પૌત્ર એને પદભ્રષ્ટ કરી ગાદીએ આવ્યો મસુદે ચાર વર્ષ સુધી રાજ્ય કર્યું પરતુ રાજ્યકર્તા તરીકે એ તદ્દન નિષ્ફળ નીવડ્યો

— સ્વાધ્યાય —

' સ્ત્રી હોવા છતા રઝિયા સફળ રાજ્યકર્ત્રી નીવડી શકી " આ કથનનું યોગ્ય સમર્થન કરો

૨ "સ્ત્રીના હાથમા રાજ્યની લગામ હોય ત્યારે અમુક ખરપચો ઊભી થાય છે અને કેટલીક અનિષ્ટ આખતો ઊભી થાય છે ' આ વિશે ઉદાહરણો લઈ તમારો મત દર્શાવો



## પ્રકરણ નવમું

## નાસિરૂદ્દીન–ફકીર રાજા

ગાદી પર આવતા પહેલાં ચાર વર્ષ નાસિરૂદ્દીને જેલમા ગાળ્યા હતાં, અને ત્યા એને ઘણુ વેઠવુ પણ હતું પરંતુ આ દુ ખના દિવસોએ એના જીવનમાં મોટો ફેરફાર કર્યો હોય એમ લાગે છે અલ્તમશે પોતાના પુત્ર માટે જે હલકો અભિપ્રાય આપ્યો હતો તેનો પોતે અપવાદ હતો એમ નાસિરૂદ્દીને રાજ્યારોહણ બાદ પુરવાર કરી આપ્યુ

નાસિરૂદ્દીનમા સાહિત્યની અસાધારણ શક્તિ હતી તેનુ ખાનગી તેમજ જાહેરજીવન કેટલાક ઉચ્ચ સિદ્ધાંતો પર ઘડાયેલુ હતું જેલનિવાસ દરમિયાન પણ સરકાર તરફથી મળતુ ભથ્થુ ન સ્વીકારતા તેણે જાતમહેનતથી પોતાનુ ગુજરાન ચલાવ્યુ હતુ એ જમાનાના મુસલમાન સમાજમાં અનેક સ્ત્રીઓ પરણવાની પ્રથા તેમજ અધિકાર હોવા છતાં નાસિરૂદ્દીને પોતાના સિદ્ધાંતને વળગી રહી એક પત્નીવ્રત પાળ્યુ, પોતાના અને પોતાના કુટુંબના નિર્વાહને માટે રાજ્યની તિજોરીમાથી યોગ્ય સ નિયણ લેવાનો અધિકાર હોવાછતાં નાસિરૂદ્દીને તે અધિકારનો ઐચ્છિક અસ્વીકાર કર્યો પોતે કુરાનની નકલે બનાવીને પૈસા મેળવતો તેના જીવનની જરૂરિયાતો ઘણી જૂજ હતી. એનું જીવન તદ્દન સાદુ હતુ ઘરનું બધુ કામકાજ એની સ્ત્રી જ કરતી તેના ઘરમા દાસી મ ત્ર પણ જોવા ન મળે તે એમ માનતો કે રાજા એ તો રાજ્ય ચલાવવા માટે પ્રભુ તરફથી નિમાયેલો એક વહીવટદાર છે અને પ્રજા ઉપર ખર્ચનો બિનજરૂરી બોજો લાદવો એ તેને માટે યોગ્ય નથી વૈભવ અને વિલાસના એ જમાના મા રાજ્યગાદી પર આવા ફકીર રાજાને જોઈ પ્રજા આશ્ચર્ય પામે એમા શી નવાઈ ?

નાસિરૂદ્દીન સ્વભાવે ભલો તેમજ ઉદાર હતો તેનામા સજ્જનના અને

વિદ્વત્તાનો સુમેળ જામ્યો હતો પોતાની આસપાસ વિદ્વાન અને સાધુ પુરુષોનું મંડળ જામેલું જોઈ એને આનંદ થતો ટીકાકારો પ્રત્યે એને દ્વેષભાવ ન થતો એ એની સહનશીનતા બતાવે છે એનાં પોતાના લખાણોની પણ ચર્ચા થતી એક વાર એવું બન્યું કે કોઈ વયોવૃદ્ધ વિદ્વાને એના લખાણની સમાલોચના દરમિયાન એને એક ભૂલ બતાવી નાસિરૂદ્દીને તેની ટીકાને માન આપી હસતે મુખે પોતાની ભૂલ સુધારી પરંતુ તેના ગયા પછી એણે પાછો પોતાનો મૂળ શબ્દ લખી દીધો એ વખતે એની આસપાસ જેઓ હતા તેઓ તો આવું વર્તન જોઈ ઘણા જ નવાઈ પામ્યા નાસિરૂદ્દીને તેમને કહ્યું, " એ વૃદ્ધ માણસને માન આપીને મેં તેને તેનો આત્મવિશ્વાસ સાચવી રાખવામાં મદદ કરી છે મારે તો કશું ગુમાવવાનું ન હતું ફક્ત મારો એક કાગળ બગડ્યો એટલું જ ને!"

આવા મહાન રાજકીય આંદોલનના જમાનામાં આવો સાધુ રાજા એ યોગ્ય રાજા તો ન જ કહેવાય પરંતુ સદ્‌ભાગ્યે આ સાધુ પુરુષને એક અસાધારણ બુદ્ધિવાળો મુત્સદ્દી મદદનીશ સાંપડ્યો તે હતો બલબન આ બલબને કટોકટીને સમયે ઝનૂની મોગલોના આક્રમણમાંથી દેશને પોતાની બુદ્ધિથી અને શક્તિથી ઉગાર્યો

— સ્વાધ્યાય —

✓૧ નાસિરૂદ્દીન 'ફકીર રાજા' તરીકે શા માટે ઓળખાય છે? એની કારકિર્દીનો ટૂંકમાં ખ્યાલ આપો

૨ 'નાસિરૂદ્દીનની ઉજ્જ્વળ કારકિર્દી મોટે ભાગે તેના પ્રધાન બલબનને આભારી હતી' એ પુરવાર કરો



## પ્રકરણ દસમું

## બલબન

### પૂર્વ વૃત્તાંત

બલબનનું મૂળ નિવાસસ્થાન તુર્કસ્તાન હતું તે તુર્કસ્તાનના કોઈ બળવાન સરદારનો વંશજ હોવાનો દાવો કરતો વિધાતાએ હિંદમાં ઇસ્લામની

સત્તાને બળવાન તેમજ કાયમી બનાવવા માટે બલ્બનને નિર્માણ કર્યો હોય એમ એના રોમાંચક જીવનવૃત્તાંત પરથી જણાય છે. એને બચપણમાં જ કેટલાક ગુલામના વેપારીઓ એનું અપહરણ કરી દિલ્હી લઈ આવ્યા હતા. એને સુલતાન અલ્તમશ આગળ વેચવા માટે રજૂ કરવામાં આવ્યો ત્યારે એના વામન અને બેડોળ સ્વરૂપને લઈને તેણે તેને ખરીદવાની ના પાડી. એમ કહેવાય છે કે આ વખતે બલ્બન સુલતાનને ઉદ્દેશીને બોલી ઊઠ્યો, "જહાંપનાહ, આપ નામદારે આ બીજા નોકરો કોને માટે ખરીદ્યાં છે?" હસતાં હસતાં અલ્તમશે કહ્યું, "મારે પોતાને માટે." બલ્બને કરગરીને કહ્યું, "ખુદાવિંદ, તો ખુદાને ખાતર મને ખરીદી લો." આ સાંભળી અલ્તમશે આ કદરૂપા ગુલામને ખરીદી લીધો અને તેને ભિસ્તીનું કામ સોંપ્યું. વખત જતાં બલ્બન પોતાની બુદ્ધિ અને ચાતુરીથી એક પછી એક ઊંચી પદવીએ ચઢ્યો. તેણે સુલતાનનો એટલો બધો વિશ્વાસ સંપાદન કર્યો કે ચાલીસ ગુલામોની પ્રખ્યાત ટોળીમાં એને સ્થાન મળ્યું.

અલ્તમશના મરણ પછી સુલતાના રઝિયાના અમલ દરમિયાન બલ્બને શિકારીઓના વડા અધિકારી તરીકે કામ કર્યું. બેરામના અમલ દરમિયાન પણ એનો આ હોદ્દો ચાલુ હતો. બલ્બન પોતાની જાતને સંજોગોને અનુકૂળ કરી શકતો એનો આ એક દાખલો છે. વળી લાગ જોઈને એ સોગઠી પણ મારી શકતો. બેરામની સામે બંડ ઉઠાવનાર અમીરોમાં બલ્બન આગેવાન હતો. બળવામાં સફળતા મેળવી એણે હાંસીનું હાકેમપદ મેળવ્યું. આ પ્રાંતના વહીવટમાં એણે પોતાનું ડહાપણ, વહીવટી શક્તિ, ન્યાયવૃત્તિ, ઉદારતા અને દીર્ઘદષ્ટિ વગેરે રાજાને શોભે એવા ગુણો દાખવ્યા. ઈ. સ. ૧૨૪૩માં રાજ્યમાં થયેલા બંડને સફળ રીતે દબાવી દઈ તેણે પાછી શાંતિ સ્થાપી. થોડા વખતમાં મોંગલોના આક્રમણનો પોતાના લશ્કરી બળ વડે તેણે સફળ સામનો કર્યો. અને તેમને પાછા હાંકી કાઢ્યા. આમ બલ્બન ઇસ્લામના રાજ્યનો મુખ્ય માર્ગદર્શક અને ભાગ્ય વિધાતા થઈ પડ્યો. પછી સુલતાન મસુદને પદભ્રષ્ટ કરી નાસિરૂદ્દીન દિલ્હીની ગાદી પર બેઠો, ત્યારે આ પ્રતિભાશાળી ગુલામ રાજ્યનો ખરો કર્તાહર્તા થઈ પડ્યો.

બલ્બનની સ્વામિભક્તિ અને વફાદારી અજોડ હતી. એણે ઇચ્છયું

હોત તો ગમે તે ઘડીએ તે ભલા નાસિરૂદ્દીનને પદભ્રષ્ટ કરી સુલતાનપદ મેળવી શકયો હોત. પરંતુ તે તો સિદ્ધાંતવાદી અને નીતિવાન પુરુષ હતો. એની વફાદારી એટલી ઉચ્ચ કોટિની હતી કે નાસિરૂદ્દીને એક વખત એનું માનભંગ કર્યું હતું, ત્યારે પણ રાજા સામે બંડ કરવાની શક્તિ હોવા છતાં પોતાને થયેલું અપમાન, મૂંગે મોંએ વેઠી લીધું.

## પ્રધાન તરીકે

પ્રધાન તરીકે બલબને રાજ્યનો વહીવટ મક્કમતાથી અને અથાગ ખંતથી ચલાવ્યો. બંડો શમાવી દઈ સૌ કોઈ પાસે રાજ્યના હુકમોનું પૂરેપુરું પાલન કરાવ્યું. પોતે રાજ્યના આગલના સ્તંભ જેવો બની ગયો. એની આ ચડતી કળાથી રાજ્યના બીજા અધિકારીઓ એની ઈર્ષ્યા કરવા લાગ્યા. તેમણે કાચા કાનના સુલતાનના કાન ભંભેરી તેને સ્થાનભ્રષ્ટ કરાવ્યો, પરંતુ રાજાના આ કૃત્યને પ્રજાએ એક અવાજે વખોડી કાઢયું, અને બલબન પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેનામાં પોતાનો વિશ્વાસ જાહેર કર્યો આવા પ્રચંડ વિરોધની તેમજ લોકમતની વધુ અવગણના નાસિરૂદ્દીન કરી શકયો નહિ. આ પછી જ્યારે તેણે તેને માનભેર પોતાના મંત્રીપદે ફરી નીમ્યો ત્યારે એમ કહેવાય છે કે ખુદાએ પણ આ પ્રસંગે પોતાનો આનંદ દર્શાવવા વરસાદ વરસાવ્યો.

વીસ વર્ષ સુધી બલબને નાસિરૂદ્દીનની એકનિષ્ઠાથી સેવા બજાવી. આ શક્તિશાળી મંત્રીની મદદ વિના નાસિરૂદ્દીન દિલ્હીના રાજ્યાસન પર એક દિવસ પણ ટકી શકયો ન હોત. એ દિવસોમાં બંડો થતાં, કાવતરાં રચાતાં, અને વારંવાર મોંગલોનાં આક્રમણો થતાં. ઇ. સ. ૧૨૬૦ માં નાસિરૂદ્દીન મરણ પામ્યો. તેની પછી તેનો અડગ અને હમેશાંનો વફાદાર મહામંત્રી સ્વાભાવિક રીતે ગાદી પર આવ્યો.

## લોખંડી રાજપુરુષ

નાસિરૂદ્દીનના મરણ પછી બલબન પોતાના હકની રૂએ ગાદીપર આવ્યો. તે લોખંડી રાજપુરુષ હતો અને પોતાના નિર્ણયોને મક્કમ રીતે પાર પાડતો. વળી તે પોતાના શત્રુઓને પણ કડક હાથે એટલી જ મક્કમ-

તાથી દાબી દેતો આવા કડક અમલને માટે તે સમયની પ્રજાની બંડખોર પ્રવૃત્તિઓ અને દેશ પર કાયમને માટે ઝઝૂમતો મોગલ આક્રમણનો ભય વધુ અંશે જવાબદાર ગણી શકાય.

ઇતિહાસને પાને બલબનના પાત્રને યોગ્ય ન્યાય મળ્યો નથી. ઇતિહાસકારોએ એને સાંકડા મનનો, પવિત્ર, અસહિષ્ણુ અને સ્વાર્થી જુલમગાર તરીકે ચીતર્યો છે. પરંતુ સંજોગવશાત્ તે ઉદાર અને ઉદાત્ત રાજવીઓની હરોળમાં સ્થાન લઈ શક્યો મોંગલ આક્રમણના ભયે એની સત્તાની પ્રગતિમાં આડકતરી રીતે વધારો કર્યો ઝનૂની મોંગલોના જુલમથી ત્રાસીને હજારો મૌલવીઓ અને ઉલેમાઓ દિલ્હીમાં આશ્રય શોધવા આવ્યા; કારણ કે આ સમયે દિલ્હીનું રાજ્ય સ્થાયી અને સુવ્યવસ્થિત હતું રાજ્યમાં આવા પ્રતિભાશાળી મહાપુરુષોના વસવાટથી બલબનની ખ્યાતિ વધી.

### રાજ્યવ્યવસ્થા

ગુના અને રાજદ્રોહને બલબને ઘણી સખતાઈથી દાબી દીધાં. હિંદુઓ તરફ તે વહેમની નજરે જોતો અને તેમના પ્રત્યે એનું વર્તન પણ અમાનુષી હતું. જોખમદારી ભરેલા હોદ્દાઓમાથી હિંદુઓને બાતલ રાખવામાં આવતા. રાજ્યને કનડગત કરનારાઓને તે નિર્દયતાથી રહેંસી નાખતો. આસપાસનાં જંગલોને સાફ કરાવી તેમને ખેડવાલાયક ખેતરો બનાવ્યાં. આમ રાજ્યની સમૃદ્ધિ વધારીને અને લૂંટારાઓને સનાવાનાં સ્થળોનો નાશ કરી એણે એક કાંકરે બે પક્ષી માર્યાં. રાજ્યની હદમાં અગત્યની જગ્યાએ મજબૂત કિલ્લાઓ બાંધી તેમાં બળવાન લશ્કરની ભરતી કરી અને આ લશ્કરના પીઠબળથી આખા રાજ્યમાં શાંતિ જાળવી. બલબનના રાજ્યમાંના જાહેરમાર્ગો લૂંટારાઓના ભયથી મુક્ત હતા એ બિનાનું સમર્થન તેના અમલનાં ૬૦ વર્ષ બાદ પણ એક ઇતિહાસકાર પોતાની કૃતિમાં કરે છે. બલબનનું શિસ્તપાલન બહુ જ અસરકારક હતું ગુનેગાર પર એ બાજપક્ષીની માફક તૂટી પડતો. જો કોઈ ગામ કે શહેરની હદમાં કોઈ ગુનો થયો હોય તો તે આખા ગામ કે શહેર પર તેનો પોલાદી પંજો અચૂક પડતો અને તેમના પર સામુદાયિક શિક્ષા લાદવામાં આવતી.

સંકુલ પર
શિક્ષણ પાઠ

## મોંગોલ આક્રમણ સામેનાં પગલાં

મોગોલ આક્રમણના સામના માટે હંમેશ જાગૃત રહેવાની તેમજ તૈયારી રાખવાની જરૂર છે એ બલબન સારી રીતે સમજતો હતો. આ હુમલાઓને પહોંચી વળવા તેણે પોતાના લશ્કરને ઘણા ઉચ્ચ પ્રકારની તાલીમ આપી કટિબદ્ધ રાખ્યું. મોગોલોના ભયને લીધે જ એને હિંદુઓ તેમજ તુર્કી ખાનો પ્રત્યે કડક પગલાં ભરવાની ફરજ પડી હતી. દેશ પર જ્યારે પરદેશી હુમલાઓનો ભય ઝઝૂમતો હોય ત્યારે આંતરિક બંડો અને અશાંતિ સામે કડક પગલાં તો ભરવાં જ પડે ને? અનુકૂળ સંજોગોમાં બલબન કદાચ સાંકડા મનનો કે જુલમગાર નીવડ્યો ન હોત. પોતાની પ્રજાના મોટા ભાગના હિતને માટે જ એને આવો કડક અમલ અખત્યાર કરવાની ફરજ પડી હતી.

મોંગોલો કેવો કાળો કેર વિતાવતા તેનો ખ્યાલ તો નીચે આપેલા એમના વર્ણન પરથી આવશે.

"પોલાદી શરીર, અગ્નિ જેવું લાલચોળ અને પ્રચંડ મુખ, ભયાનક આંખો, ટૂંકી ગરદન, પહોળાં નસકોરાં અને જાડી ને ખરબચડી ચામડીવાળું દુર્ગંધ મારતું શરીર જોતાં ચીતરી ચઢે અને કમકમાટી ઊપજે—" એવા હતા આ મોગોલો. બલબનના દરબારનો કવિ અમીર ખુશરૂ મોગોલોનું ઉપર પ્રમાણે વર્ણન કરે છે. તે આગળ જતાં કહે છે કે "તેઓ કૂતરામાંથી ઊતરી આવેલા છે પરંતુ તેમનાં હાડકાં વધારે મોટાં છે." બલબન પણ એમનાં પશુ જેવાં મોં જોઈ આશ્ચર્ય પામ્યો અને કહ્યું, "ખુદાએ એમને દોજખના અગ્નિમાંથી બનાવ્યા હોય એમ લાગે છે."

આવા ઝનૂની મોગોલોના કાયમના ભયને પહોંચી વળવા બલબન મોટે ભાગે પાટનગરમાં જ રહેતો. એના તાલીમબદ્ધ લશ્કરે આખરે મોંગોલોને પોતાને વતન નાસી જવાની ફરજ પાડી. આમ આ બળવાન રાજાના અમલ દરમિયાન ભારત દેશ નિર્ભય બન્યો.

## બલબન અને તેના ચાળીસ ગુલામોનું મંડળ

જો કે બલબન એક સાધારણ ગુલામ હતો અને ઘણી નીચી પાયરીએથી સુલતાનની ઉચી પદવીએ પહોંચ્યો હતો, છતાં ગાદી પર બેઠા પછી વિશ્વાસ

અને જવાબદારીભર્યા હોદ્દાઓ નીચા કુળના માણસોને તે કદી આપતો નહિ. રાજાના સ્થાનનો મોભો હમેશાં બરાબર જળવાવો જોઈએ એવો એનો આગ્રહ હતો. ચાળીસ ગુલામોના મંડળ સામે કડક પગલાં લઈ તેમને દાબી દેવાનાં કારણોમાંનું આ એક કારણ હોઈ શકે. પરંતુ આ મંડળને દાબી દેવામાં એની રાજકીય કુનેહ અને દીર્ઘદષ્ટિ કારણભૂત હતી. ચાળીસ બળવાન સરદારો રાજા અને તેની સત્તા ઉપર સતત તકેદારી રાખે અને રાજાની સ્થિતિ એક સત્તા વગરનાં પૂતળાં જેવી બનાવી મૂકે એ કેમ પરવડે એ સત્ય એને તરત જ સમજાયું. આવા બળવાન સરદારોની દયા પર જીવીને સત્તા ભોગવવી અથવા તો તેઓ પોતાની સત્તાનાં બળે અને સ્વાર્થને માટે આખા રાજ્યને કોઈપણ ઘડીએ આંતરવિગ્રહમાં સંડોવે એ બલ્બન જેવો સુલતાન ન જ નિભાવી લે. આ કારણોને લીધે આ મંડળનો પોતે પણ એક વખત સભ્ય હોવા છતાં તેને નિર્દય રીતે દાબી દીધા સિવાય એનો છૂટકો ન હતો.

## તુઘ્રીલનો બળવો

બંગાળના હાકેમ તુઘ્રીલે જગાવેલું બંડ દાબી દેવા માટે બલ્બનને આટલે લાંબે સુધી ચઢાઈ લઈ જવાની ફરજ પડી. તુઘ્રીલ બલ્બનનો માનીતો ગુલામ હતો. તેણે બલ્બનની વૃદ્ધાવસ્થા અને મોંગોલોના આક્રમણને અટકાવવાનું રોકાણ એ બેનો લાભ ઉઠાવી સ્વતંત્ર થવાની હિંમત કરી. પોતાની મહત્ત્વાકાંક્ષાને પોષવાને તેણે સ્વતંત્ર સાર્વભૌમ સુલતાનનું પદ ધારણ કર્યું. અને પોતે દબદબાથી રહેવા લાગ્યો. બલ્બને મોકલેલાં બે લશ્કરો તુઘ્રીલને હરાવવામાં નિષ્ફળ નીવડ્યાં. વૃદ્ધ સુલતાન શરમ અને ગુસ્સાના આવેશમાં આવી ગયો. પોતે એક લશ્કર લઈ બંડખોર હાકેમને શિક્ષા કરવા બંગાળ ગયો. તે પ્રતિકૂળ હવામાન અને ધોધમાર વરસાદની અવગણના કરતો સીધો રાજધાની લખનાવતીમાં પહોંચી ગયો. સુલતાનના લશ્કરને નજદીક આવતું જોઈ તુઘ્રીલ નાસી ગયો. બલ્બને એક ભૂખ્યા વરુની માફક એનો પીછો પકડ્યો અને એને મારી નાખ્યો. બંડખોરોને શિક્ષા કરવા માટે બલ્બને લખનાવતીનાં બજારમાં બંને બાજુઓ શૂળીઓ ઊભી કરાવી અને તેના પર બંડખોરોને હારબંધ ચઢાવવામાં આવ્યા. તુઘ્રીલના દીકરાઓ, સંબંધીઓ અને અનુયાયીઓને મારી નાખીને જાહેરમાં

લટકાવવામાં આવ્યા આ વેરની વસુલાતનુ ભયંકર કામ બે દિવસ કરતાં પણ વધારે ચાલ્યુ અને લોકો આ ભયંકર હત્યાકાંડ જોઈ ત્રાસી ઊઠ્યા પોતાના પુત્ર બુઘરાખાન મહમદને બંગાળનો સૂબો નીમી બલ્બન દિલ્હી પાછો ફર્યો

## બલ્બનનું મૃત્યુ

બંગાળના આ જહેમતભર્યા આક્રમણની અસર બલ્બનના ઘસાતા શરીર પર જણાવા લાગી આ સવારી પછી એ લાંબો વખત જીવ્યો નહિ, એટલામા તો એના પર એક કારી ઘા પડ્યો એનો માનીતો અને વહાલો શાહજાદો મહમદ મોગોલો સાથેના એક યુદ્ધમાં દીપાલપુર નજદીક ઈ સ. ૧૨૮૭ મા મૃત્યુ પામ્યો આ આઘાતથી ભગ્ન હૃદય બનેલો સુલતાન સાજો થયો નહિ તે ઈ સ ૧૨૮૭ મા મરણ પામ્યો આમ બલ્બનની પ્રધાન અને રાજા તરીકેની ચાળીસ વર્ષની લાંબી અને કારકિર્દીનો કરુણ અંત આવ્યો બલ્બનમા કેટલાક દોષો હોવા છતા તે એક મહાન સુલતાન હતો હિંદમાં રાજ્યપદનો સાચો ખ્યાલ એ પિછાણતો હતો રાજાની સત્તા અને ગૌરવ કેવી રીતે ટકાવી રાખવા તે એ બહુ સારી રીતે સમજતો હતો તે શાહી ઠાઠ અને દબદબાથી રહેતો પ્રજાજનો એનો શાહી ઠાઠ અને વૈભવ જોવા દૂરદૂરથી આવતા. સ્વભાવે તે ઘણો ગભીર હતો તે પોતાના જીવનમાં કદી ય ખડખડાટ હસ્યો ન હતો, તેમજ તેની હાજરીમા હસવાની તેમજ મશ્કરી કરવાની કોઈ હિંમત કરતુ નહિ યુવાનીમા દારૂ અને દ્યૂતના શોખીન બલ્બને સુલતાન બન્યા પછી આ વ્યસનોને છોડી દીધા હતા એક વખતનો ગુલામ, ભિસ્તી, શિકારી, સેનાપતિ, મત્રી અને છેવટે સુલતાન બનેલો બલ્બન દિલ્હીના મશહૂર રાજાઓની વશાવળીમા ઘણો જ પ્રતિભાશાળી રાજપુરુષ થઈ ગયો એમ કહીએ તો ખોટુ નથી

## ગુલામ વંશનો અંત

બલ્બનના મરણ બાદ હમેશ મુજબ દિલ્હીની ગાદી પર ચારિત્ર્યહીન, નબળા અને મોજીલા રાજાઓની પરપરા ચાલી આ રાજાઓ પોતાની સત્તા ઝાઝો વખત ટકાવી શક્યા નહિ, ઊલટુ, પોતાના પ્રતિભાશાળી પૂર્વજોના તખ્તને તેમણે નામોશી લગાડી રાજાઓના સ્વચ્છંદી, દુરાચારી, અને મોજીલા જીવનની અસર પ્રજા પર પણ પડી. 'યથા રાજા તથા પ્રજા'નુ સૂત્ર આ

સમયને યથાર્થ લાગુ પાડી શકાય. પાટનગરના ખૂણેખૂણામાં નશાબાજી અને વ્યભિચાર નજરે પડતાં. શેરીએ શેરીએ ધમાલ અને હિંગાણા એ હંમેશનો ક્રમ થઈ પડ્યો. ખુદ ન્યાયાધીશો પણ જાહેરમાં પીધેલ હાલતમાં નજરે પડતા. અને સંગીતના સૂરો તો દરેક ઘરમાંથી નીકળતા સંભળાતા. આવા સંજોગોમાં વંશનો વિનાશ નજદીક હોય એ સ્પષ્ટ દેખાતું. ગુલામ વંશના ઇતિહાસનો અંત પણ બહુ કરુણ હતો. આ વંશના છેલ્લા શાહજાદાને એના દુશ્મનોએ કેદી હાલતમાં ઘેરી લીધો. તેની ખોપરી તોડી નાખવામાં આવી અને તેના દેહને ચાદરમાં વીંટાળી મહેલની બારીમાંથી વહી જતી નદીમાં ફેંકી દેવામાં આવ્યો.

— સ્વાધ્યાય —

૧. બલબનનું પાત્રાલેખન કરો.
૨. બલબનની રાજ્યવ્યવસ્થાનું વિગતવાર વર્ણન કરો.
૩. ટૂંક નોંધ લખો:- (૧) તુઘ્રીલનો બળવો (૨) મોંગોલ આક્રમણ (૩) ચાળીસ ગુલામોનું મંડળ.



## પ્રકરણ અગિયારમું

## ગુલામ રાજાઓની સિદ્ધિઓ

આ વંશના બધા રાજાઓ ગુલામ હતા. તેઓ જાતે ગુલામ હોવા છતાં પણ તે જમાનાના અસાધારણ સંજોગોમાં પોતાની અંગત લાયકાત અને ચારિત્ર્યબળથી રાજ્ય પદે પહોંચી શક્યા હતા. તેમનામાંનો દરેક કુદરતી બક્ષિસથી તેમજ પ્રાપ્ત કરેલી કુશળતાથી મનુષ્યો પર શાસન કરવાને સર્જાયો હતો. પોતે રાજ્યાસનની જવાબદારી અને ફરજો અદા કરવામાં શક્તિશાળી છે એમ દરેકે સિદ્ધ કરી બતાવ્યું. કુત્બુદ્દીન, અલ્તમશ, રઝિયા, નાસિરૂદ્દીન અને બલબન એ વિલક્ષણ વ્યક્તિઓ હતી. કુત્બુદ્દીન, અલ્તમશ અને બલબન એ રાજગાદીનાં અયોગ્ય પાત્રો ન હતાં માત્ર રઝિયા એક સ્ત્રી હતી એટલો જ એનો દોષ હતો। જો તે પુરુષ વ્યક્તિ હોત તો તેની કારકિર્દી લાંબો સમય ચાલી હોત અને એ વંશની તવારીખમાં સૌથી મોખરે રહી હોત.

નાસિરૂદ્દીન સાધુ પુરુષ હતો, તેમ છતાં એ અસમર્થ રાજવી ન હતો. તેણે કેટલાક સિદ્ધાંતો અનુસાર પોતાના જીવનને શિસ્તબદ્ધ બનાવ્યું. તે અશક્ત પુરુષ હોત તો બલબન જેવા સમર્થ મંત્રીની હાર્દિક વફાદારી મેળવી શક્યો ન હોત. કારણ, બલબન પાત્રનો અચ્છો પરીક્ષક હતો. વીસ વર્ષ સુધી નાસિરૂદ્દીનમાં એણે કંઈ પણ એવું જોયું હશે કે જેથી તેણે તેની એકનિષ્ઠાથી સેવા કરી. એ સમયમાં બલબન એકલો જ સમર્થ સત્તાધીશ રાજવી હતો. એની જગ્યાએ કોઈ બીજો રાજવી હોત તો દેશને અનિષ્ટ પરિણામો ભોગવવાં પડત. રાજ્યને તે સમયના સંકટમાંથી બલબન જ ઉગારી શક્યો.

ઇસ્લામ માટે હિંદુસ્તાનની જીત એ ગુલામ રાજવીઓની સૌથી મહત્ત્વની સિદ્ધિ હતી. વિંધ્યની ઉત્તરના સઘળા પ્રદેશ પર તેમણે વર્ચસ્વ મેળવ્યું. તેમણે મહત્ત્વની જગ્યાઓ પર અસરકારક લશ્કરી પહેરો રાખ્યો. તેમણે મજબૂત કિલ્લાઓ બંધાવી મુસ્લિમ સાર્વભૌમ સત્તાનું રક્ષણ કર્યું. તેમણે બંગાળ અને દિલ્હીનાં બે સંગીન અને સ્થિર મુસલમાન રાજ્યોની સ્થાપના કરી. તેમણે લુટારા અને બંડખોર સરદારોના ભયમાંથી પ્રજાને રક્ષણ આપી દેશમાં શાંતિનું સામ્રાજ્ય ફેલાવ્યું. અંતે તેમણે મોગલોને હિંદ બહાર હાંકી કાઢી તેમના તરફથી ઝઝૂમતા ભયને હંમેશ માટે દૂર કર્યો.

ગુલામ રાજાઓની આ નજીવી સિદ્ધિ નહોતી. અધીના એ સમયમાં પણ રાજવીઓ સાહિત્ય અને કળાને ઉત્તેજન આપી શક્યા એ આશ્ચર્યજનક બાબત છે. દિલ્હીની જુમ્મા મસ્જિદ અને કુતુબમિનાર એ કળાના ઉમદા સ્મરણસ્તંભો છે. આ કંઈ આકસ્મિક ન હોય. કદાચ હિંદમાં મુસ્લિમ સત્તાને સ્થિર કરીને તેને આશ્રય આપવા ખાતર વિધાતાની અકળ શક્તિઓનું એકાદ જરૂરી પગલું પણ હોય! જો કે મહમદ ગઝની આ ભૂમિ પર વંટોળિયાની ગતિથી ફરી વળ્યો અને તેણે મુલકને વેરાન બનાવી મૂક્યો, એટલે એની સવારીઓ એક શાપ સમાન નીવડી, પરંતુ મહમદ ઘોરીની સફળ જીતની પરંપરામાં એના પછીના મુસલમાન યુદ્ધવાંછુઓએ ઇસ્લામની વિજયપતાકા ઉત્તર હિંદના દરવાજાથી બંગાળના ઉપસાગર સુધી ફરકાવી. જે દેશની પ્રાપ્તિ તેઓ અજાણપણે કરતા હતા તેની તેમને ખબર ન હતી. બધા ગુલામ રાજ્યકર્તાઓ લાક્ષણિક વ્યક્તિઓ જેવા હતા. તેઓ

અભણ કે જંગલી ન હતા. હિંદ ઇસ્લામી દુનિયાના બુદ્ધિમાન પુરુષોનું આશ્રયસ્થાન બનશે એ તેમની યોજનામાં ન હતું. બલબનનો દરબાર ઘણો ભવ્ય હતો. હિંદુ અને મુસલમાન પ્રજા દેશના દૂરદૂરના ખૂણામાંથી એનો દરબાર જોવાને આવતી. આ બધું સંજોગોવશાત્ બન્યું હતું બલબને એ સંજોગો ઉપસ્થિત કર્યા ન હતા, છતાં એના પાટનગરને સંરક્ષિત બનાવવામાં એનો હિસ્સો નજીવો ન હતો. જો કે બલબન અને બીજા ગુલામ રાજવીઓ સંસ્કારિક જાગૃતિ લાવવામાં સફળ ન થઈ શક્યા, પણ સંસ્કારિતા માટે તેમણે પહેલવહેલું યોગ્ય વાતાવરણ જમાવ્યું એ તો આપણે નિઃશંક કહી શકીએ. એ માટે તેમણે જ પહેલ કરી. ભવિષ્યની પ્રગતિ દર્શાવતો માર્ગ શોધી તે માર્ગમાં પહેલાં પગલાં પાડનાર ગુલામ રાજવીઓ હતા. તેમની વિજય પતાકાને વિંધ્ય ઓળંગી દક્ષિણમાં ફરકાવવાનું કામ તેમના વારસોનું હતું.



## પ્રકરણ બારમું

## જલાલુદ્દીન ખીલજી

આપણે પહેલાં જોઈ ગયા તે પ્રમાણે બલબન પોતાની પાછળ કોઈ વારસ મૂકી ગયો ન હતો. હવે કુત્બુદ્દીનના વંશનો અંત આવ્યો હોય એમ સ્પષ્ટ થયું. રાજ્યકર્તાની વંશાવળીમાં યોગ્ય સમયે યોગ્ય ફેરફાર થયો ન હોત તો હિંદમાં ઇસ્લામ સત્તાનો મૃત્યુઘંટ વાગ્યો હોત. અલ્તમશના અમલ બાદ કોઈ જાણવાજોગ બનાવ બન્યો ન હતો, કે કાયમનો વિજય કે પ્રદેશ મેળવવામાં આવ્યો ન હતો. નાસિરૂદ્દીન અને બલબનનો મોટો ભાગનો સમય પોતાના રાજ્યને સુદઢ અને સંગઠિત બનાવવામાં, હિંદુ રાજાઓનાં બંડો શમાવવામાં તેમજ ઝનૂની મોંગોલોના આક્રમણનો મજબૂત સામનો કરવામાં પૂરો થઈ ગયો.

હિંદમાંના ઇસ્લામી અમલને અનિવાર્ય આવી પડતી મુશ્કેલીમાંથી અને વિનાશમાંથી ઉગારી લેવા માટે હવે નવા લોહીની જરૂર હતી. અત્યાર સુધીના રાજ્યકર્તાઓ તુર્ક જાતિના હતા. પરંતુ તુર્કો ઉપરાંત જાતજાતની કોમો ઇસ્લામના વાવટા નીચે હિંદમાં આવી વસી હતી. એમાંના લોકો મોટે ભાગે

અફઘાનો હતા, અથવા તો તુર્કો સાથે ભેળમેળ થયેલા અફઘાનો હતા હવે શુદ્ધ તુર્કો તો કોઈ રહી શક્યા જ ન હતા. આવી મિશ્ર જાતિના રાજાઓ ખીલજી વંશના હતા ખીલજી વંશના સરદારોએ બંગાળ પ્રાંત જીત્યો હતો. અને ત્યાં રાજ્ય કર્યું હતું દિલ્હીના રાજ્યમા પણ તેમણે ઊંચા હોદ્દાઓ ભોગવ્યા હતા. ખીલજી વંશના એક સરદાર જલાલુદ્દીન ખીલજીએ ઈ સ ૧૨૮૮ મા દિલ્હીની ગાદી ઝડપી લીધી અને ખીલજી વંશની સ્થાપના કરી પરંતુ આ વંશના રાજાઓએ માત્ર ૩૦ વર્ષ જેટલા ટૂંકા સમય માટે રાજ્ય ભોગવ્યુ

ગાદી પર બેસતી વખતે જલાલુદ્દિન ૭૦ વર્ષની વયનો હતો કોઈ પણ દેશમા અને વિશેષે કરીને હિંદ જેવા દેશમા તો રાજા થવા માટે તે ઘણો જ વૃદ્ધ ગણાય સ્વભાવે તે એટલો તો નરમ હતો કે રાજ્યદ્રોહ જેવા ભયંકર ગુના માટે પણ તે કોઈને મોતની શિક્ષા ફરમાવતો નહિ બલબનના ભત્રીજા છજ્જુએ બંડ કર્યું તેમા તે હાર્યો, પણ જ્યારે તેને વૃદ્ધ સુલતાન આગળ ઊભો કરવામા આવ્યો ત્યારે છજ્જુની ગુલામ વંશ પ્રત્યેની વફાદારીની તેણે તારીફ કરી અને તેને માફી આપી એક વાર કેટલાક ઠગોને પકડવામા આવ્યા ત્યારે સુલતાને તેમને દેહાંતદંડની શિક્ષા કરવાને બદલે બંગાળમા હદ પાર કર્યા ફક્ત એક જ વાર તેણે એક દરવેશને રાજ્યદ્રોહના ગુના માટે ફાંસીની સજા કરી હતી

આ લોકમા પોતાની કીર્તિ કે આબાદીનો વિચાર કરવા કરતા પરલોકમાં પોતાના ભાવિ મોક્ષનો વિચાર કરવામા આ ભલો રાજા વધારે મશગૂલ રહેતો બાદશાહી વૈભવ અને ઠાઠને છોડી તે સાદુ જીવન ગાળતો થોડા જ વખતમાં તેણે લગભગ બધી સત્તા પોતાના ભત્રીજા અલાઉદ્દીન ખીલજીને સોંપી દીધી આવો છેક ભલો રાજા તે જમાનામા લોકપ્રિય તો કેવી જ રીતે બની શકે ? એ જમાનામા તો પ્રજાને લડાયક ખમીરના અને કડક સ્વભાવના રાજ્યકર્તાની જરૂર હતી આ પહેલા નાસિરૂદ્દીન જેવા ભલાભોળા રાજાને નિભાવી લીધો હતો, પણ તે ફક્ત તેના બાહોશ, વફાદાર અને ઉદ્યોગી પ્રધાન બલબનને લીધે જ અને વળી નાસિરૂદ્દીન તો જલાલુદ્દીન કરતાં વધુ ભાગ્યશાળી હતો જલાલુદ્દીનનો ભત્રીજો અલાઉદ્દીન જુવાન, બહાદુર તેમજ કડક સ્વભાવનો, અને ઘણો સ્વાર્થી હતો તેનામા બલબનની વફાદારી અને

સ્વામિભક્તિનો અભાવ હતો. જો કે સુલતાને પોતાની શાહજાદીને અલાઉદ્દીન જોડે પરણાવી હતી, છતાં આ બેવફા ભત્રીજા અને જમાઇએ બંડખોરો જોડે મળી જઈ વૃદ્ધ સુલતાનનું કાસળ કાઢવાનું કાવતરું રચ્યું. એક વખત વૃદ્ધ સુલતાન પોતાના વિજયી ભત્રીજાને વહાલથી ભેટવા ગયો, ત્યારે તેણે પોતાના શાગિર્દોને નિશાની કરી. તેને મારી નંખાવ્યો અને ઇસ્લામની તવારીખમાં નોંધાયેલા નાપાકમાં નાપાક અને અતિ નીચ ખૂનનો ભાગીદાર બન્યો. પોતાના શત્રુઓ અને બંડખોરો પ્રત્યેની નરમાશ આખરે જલાલુદ્દીનને પોતાને જ ભારે પડી.



## પ્રકરણ તેરમું

## અલાઉદ્દીન ખીલજી

મધ્યકાલીન હિંદના રાજવીઓમાં અલાઉદ્દીન ખીલજી ગણનાપાત્ર સ્થાન ભોગવે છે. જો કે તે અભણ હતો અને વાંચી પણ શકતો ન હતો, છતાં તેનો રાજ્યવહીવટ ઘણો યશસ્વી નીવડ્યો. તે લોહીતરસ્યો અને કુટિલ રાજ્યનીતિમાં માનનારો હતો. એના જેટલો રક્તપાત કોઈ પણ રાજાએ કર્યો નહિ હોય એમ એક મુસલમાન ઇતિહાસકાર લખે છે. તે પોતાના વિરોધીઓને નિર્દય રીતે શિક્ષા કરતો અને સમગ્ર પ્રજામાં સખત ધાક બેસાડતો. આટલું છતાં તે કડક અને શક્તિશાળી રાજ્યકર્તા હતો. તે જમાનામાં રાજાના અમલને સફળ બનાવી શકે એવો એક ઉચ્ચ ગુણ તેનામાં હતો. તે એક યોદ્ધો હતો. ભલે તેને વાંચતાં આવડતું ન હતું છતાં તેને સુંદર નેતાગીરી આવડતી હતી, અને પોતાના સૈનિકોને વિજયને માર્ગે દોરતાં પણ આવડતું હતું એની પહેલાંના કોઈ પણ મુસલમાન રાજા કરતાં તેણે ઇસ્લામની આણ વધારે વિસ્તારમાં ફેલાવી. તેણે ૨૦ વર્ષ સુધી આપખુદ અમલ ચલાવ્યો અને પોતાના રાજ્યની હદમાં ઘણો વધારો કર્યો.

### શરૂઆતનો અમલ

અલાઉદ્દીનનો આખો અમલ રોમાંચક અને અદ્‌ભુત ઘટનાઓથી ભરપૂર છે. એ બધાનું વર્ણન કરતાં પુસ્તકો ભરાય! જેમ જેમ સમય જતો

ગયો તેમ તેમ તે વધુ ઘાતકી, આપખુદ અને મહત્ત્વાકાંક્ષી બનતો ગયો. મહાન સિકંદરની જેમ તેને 'જગતના વિજેતા' બનવાના કોડ હતા.

અલાઉદ્દીનને શરૂઆતમાં પ્રજાના મનનું સમાધાન કરી પ્રીતિ મેળવવાનાં પગલાં ભર્યાં. દમદમાભર્યા સમારંભો, મોટા ઉત્સવો અને ભવ્ય મેળાવડાઓ પાછળ તેણે લખલૂટ ખર્ચ કર્યું. રાજ્યરોહણના પ્રસંગે દિલ્હીમાં શાહી સરઘસ નીકળ્યું તે વખતે લોકોનાં ટોળાં પર તેણે સોનાના તારકો વેર્યા. તેણે મર્હૂમ સુલતાનના અમીરોને લાંચરુશ્વત આપી તેમને પોતાના પક્ષમાં ખેંચી લીધા. આવા આડંબર અને ઠાઠ કરીને અલાઉદ્દીને પોતાનાં દુષ્કૃત્યો અને અપરાધોને ખૂબીથી ઢાંકી દીધાં

પરંતુ રાજ્યાસન પર નિર્ભય બન્યા પછી અલાઉદ્દીનને આવો ઠાઠ કે આડંબર રાખવાની જરૂર નહોતી. એની રાજ્યનીતિમાં અને વર્તણૂકમાં સંપૂર્ણ પલટો આવી ગયો. પોતાના કાકા જલાલુદ્દીનને બેવફા નીવડેલા ઉમરાવો પ્રત્યેનું એનું વલણ તો આપણને આશ્ચર્ય ઉપજાવે તેવું છે. હવે આ ઉમરાવો પર એની અવકૃપા ઊતરી. તેમને તેણે કેદખાનામાં પૂર્યા; કેટલાકની આંખો ફોડી નાખી, કેટલાકને મારી નાખ્યા, પછી તેમની માલમીલકત જપ્ત કરી. જલાલુદ્દીનના ત્રણ ઉમરાવો તેને છેવટ સુધી વફાદાર રહ્યા હતા એટલું જ નહિ, પણ જેઓ અલાઉદ્દીનની લાંચ કે લાલચોને વશ થયા નહોતા તેમનો તેણે વાળ પણ વાંકો કર્યો ન હતો.

## અલાઉદ્દીનની વિજયકૂચ

અલાઉદ્દીનને રાજ્યનો વિસ્તાર વધારવાની મહત્ત્વાકાંક્ષા હતી, તે ઉપરાંત હિંદ પર વારંવાર ઝઝૂમતા અને ઊતરી આવતા મોંગોલ આક્રમણ સામે સતત તકેદારી રાખવાની જોખમદારી પણ હતી આ બને ઉદ્દેશોને પાર પાડવા તેને કટિબદ્ધ અને તાલીમબદ્ધ સૈન્ય રાખવાની ફરજ પડતી. તેનુ યુદ્ધયંત્ર હમેશાં ચાલુ જ રહેતુ

### મોંગોલોનું આક્રમણ

અલાઉદ્દીન ગાદીએ બેઠો તે પછી બીજે જ વર્ષે મોંગોલો હિંદ પર ચઢી આવ્યા. પરંતુ તેમને ભારે નુકસાન સહિત પાછા હઠવું પડયું. આમ છતાં તેઓ

વળી પાછા ફરીથી ચઢી આવ્યા અને હાર્યા. આ વખતે તેમના સરદારને તેના ૨,૦૦૦ અનુગામી સાથે સાંકળે બાંધી દિલ્હી લાવવામાં આવ્યો. આટઆટલા પરાજયો સહન કરવા છતાં મોગોલોએ તો પોતાનું આક્રમણ ચાલુ જ રાખ્યું. ઈ. સ ૧૨૯૮ ની મોગોલોની સવારી ઘણી જ ખરાબ તેમજ ભયંકર હતી. તેમના દળે પાટનગર દિલ્હીની સરહદ પર ભારે દબાણ કર્યું. એથી લોકોમાં પુષ્કળ ગભરાટ ફેલાયો. પાટનગરમાં સંરક્ષણની બિલકુલ તૈયારી ન હતી, અને ઉમરાવોએ તો મોગોલો જોડે સંધિ કરવા સુલતાનને સલાહ આપી. અલાઉદ્દીન વિચિત્ર ખોપરીનો માનવી હતો. ઉમરાવોની સલાહને તેણે ધુતકારી કાઢી. તે જાતે લશ્કરને મોખરે રહી મોગોલો સામે મેદાને પડ્યો, અને તેણે એમના પર ઉજ્જ્વલ વિજય મેળવ્યો. પછી મોગોલોના સતત હુમલાઓનો સામનો કરવા તેણે ઘટતું કર્યું: મોગોલોના આગમનના આખા માર્ગ પર યોગ્ય સ્થળોએ અલાઉદ્દીને મજબૂત કિલ્લેબંધી કરી. કોઈ પણ રાજા એથી વધુ કંઈ કરી શક્યો ન હોત.

## દક્ષિણની સવારીઓ

સેનાપતિ તરીકે અલાઉદ્દીને દક્ષિણના દેવગિરિના યાદવ રાજ્ય પર સફળ આક્રમણ કર્યું હતું આ રાજ્ય તેની અખૂટ દોલત માટે મશહૂર હતું. પ્રથમ ચદેરી પર ચઢાઈ કરવાનો ડોળ કરી; તે મોટા લશ્કર સાથે એકાએક દખ્ખણ તરફ ધસ્યો. જો કે દેવગિરિના રાજા રામચંદ્રદેવે અલાઉદ્દીનનો સામનો કર્યો, પરંતુ આખરે તેની હાર થઈ અને તે અલાઉદ્દીનને તાબે થયો. રામદેવનો પુત્ર શંકરદેવ વધારાનું લશ્કર એકઠું કરવા ગયો હતો. તેણે પાછા વળતાં પિતાએ કરેલી સંધિ નાકબૂલ કરી. તેણે અલાઉદ્દીનને રામદેવે આપેલી દોલત પાછી આપી દેવાનું અને પોતાના રાજ્યમાંથી ચાલ્યા જવાનું કહેણ મોકલ્યું. આથી તો અલાઉદ્દીન ઘણો ગુસ્સે થયો અને લશ્કરના થોડા માણસોને ઘેરો ચાલુ રાખવા પાછળ મૂકી પોતે શંકરદેવ જોડે લડવા ઊપડ્યો. હિંદુ સૈન્યના સંખ્યાબળે મુસલમાન સૈન્યને ઘણું સહન કરવું પડ્યું અને તેમનો સામનો હળવો બન્યો; એટલામાં કટોકટીને વખતે અલાઉદ્દીનનું પાછળ રહેલું સૈન્ય વખતસર આવી પહોંચ્યું; અને અલાઉદ્દીન પરાજયમાંથી બચી ગયો. હિંદુ સૈન્ય આમતેમ નાસવા લાગ્યું. અલાઉદ્દીને હવે ખુદ

દેવગિરિ પર ધસારો કર્યો. અને ઘેરાને વધારે મજબૂત બનાવ્યો. કિલ્લામાં રહેલા લશ્કરને માટે ખોરાક પૂરો પાડવા અનાજની ગુણોને બદલે ભૂલથી મીઠાની ગુણો મોકલવાની ગંભીર ભૂલ કરવામાં આવી. પરિણામે કિલ્લામાંનું લશ્કર લાચાર બન્યું; અને રામદેવે સંધિનું કહેણ મોકલ્યું. વિજયના મદમાં મસ્ત બનેલા અલાઉદ્દીને પોતાને મનગમતી શરતો રામદેવ પર લાદી. દેવગિરિના પ્રદેશમાં રાખેલાં અફઘાન લશ્કરના નિભાવ માટે તેણે એલચીપુરનો પ્રાંત સોંપી દેવાની માગણી કરી. તે ઉપરાંત દેવગિરિમાંથી તે અખૂટ દ્રવ્ય લઈ ગયો. સુલતાન પદે આરૂઢ થયા પછી અલાઉદ્દીને પ્રથમ ઉત્તર હિંદનો પ્રદેશ જીત્યો, ત્યારબાદ તેણે ફરી એક વાર દક્ષિણ હિંદ પર પોતાની નજર ફેરવી. આમ કરવામાં તે જાણેઅજાણ્યે પણ ભૂતકાળમાં થઈ ગયેલા અશોક, વિક્રમાદિત્ય અને હર્ષ જેવા ઉત્તર હિંદના મહાન રાજવીઓની દક્ષિણ હિંદના રાજ્યો જીતી પોતાની સર્વોપરી સત્તા આખા દેશ પર સ્થાપવાની પ્રેરણા પ્રમાણે ચાલ્યો હોય એમ લાગે છે. હિંદુસ્તાનના ચક્રવર્તી રાજાને માટે દખ્ખણ અને દક્ષિણ હિંદુસ્તાનના ચક્રવર્તી રાજા બનવાનું વિધાતાનું અનિવાર્ય નિર્માણ હોય એમ લાગે છે. અને ભારત એક સંયુક્ત ભૌગોલિક એકમ હોવા ઉપરાંત તેનાં અવિભક્ત રાજકીય અંગો પણ હોવાં જોઈએ એ નિર્વિવાદ છે.

આમ અલાઉદ્દીન સ્વાર્થને લક્ષમાં રાખી અણજાણનાં જ 'ભારતનું ભાગ્યવિધાન પરિપૂર્ણ કરવાનો પ્રયત્ન કરતો હતો. દક્ષિણની જીત મેળવવા તેણે પોતાના વિશ્વાસુ સેનાપતિ મલિક કાફૂરને મોટું શાહી સૈન્ય આપી મોકલ્યો. તે માળવા અને ગુજરાતને રસ્તે આગળ વધ્યો. ગુજરાતનો વાઘેલો રાજા કરણદેવ પોતાની પુત્રી દેવળદેવીને લઈ દેવગિરિના રાજા રામચંદ્રને આશ્રયે ગયો હતો. અલાઉદ્દીને દેવળદેવીને વિષે સાંભળ્યું અને તેને મેળવવા માટે આગ્રહ કર્યો. પરિણામે દેવગિરિને બીજા યુદ્ધમાં સંડોવાવું પડ્યું. રામચંદ્રને ક્ષત્રિય ધર્મ અનુસાર આશ્રયે આવેલી રાજકુંવરીને સોંપી દેવા સાફ ના પાડી, અને સુલતાનના સૈન્ય જોડે લડી લેવાનો નિર્ધાર કર્યો. પરંતુ બે મહિનાના બહાદુરી ભર્યા સામનાને અંતે રજપૂતોને શરણે થવું પડ્યું. દેવળદેવીને દિલ્હી લઈજવામાં આવી. અલાઉદ્દીનના પાટવી કુંવર ખિઝીરખાને તેની સાથે લગ્ન કર્યું. રામદેવ અને શંકરદેવને પણ યુદ્ધકેદી તરીકે દિલ્હી લઈ જવામાં આવ્યા.

અલાઉદ્દીન તેમની સાથે ઉદારતાથી વર્ત્યો અને તેમનું રાજ્ય પાછું સોંપી દીધું. આ ઉદાર વર્તનની રામદેવ પર ઊંડી અસર થઈ અને તે ઠેઠ સુધી અલાઉદ્દીનને વફાદાર રહ્યો.

## વારંગલની સવારી

દેવગિરિનો ફેજ દક્ષિણનાં બીજાં રાજ્યોને લાલ બત્તી સમો નીવડ્યો. બીજાં રાજ્યોમાં દ્વારસમુદ્રમનું હોયસાલ રાજ્ય અને વારંગલનું કાકતેય રાજ્ય દેવગિરિના જેવું હતું. પ્રતાપરુદ્રના અમલ દરમ્યાન વારંગલનું રાજ્ય આબાદીની ઊંચી ટોચે પહોંચ્યું હતું. પ્રતાપરુદ્ર વિશાળ પ્રદેશનો અધિપતિ હતો. તેણે પોતાની અજેય સેનાની મદદથી આસપાસના રાજાઓને નમાવ્યા હતા, પરંતુ કમનસીબે એ જ રાજાના અમલ દરમ્યાન એ સેનાએ પોતાનો વિનાશ પણ વહોર્યો. ઈ. સ. ૧૩૦૯ માં મલિક કાફૂરે વારંગલ પર ચઢાઈ કરી. દેવગિરિના રાજા રામચંદ્રદેવે અલાઉદ્દીન પ્રત્યેની વફાદારીની રૂએ વારંગલના આક્રમણમાં સમતિ આપી એટલું જ નહિ, પરંતુ સુલતાનના સરદારને પોતાના લશ્કરની મદદ પણ આપી. પ્રતાપરુદ્રે બહાદુરીભર્યો સામનો કર્યો અને વારંગલ લગભગ અજેય નીવડ્યું. પરંતુ લાંબે ગાળે શત્રુના સંખ્યાબળ સામે તે ટકી શક્યું નહિ અને રાજા શરણે થયો. પોતાનો ખજાનો વિજેતાને સોંપી તેણે દિલ્હીના રાજાને ખંડણી આપવાનું કબૂલ્યું કાફૂરે વારંગલથી ૧૦૦ હાથી, ૨,૦૦૦ ઘોડા તથા કીમતી રત્નો લઈને પાટનગર તરફ કૂચ કરી.

ઈ સ ૧૩૧૦ માં મલિક કાફૂરે પૂર્વ કિનારા પર આવેલા મલબાર દેશ પર આક્રમણ કર્યું ત્યાંથી હોયસાલ રાજ્ય પર હલ્લો કર્યો. તેણે ત્યાંના રાજા ત્રીજા બાલબાલાને સખત હાર ખવડાવી અને તેને મોટી રકમની ખંડણી આપવાની તેમ જ દિલ્હીના ખંડિયા રાજા બનવાની ફરજ પાડી.

આ દરમ્યાન દેવગિરિનું રાજકીય વાતાવરણ પલટાવા લાગ્યું. વૃદ્ધ રાજા રામચંદ્રદેવના મરણ પછી તેનો પુત્ર શંકરદેવ ગાદી પર આવ્યો. તે તેના પિતાથી તદ્દન જુદા જ માનસનો હતો. દિલ્હીના સુલતાનને નક્કી કરેલી ખંડણી આપવાનું તેણે બંધ કર્યું. પછી હોયસાલ રાજ્ય સામેના આક્રમણમાં મલિક કાફૂરને મદદ આપવાનું બંધ કર્યું. અલાઉદ્દીન આથી ઘણો ઉશ્કેરાયો.

અને મલિક કાફૂરને પાછો દેવગિરિને તાબે કરવા તેણે મોકલ્યો. આ વખતે શંકરદેવ હારી ગયો એટલે તેનો વધ કરવામાં આવ્યો અને દેવગિરિ દિલ્હીના રાજ્યનું અંગ બન્યું.

## રણથંભોર

અલાઉદ્દીને પોતાના અમલની શરૂઆતમાં રણથંભોરના અભેદ્ય કિલ્લાને ઘેરો ઘાલ્યો. પરંતુ સઘળી તૈયારી કરી રાણો કિલ્લામાં ભરાયો. પહેલા પ્રયાસમાં સુલતાનને સફળતા મળી નહિ અને તેને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. પછી ઈ. સ. ૧૨૯૧ માં શાહી સૈન્ય જુદી જુદી દિશામાંથી આગળ વધ્યું. રાણા હમીરસિંહે બહાદુરીથી કિલ્લાનું રક્ષણ કર્યું. એક વખત તો તે કિલ્લાની બહાર નીકળી દુશ્મન સામે ધસી આવ્યો, એટલે શાહી સૈન્યને પહેલાં જીતેલા જ્હેનના કિલ્લા સુધી પાછા હટવું પડ્યું. આ પરાજયના સમાચાર સાંભળતાં અલાઉદ્દીન જાતે લશ્કરને મોખરે આવ્યો અને તેણે પાછો ઘેરો ઘાલ્યો. આ ઘેરો લગભગ આખું વર્ષ ચાલુ રહ્યો. છેવટે કિલ્લાની દીવાલો પર ચઢીને સુલતાનના સૈનિકોએ કિલ્લો સર કર્યો. કિલ્લામાંના હિંદુ સૈનિકોની કતલ કરવામાં આવી. રાણો હમીર પોતાના આખા કુટુંબ સહિત મૃત્યુના મુખમાં હોમાઈ ગયો. રજપૂતોએ દાખવેલું શૂરાતન, તેમની વફાદારી અને ધૈર્ય અજોડ હતાં. જગતના ઇતિહાસમાં જવલ્લે જ આવા શૂરાતનના દાખલા મળી આવે. *એ જમાનામાં રજપૂતોની વીરતા આ પ્રકારની હતી.* રજપૂતોની નોકરી કરતા પરદેશીઓને પણ આ વીરતાએ પ્રેરણા આપી હતી. રાણા હમીરના લશ્કરમાં મીર મહમદશાહ નામનો એક મોગલ સરદાર હતો. તે ઘાયલ થઈ રણમેદાનમાં પડ્યો હતો. અલાઉદ્દીને તેને પૂછ્યું: "તમારા ઘાની યોગ્ય સારવાર કરી તમને બચાવી લઉં તો તમે શું કરશો?" પરાજિત થયેલા મોગલ સરદારે તિરસ્કારપૂર્વક પણ અભિમાનથી જવાબ વાળ્યો, "સાજો થાઉં કે તરત જ તમને મારીને હમીર દેવના પુત્રને ગાદી પર બેસાડું" અલાઉદ્દીન જેવો પાદશાહ આ વચન સાંખી લે ખરો? આ જવાબ સાંભળી તેણે આ બહાદુર અને વફાદાર યોદ્ધાને જમીન પર નાખી દીધો અને હાથીના પગે નીચે કચડાવી નાખ્યો. આમ છતાં એની મર્દાનગી માટે અલાઉદ્દીનને માન ઊપજ્યું અને તેને દરજ્જા મુજબ માનસહિત દફનાવવાનો હુકમ કર્યો.

## મેવાડ પરની સવારી

રણથંભોરના વિજયથી ઉન્મત્ત બનેલા અલાઉદ્દીને પોતાનું લક્ષ્ય મેવાડના સૌથી બળવાન રાજ્ય તરફ ફેરવ્યું. પહાડોની કુદરતી કિલ્લેબંધીથી સુરક્ષિત રહેલું આ રજપૂત રાજ્ય અભેદ્ય પણ ગણાતું આ રાજ્યનું પાટનગર ચિતોડ માનવબળની અવગણના કરતું હોય એવી રીતે એક ટેકરીની ટોચ પર વસેલું હતું.

ચિતોડના મહારાણા ભીમસિંહની રાણી પદ્મિની તેના અનુપમ સૌંદર્ય માટે ભારત વર્ષમાં પ્રખ્યાત હતી. અલાઉદ્દીનને કાને પદ્મિનીના સૌંદર્યની વાત પડતાં તે તેને મેળવવા આતુર બન્યો. પદ્મિનીનું સૌંદર્ય મેવાડની ભૂમિને વિઘાતક નીવડ્યું. મેવાડના આક્રમણનો પ્રસંગ ભારતના ઇતિહાસમાં અતિ રોમાંચક છતાં રસમય હોઈ શૂરાતનની ગાથાઓથી ભરપૂર છે. અલાઉદ્દીનનો હેતુ ચિતોડ જીતવા કરતાં પદ્મિનીને મેળવવાનો હતો. અને તે માટે તેણે ઘણા લાંબા સમયથી ચિતોડને નિષ્ફળ ઘેરો ઘાલ્યો. છેવટે થાકીને તેણે ભીમસિંહને કહાવ્યું કે પદ્મિનીના મુખનું એકવાર દર્શન કરીને પણ પોતે સંતોષ માનશે. સુલતાનની આ માગણી સંતોષવાથી રક્તપાત અટકતો હોય તો તેમ કરવામાં શું ખોટું છે એમ માની ભીમસિંહે તે વાત કબૂલ રાખી. એક અરિસામાં સુલતાન પદ્મિનીનું મુખ જુએ એવી ગોઠવણ કરવામાં આવી. રજપૂતો પોતાનું વચન તોડતા નથી એ ખાતરીએ અલાઉદ્દીન નિર્ભયપણે ચિતોડમાં દાખલ થયો. થોડા જ અંગરક્ષકો સહિત સુલતાન રાણાના મહેલમાં ગયો પોતાની ઇચ્છા સંતોષી તે પાછો ફર્યો ભીમસિંહ પણ સુલતાનને વળાવવા સાથે નીકળી આવ્યો. અલાઉદ્દીન વિશે તેને સહેજ પણ શંકા ન હતી પરંતુ રજપૂતોના વચનમાં વિશ્વાસ મૂકીને ચિતોડમાં આવેલા સુલતાનને પોતે વિશ્વાસઘાત કર્યો, અને આગળથી ગોઠવી રાખેલી યુક્તિ પ્રમાણે ભીમસિંહને ઘેરી લઈ કેદ કર્યો. ત્યાર બાદ ચિતોડના સરદારોને તેણે સંદેશો કહાવ્યોઃ "જો તમારે તમારા રાણાને સહીસલામત પાછો મેળવવો હોય તો પદ્મિનીને મને સોંપી દો." આવા નીચ દગાથી મેવાડના બહાદુર રજપૂતો ડઘાઈ ગયા. પરંતુ ચાલાક અને વીર પદ્મિની એ સમયને અનુકૂળ બની. તેણે પ્રપંચી સુલતાનના દગાનો યોગ્ય ઉત્તર આપવાનો ખેલ રચ્યો. તેણે સુલતાનને કહાવ્યું, "હું મારા પતિને

છોડાવવા માટે તમારે શરણે આવવા તૈયાર છુ  માત્ર મારા મોભ્ભાને અનુસાર દાસીઓ અને સાહેલીઓને લાવવાની છૂટ આપવી, અને તેમનો મનાજો



સાચવવાની ખાતરી આપવી." સુલતાને આ શરતો સ્વીકારી અને પદ્મિનીએ પોતાના સ્રી રસાલાની પૂરતી મર્યાદા જાળવવાના કડક હુકમ બહાર પાડ્યા.

૭૦૦ પરદાનશીન પાલખીઓના રસાલા સાથે પદ્મિની રવાના થઈ. દરેક પાલખીને ઊંચકનાર ભોઈના વેશમાં છ કસાયેલા રજપૂત યોદ્ધાઓ હતા અને દરેક પાલખીની અંદર પણ નારી વેશમાં એકેક કટીબદ્ધ રજપૂત યોદ્ધો હતો. આખો રસાલો સુલતાનની છાવણીમાં પહોંચ્યો. પદ્મિનીને પોતાના પતિને છેલ્લી વખત એકાંતમાં મળી લેવા માટે અડધા કલાકની મહેતલ આપવામાં આવી. આ સમય દરમ્યાન ભીમસિંહને એક પાલખીમાં બેસાડી રવાના કરવામાં આવ્યો. રાણો સહીસલામત પહોંચવાની ખાતરી થતાં સુધી પદ્મિની અને તેની બનાવટી સખીઓવાળી પાલખીઓ ત્યાં થોભી. ત્યારબાદ શૂરા રજપૂતોએ પોતાનો ભરમ ખુલ્લો કર્યો અને તે બાદ ભયંકર કતલ ચાલી. આ સંહારમાંથી મેવાડના ચુનંદા વીરોમાંના થોડાક જ જીવતા રહ્યા. અલાઉદ્દીન નિષ્ફળતા સાંપડતાં પોતાની દાઢી પંપાળતો જોઈ રહ્યો. પરંતુ આમ છતાં થોડી વાર તે અહીં થોભ્યો. પોતાનું સઘળું બળ એકઠું કરી વળી પાછો તેણે ચિતોડ પર હલ્લો કર્યો મેવાડના મહારથીઓમાંના ઘણા શૂરવીરો તો ભીમસિંહને બચાવવામાં જ ખપી ગયા હતા, એટલે આ સમયે રજપૂતોનું બળ ઓછું હતું. શાહી લશ્કરના અપરિમિત બળ સામે ચિતોડ વધુ વાર ટકી શકે એમ ન હતું. ચિતોડનું ભાવિ તોળાઈ રહ્યું. આ સમયે લોકવાયકા પ્રમાણે મેવાડની ઇષ્ટદેવી રાણા ભીમસિંહ સમક્ષ પોતાના ભવ્ય સ્વરૂપમાં પ્રગટ થઈ. કહેવાય છે કે રાણાએ દેવીને પૂછ્યું: "હે માતા, ૮,૦૦૦ સંબંધીઓનો ભોગ આપવા છતાં શું તું તૃપ્ત થઈ નથી?" દેવીએ જવાબ આપ્યો; "ના, મારે તો રાજવી કુટુંબના નબીરાઓનો ભોગ જોઈએ છે. અને રાજમુગટ ધારણ કરે એવા બાર રાજવીઓનો ભોગ મને નહી મળે તો મેવાડનું રાજ્ય તારા વંશમાંથી હંમેશને માટે ચાલ્યું જશે" બીજી વખતે દર્શન આપી દેવીએ રાણાને ખાતરી આપી કે બલીદાન મળ્યા પછી તે ચિતોડના પક્ષમાં રહેશે.

આ ચારણી કથા ભલે કવિની કલ્પના હોય, પરંતુ દેવીની મરજી મુજબ મહામૂલાં બલિદાનો અપાયાં. પરાજય અને અપકીર્તિને બદલે વીર રજપૂતોએ

મૃત્યુને પસંદ કર્યું. મરણિયા થઈને તેઓ શત્રુની હરોળમાં ધસ્યા અને તેમની કતલ ચલાવી. વીર પદ્મિનીએ હજારો રજપૂત વીરાંગનાઓ સહિત જૌહર કર્યા. રજપૂતોએ કેસરિયાં કર્યા તે પહેલાં રાણા ભીમસિંહના કનિષ્ઠ પુત્ર અજયસિંહને સહીસલામત રીતે કેલવારા મોકલી દેવામાં આવ્યો. જો કે શત્રુઓએ અમર ચિતોડનો કબજો લીધો છતાં તે અજેય જ રહ્યું: માત્ર પદ્મિની વગરના ભસ્મીભૂત ચિતોડના વિજેતા બનવાનો નિરર્થક સંતોષ સુલતાને અનુભવ્યો, એટલું જ આ ભયંકર અને ઘોર યુદ્ધનું પરિણામ આવ્યું. અલાઉદ્દીનની લશ્કરી સિદ્ધિઓની સમાલોચના ઉપરથી આપણે એટલું સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે એનું જીવન હેરત પમાડે એવા વિજયોની પરંપરાથી ભરપૂર હતું. તેણે પોતાની જાતને એક અજોડ અને અનુપમ વિજેતા તરીકે પુરવાર કરી. દિલ્હીના સુલતાનોના સામ્રાજ્યવાદનો આરંભ એના સમયથી શરૂ થયો એમ કહીએ તો ખોટું નથી. સીધી કે આડકતરી રીતે લગભગ આખું હિંદ ઇસ્લામની આણ નીચે એના લશ્કરી બળથી જ આવ્યું. પોતાના સિક્કાઓ પર પોતાને બીજા સિકંદર તરીકે આલેખવામાં તે યોગ્ય હતો એમ કહી શકાય.

આ દુનિયામાં દરેક વસ્તુ નાશવંત છે. દક્ષિણનાં રાજ્યોને તાબે કરી અલાઉદ્દીન કીર્તિની ટોચે પહોંચ્યો. ભરતી પછી ઓટના વિશ્વમાન્ય નિયમાનુસાર એના સફળ અને ઝડપી વિજયોનો પ્રત્યાઘાત પણ તેટલો જ ઝડપી નીવડ્યો. મુસલમાન ઇતિહાસકારોએ અલાઉદ્દીનને ખરાબ સ્વભાવના પાષાણ હૃદયનો અને હઠીલા રાજા તરીકે વર્ણવ્યો છે. વધતી વય અને ખરાબ રોગને લઈને એનો સ્વભાવદોષ દિવસે દિવસે વધતો ગયો. તે પોતાના વિશ્વાસુ સલાહકારો સાથે ઝઘડ્યો અને તેમને કાં તો મારી નાખ્યા કે કેદમાં નાખ્યા. અનુભવી અને કાબેલ હાકેમો સાથે તકરાર કરી તેણે તેમને સ્થાનભ્રષ્ટ કર્યા. મલિક કાફૂર પ્રત્યે વધારે પડતા પક્ષપાતને લીધે એના ઉમરાવો કંટાળી ગયા. આખરે આ ભારેલો અસંતોષ દેરદેર બળવારૂપે ફાટી નીકળ્યો. આ ચાલુ અશાંતિ દરમિયાન ઈ. સ. ૧૩૧૫ ના જાન્યુઆરીની ત્રીજી તારીખે સુલતાન અલાઉદ્દીન રક્તપિત્તના જીવલેણ દર્દથી મરણ પામ્યો.

### અલાઉદ્દીનનું ચારિત્ર અને કાર્ય

૧ એક મુસલમાન ઇતિહાસકારના શબ્દોમાં કહીએ તો "અલાઉદ્દીનનો

અધિકારીઓએ તેને ગાદી પર બેસવા ઘણું દબાણ કર્યું. ગ્યાસુદ્દીને ખીલજી વંશનો કોઈ રહ્યોસહ્યો નબીરો હોય તો તેને શોધી કાઢી ગાદી પર બેસાડવા પ્રયત્ન કર્યો, પરંતુ તેવો કોઈ રાજપુરુષ ન મળવાથી ઉમરાવોની વિનંતિ માન્ય કરી તે પોતે ગાદી પર બેઠો.

— સ્વાધ્યાય —

૧. "ચિતોડની સવારી રજપૂત પ્રજાનું લડાયક ખમીર, સ્વદેશાભિમાન, સ્વમાન અને આત્મબલિદાનની રોમાંચક ઘટનાઓ પૂરી પાડે છે." એ વિષે ચર્ચા કરો.
૨. "અલાઉદ્દીનનો અમલ અને રાજ્યનીતિ જોતાં આપણને મહાન રાજ્યકર્તાની ઝાંખી થાય છે પરંતુ તેના લોહીખરડ્યા હાથો જોતાં આપણી સમક્ષ એક જુલમગાર ખડો થાય છે." આ કથન કેટલે અંશે સત્ય છે?
૩. અલાઉદ્દીનના રાજ્યવિસ્તારનો પૂરો ખ્યાલ આપો. હિંદની રૂપરેખાના નકશામાં એ વિસ્તાર બતાવો.
૪. ટૂંક નોંધ લખો:
(ક) અલાઉદ્દીનના સુધારા. (ખ) મલિક કાફૂર. (ગ) રણથંભોરની જીત.



## પ્રકરણ ચૌદમું

## તઘલખ વંશ

### ગ્યાસુદ્દીન તઘલખ

આ વંશના પહેલા ત્રણ રાજાઓ મહાન હતા. તેમણે દેશને આબાદી અને પ્રગતિને પંથે દોર્યો. પહેલો સુલતાન ગ્યાસુદ્દીન તઘલખ ઊંચા દિલનો, ન્યાયી અને ચારિત્ર્યવાન રાજા હતો. એનો અમલ એકંદરે ઉદાર હતો, છતાં હિંદુઓની સ્થિતિ જોઈએ તેટલી સંતોષકારક ન હતી. તે ઉદાર અને પાક મુસલમાન હતો. બિનમુસલમાનોને તે કનડતો નહિ. તેનું ખાનગી જીવન ઘણું જ સાદું અને નિષ્કલંક હતું. રાજા તરીકે પ્રજાનું હિત તેણે હૈયે ધર્યું. અલાઉદ્દીનના મરણ પછી દેશમાં ફેલાયેલી અંધાધૂંધી, અરાજકતા અને અવ્યવસ્થામાંથી રાજ્યને વ્યવસ્થિત કરી ફરી સારો વહીવટ ચલાવવો એ જેવું તેવું કામ ન હતું. ગ્યાસુદ્દીન તઘલખે પોતાના પુરોગામીની નવા પ્રદેશ

જીતવાની યોજના ચાલુ રાખી તેણે પોતાના જ્યેષ્ઠ શાહજાદા જૈનાખાનની સરદારી નીચે વારંગલ ઉપર લશ્કર મોકલ્યું એ લશ્કરે વારંગલ ઉપર આક્રમણ કર્યું તેણે બિહાર અને વારંગલના રાજ્યો જીત્યાં અને તાબે કર્યાં. ગ્યાસુદ્દીને જાતે બંગાળ પર આક્રમણ કર્યું. બંગાળની જીત પછી પાછા ફરતાં આ ભલા સુલતાનનું અકાળ અને ઓચિંતુ મરણ નિપજ્યું.



ગ્યાસુદ્દીન તઘલખની કબર

## મહમદ તઘલખ—ફિલસૂફ રાજા

સુલતાન ગ્યાસુદ્દીનના મરણ પછી તેના મોટો શાહજાદો જૈનાખાન મહમદ તઘલખનો ઇલકાબ ધારણ કરી ગાદીપર બેઠો. ઇસ્લામની તવારીખમાં કુતુબુદ્દીન આયબેકના રાજ્યારોહણ પછી પહેલી જ વાર આ નવો રાજા કોઈ પણ જાતની ખુના મરકી કે વિરોધ સિવાય નિર્વિઘ્ને ગાદી પર બેઠો.

## મહમદનું ચારિત્ર્યલેખન

મહમદ તઘલખ એ જમાનાનો સર્વગુણસંપન્ન અને શ્રેષ્ઠ રાજકર્તા હતો. તે ઉચ્ચ કોટિનો વિદ્વાન હતોઃ સાહિત્ય, કવિતા, તર્કશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ગણિતશાસ્ત્ર અને વિજ્ઞાનમાં તે પારંગત હતો તેણે વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરી વૈદ તરીકે ધંધો પણ કર્યો હતો. પોતાની પરિપક્વ બુદ્ધિ અને કલ્પનાશક્તિને લઈને એ મહાન સિદ્ધાંતવાદી હતો. વિચારોની મૌલિકતાની એને કુદરતી બક્ષિસ હતી. એ અડગ મનોબળ અને અદ્‌ભુત સ્મરણશક્તિ ધરાવતો. તે સ્વભાવે ઉદાર, ચારિત્ર્યવાન, પરાક્રમી અને કર્તવ્યનિષ્ઠ હતો. તેના વિશાળ અને અગાધ જ્ઞાનને પરિણામે તેને એવુ સત્ય સમજાયું હતું કે જુદા જુદા ધર્મ અને

પંથ પાળનારી પ્રજા પર રાજ્ય કરનાર રાજા સહિષ્ણુ અને નિષ્પક્ષપાતી હોવો જોઈએ. આજ જ્ઞાનને પરિણામે ધર્મે મંજૂર કરેલા હોય છતાં અમાનુષી હોય એવા સતી થવાના કે બીજા સામાજિક રિવાજોને એ ખુલ્લી રીતે ધિક્કારતો.

એક રીતે જોતાં મહમદ તઘલખને મહાન અકબરનો પુરોગામી કહી શકાય. બંનેમાં ફેર માત્ર એટલો જ છે કે જે રાજ્યનીતિ અમલમાં મૂકતાં અકબર સફળ થયો, તેમાં મહમદ તદ્દન નિષ્ફળ નીવડ્યો. પોતાના સામ્રાજ્યની વ્યવસ્થામાં મહમદે પોતાની અસાધારણ બુદ્ધિ અને કેળવાયલા મનનો ઉપયોગ કર્યો પરંતુ આ કામમાં એને ભયંકર નિષ્ફળતા સાંપડી. આ નિષ્ફળતા થોડે અંશે એના વિચારો એના જમાનાથી ઘણા આગળ પડતા હતા એ બાબતને પણ આભારી હતી જો તે એ સમયથી બે સૈકા બાદ જન્મ્યો હોત તો હિંદે કદી ન જોયો હોય એવો સર્વશ્રેષ્ઠ બાદશાહ થઈ શક્યો હોત.

દરેક ઉત્સાહી સુધારકની માફક મહમદ ઘણો અધીરો હતો. કોઈ સુધારો સારો છે એવી એને ખાતરી થતાં તરત જ તે એ સુધારો અમલમાં મૂકતો; પછી ભલે દેશના સંજોગો અને પરિસ્થિતિ પ્રતિકૂળ હોય અથવા તે સુધારો અપનાવવાની પ્રજાની તૈયારી ન હોય. આ કારણોને લીધે એનો ધારેલો સુધારો અફળ જતો ત્યારે તે પોતાના મગજ પરનો કાબૂ ગુમાવી બેસતો. પરિણામે તે કોઈક વાર ગુસ્સાના આવેશમાં ન કરવાનું કરી બેસતો. એના વિરોધીઓએ એના આ દોષને મોટું રૂપ આપીને એને બદનામ કરવામાં તેમ જ એની નાલેશી કરવામાં બાકી રાખી નથી. એને વિષે ઘણાં જૂઠાણાં ફેલાયાં છે અને એને ગાંડો પણ ઠેરવ્યો છે. થોડા થોડા સમયને અંતરે થતા એના ક્રોધના આવેશનાં પ્રસંગો બાદ કરીએ તો મહમદ ઉદાર, દયાળુ, ન્યાયી અને ઊંચા દિલવાળો સુલતાન હતો. દરેક અધીરા સિદ્ધાંતવાદીને પોતાના સિદ્ધાંતો માટે જે ભોગ આપવો પડે છે, તે ભોગ મહમદને પણ આપવો પડ્યો. એનો સૌથી મોટો દોષ એ હતો કે તે એના જમાના પહેલાં આ દુનિયામાં ઘણો વહેલો જન્મ્યો હતો. બીજી રીતે કહીએ તો એણે જમાનાને ઓળખ્યા વગર વધારે આગળ પડતા સુધારા કરવામાં નિષ્ફળતા વહોરી લીધી.

## મહમદના અખતરાઓ

મહમદે સૌથી પહેલો અખતરો દોઆબ પ્રાંતમાં કર વધારવાનો કર્યો. આ પ્રાંતની સમૃદ્ધિ અને ફળદ્રુપતાને કારણે એ કર વાજબી હતો. તે ઉપરાંત ત્યાંની પ્રજાની રાજ્ય સામેની બંડખોર પ્રવૃત્તિને લીધે પણ એ વધારો એક હળવી શિક્ષા તરીકે વાજબી હતી. પરંતુ કમનસીબે આ કરનો વધારો કવખતનો હતો; કારણ કે પાદશાહનો હુકમ બહાર પડ્યો તે વખતે પ્રાંતમાં ભારે દુષ્કાળ પડ્યો હતો. રાજાને વધારાનો કર મળી શકયો નહિ, અને મહેસૂલી અમલદારોએ ખેડુતો પર એટલો બધો જુલમ ગુજાર્યો કે પ્રજા ત્રાસી ગઈ. મહમદને ખરી વસ્તુ સ્થિતિની જાણ થઈ ત્યારે તેણે પોતાની ભૂલ સુધારવા પ્રયત્ન કર્યા. તેણે કૂવાઓ ખોદાવ્યા અને ખેડૂતોને તગાવી આપવાનું નક્કી કર્યું, પણ આ બધી રાહત બહુ મોડી હતી.

એનો બીજો અખતરો દિલ્હીથી પાટનગર ખસેડી દક્ષિણમાં દેવગિરિ-દોલતાબાદ લઈ જવાનો હતો. દક્ષિણ હિંદમાં દિલ્હીના સામ્રાજ્યના ફેલાવા પછી તેના પર પૂરો અંકુશ રાખવાનું કામ દિવસે દિવસે અઘરું બનતું હતું. સ્વાભાવિક રીતે દિલ્હી જેવા દૂર આવેલા પાટનગરથી નવા જીતેલા પ્રદેશો પર અમલ ચલાવવાનું અશક્ય બન્યું આ પરિસ્થિતિને પહોંચી વળવા મહમદે કોઈ વધારે મધ્યસ્થ સ્થળે પાટનગર સ્થાપવાનો વિચાર કર્યો. દેવગિરિ પર એની પસંદગી ઊતરી અને દિલ્હી ખાલી કરી દોલતાબાદ જવાનો પ્રજાને એણે હુકમ છોડ્યો. આ નિર્ણયમાં ગાંડપણ જેવું કે ખોટું કંઈ જ ન હતું; ફક્ત એ નિર્ણય યોગ્ય વિવેકબુદ્ધિ વગરનો હતો. જ્યારે દેશપર ઝનૂની મોંગોલોનો ભય ઝઝૂમતો હોય અને એ ભય તરફ સુલતાનને નિરંતર તૈયાર અને સાવધાન રહેવાનું હોય, ત્યારે તો દિલ્હી જ પાટનગર તરીકે વધારે અનુકૂળ શહેર ગણી શકાય. મહમદે ફક્ત પોતાની રાજધાનીને 'દિલ્હીથી દોલતાબાદ' ખસેડવાની ભૂલ કરી એટલું જ નહિ, પણ તેણે તો દિલ્હીની આખી વસ્તીને ગાંસડાં પોટલાં બાંધી નવી રાજધાનીમાં પહોંચી જવાનો કડક હુકમ કાઢવાની ભયંકર ભૂલ કરી. તેણે આ લાંબી મુસાફરી માટે બનતી બધી સગવડો કરી ખાસ રસ્તાઓ બાંધ્યા, અને માર્ગમાં મફત રસોડાં ખોલ્યાં, પરંતુ મનુષ્યસ્વભાવની એક સાદામાં સાદી બીના એણે ધ્યાનમાં લીધી નહિ.

દરેક મનુષ્યના પોતાના ઘર અને ભોમ માટેની કુદરતી પ્રેમ અને દુરાગ્રહની એણે અવગણના કરી. દિલ્હીને વર્ષોથી માદર વતન તરીકે માની બેઠેલા દિલ્હીવાસીઓ દૌલતાબાદમાં પોતાની જાતને હિજરતીઓ જેવા લાગવા માંડ્યા. જેમ એક છોડને ઉખેડીને બીજે રોપવામાં આવે અને તે કરમાઈ જાય તેવી સ્થિતિ દિલ્હીવાસીઓની થઈ. મહમદના આ અખતરાનું પરિણામ ભેવડું માઠું આવ્યું દૌલતાબાદ દિલ્હીનું સ્થાન લઈ શક્યું નહિ અને દિલ્હી નિર્જન અને વેરાન બન્યું પ્રજાને પારાવાર નુકસાન ખમવું પડ્યું એથી મહમદ પ્રત્યેનો રોષ અને અપ્રીતિ વધવા લાગ્યાં.

મહમદનો સૌથી વધુ જ્વલંત અખતરો એના 'ટોકન ચલણ'નો હતો. દેશના ચલણમાં તેણે જરૂરી સુધારા દાખલ કર્યા. રાજ્યની તિજોરી પર પડતા વધુ દબાણને પહોંચી વળવા મહમદે 'ટોકન કરંસી'નો અખતરો શરૂ કર્યો. ઈરાન અને ચીનમાં ચાલતા ચલણના એવા અખતરાઓથી પ્રેરાઈને એણે હિંદમાં આ પ્રયોગ કર્યો હોય એમ પણ બનવા જોગ છે. તે સમયના ચલણી સિક્કા–રૂપાના ટંકાને બદલે એણે તાંબાના સિક્કા પાડ્યા અને ચલણ તરીકે સ્વીકારવા પ્રજાને હુકમ કર્યો. આ નવા ચલણથી બચેલા સોનાનો ઉપયોગ મહમદે રાષ્ટ્રનાં બીજા કામો માટે કર્યો. આ રીતે મહમદે ચલણના વિષયના નિષ્ણાતની ખ્યાતિ મેળવી. કમનસીબે એના બીજા અખતરાઓની માફક આ અખતરામાં પણ તેણે એક ગંભીર ભૂલ કરી. ટોકન ચલણમાં ટંકશાળ રાજ્યની માલિકીની હોવી જોઈએ. રાજ્યના તમામ સિક્કા પાડવાનો ઇજારો રાજ્યની ટંકશાળનો જ હોવો જોઈએ. આ વાત એ ભૂલ્યો. પરિણામે ઘેર ઘેર બનાવટી સિક્કાઓ પડવા લાગ્યા અને રાજ્યની તિજોરીને સખત ફટકો પડ્યો. મહમદને આ વાત જેવી સમજાઈ કે તરત જ તેણે ચલણમાંથી નવા સિક્કા ખેંચી લીધા અને પ્રજાના બધા તાંબા નાણાના બદલામાં રાજ્યની તિજોરીમાંથી રૂપાનાણું આપ્યું. આ રીતે પ્રજામાં ફેલાયેલી ભય અને વહેમની લાગણીને તેણે તાબડતોબ દૂર કરી પ્રજાનો વિશ્વાસ મેળવ્યો.

### મહંમદની વિજયની યોજનાઓ

મહમદને મોટે ભાગ એક ધૂની અને અશક્ય વિજયોની યોજના ઘડનાર સાહસિક વીર તરીકે વર્ણવવામાં આવ્યો છે. આ યોજનાઓ વિષે એટલું

કહી શકાય કે તેની પાછળ જેટલા પ્રમાણમાં દ્રવ્યનો વ્યય કરવામાં આવ્યો, તેટલા પ્રમાણમાં તેને સફળતા મળી નહિ આવી એક યોજના ઇરાનમાં આવેલા ખોરાસાન પરની સવારી હતી. મિસરના રાજાએ મહમદને આ આક્રમણમાં લશ્કરી મદદનું વચન આપ્યું હતું. પણ એ વચન તે પાળી ન શક્યો. આને પરિણામે મહમદને નિષ્ફળતા સાંપડી. બીજું આક્રમણ હિમાલયના પ્રદેશના એક ઠાકોર સામે શિક્ષા રૂપે હતું. કેટલાક ઇતિહાસકારો આ આક્રમણને ચીનના આક્રમણ તરીકે ખોટી રીતે ઓળખાવે છે. પોતાના લશ્કરના મોટા ભોગે પણ આ સવારીનું પરિણામ સંતોષકારક આવ્યું અને ઠાકોરે મહમદની આણ સ્વીકારી.

## રાજયમાં બંડો અને અવ્યવસ્થા

દરેક સુધારકને પ્રજામાં જડ ઘાલી બેઠેલા જૂના આગ્રહોનો સામનો કરવો પડે છે. જે સમયને અનુકૂળ બની શકે છે અથવા જેણે પોતાના સુધારા માટે અનુકૂળ સમય સાધ્યો હોય, તે જ સુધારકો ફાવી જાય છે. કોઈ પણ નવો સુધારો દાખલ કરતાં પહેલાં સાર્વજનિક અભિપ્રાય કેળવવો જોઈએ, અને પ્રજાને તે અપનાવવા તૈયાર કરવી જોઈએ. મહમદ તઘલખનો એક ઉમદા સુધારો આવી સાનુકૂળ ભૂમિકાને અભાવે નિષ્ફળ ગયો.

'જે વ્યક્તિઓ પર નવા સુધારાની માઠી અસર થાય અથવા તેથી તેમને કોઈ જાતનું નુકસાન થાય, તેઓ સુધારકને હમેશાં ધિક્કારે છે. મહમદે જ્યારે ધર્મસહિષ્ણુતાની નીતિ અખત્યાર કરી ત્યારે ચુસ્ત મુસલમાનો ઊંચાનીચા થઈ ગયા. જ્યારે સુલતાને રાજ્યના કાજીઓની અવગણના કરી જાતે પ્રજાને ન્યાય આપવાનું શરૂ કર્યું, ત્યારે આ કાજીઓ પણ એને વગોવવા લાગ્યા. બંડખોર વૃત્તિ અથવા રાજ્યદ્રોહના ગુના માટે કોઈ કાજી કે ચુસ્ત મુસલમાનને એ શિક્ષા કરતો, ત્યારે એના પર વરસતી ટીકાની ઝડીઓની હદ આવી જતી. આવા પવિત્ર પુરુષોને શિક્ષા કરનાર રાજા સેતાન જ હોઈ શકે એવો મત પ્રવર્તતો અને જ્યારે કાજીઓ લોકોના આગેવાન હોય અને લોકમતનો પડઘો પાડતા હોય, ત્યારે પ્રજા સુલતાનને દુષ્ટ માણસ તરીકે વર્ણવે એમાં શી નવાઈ? આ બધાને લઈને છેવટે અસંતોષ વધતો ગયો, રાજ્યદ્રોહ વધતો ગયો અને પ્રસરતો ગયો. મહમદ પણ અધીરો બન્યો;

આવેશમાં આવી તે ગુનેગારને શિક્ષા કરવા લાગ્યો પરંતુ એથી તો રાજ વિરુદ્ધ અસંતોષનો ભડકો વધુ ઉગ્ર બન્યો મહમદના વિશાળ સામ્રાજ્યનો એકેએક પ્રાંત . એમાં સપડાયો ઈ. સ ૧૩૩૫ માં મલબારના સૂબાએ બળવો કર્યો, મદુરાનો હાકેમ સ્વતંત્ર થઈ બેઠો, બંગાળ અને અયોધ્યામાં બંડો જાગ્યાં આમ સર્વત્ર અશાંતિ ફાટી નીકળી સિંધમાં તો પરિસ્થિતિ વધારે ભયંકર બની, ગુજરાતના રાજ્યે પણ વારંવાર બળવો પોકાર્યો ઈ સ. ૧૩૩૬ માં દક્ષિણના સૂબાઓ દિલ્હીના રાજ્યથી છૂટા પડી ગયા અને દક્ષિણમાં વિજયનગરના મહાન રાજ્યનાં મંડાણ મંડાયાં વિજયનગરનું મહારાજ્ય દક્ષિણ હિંદનું રખેવાળ બન્યું તેણે દખ્ખણના રાજાઓને બસો વર્ષ સુધી હંફાવ્યા ઈ સ ૧૩૪૪ માં આખા દખ્ખણમાં બળવાનો પવન ફૂંકાયો, અને મહમદના હાથમાં ફક્ત ગુજરાત પ્રાંત રહ્યો જો કે ગુજરાતમાં પણ વારંવાર બંડ તો થતાં જ હતાં મહમદ જાતે દખ્ખણમાં પોતાની આણ સ્થાપવા ગયો પણ એ નિષ્ફળ નીવડ્યો આખરે બંડખોરના આગેવાન હસન ગંગુએ દખ્ખણનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું આ નવું રાજ્ય બાહમની રાજ્ય તરીકે ઓળખાવા લાગ્યું

મહમદ તઘલખે પોતાનો અમલ ઘણા અનુકૂળ સંજોગોમાં શરૂ કર્યો હતો મહાન સેનાપતિ તરીકે તેણે સારી કીર્તિ મેળવી હતી સામ્રાજ્યમાં સર્વત્ર શાંતિ હતી દૂરના પ્રાંતો ફરીથી જિતાયા હતા ઔરંગઝેબના અમલ સુધી બીજા કોઈ રાજાના સમયમાં દિલ્હીનું સામ્રાજ્ય આટલું વિશાળ ન હતું પરંતુ તે મહાન સામ્રાજ્ય કટકે કટકે પડવા માંડ્યું પ્રાંતમાં એક પછી એક બંડો થયાં અને હાકેમોની વફાદારી પાછી મેળવવાનું કામ મહમદની શક્તિની બહાર હતું રાજાનો વિશ્વાસ કોઈ કરતું નહિ જે રાક્ષસી દાંત એણે વાવ્યા તે એના જ વિનાશના સાધન રૂપ બની ગયા આખરે ગુજરાત અને સિંધના બળવા શમાવવા જતાં આ મહાન સુલતાન ઈ સ ૧૩૫૧ ના માર્ચ માસમાં સિંધુને કિનારે મરણ પામ્યો .

— સ્વાધ્યાય —

૧ "મહમદ" તઘલખ એના જમાના પછી બે સૈકા બાદ જન્મ્યો હોત તો તે એક મહાન અને યશસ્વી રાજકર્તા નીવડ્યો હોત ' આ કથનની ચર્ચા કરો

૨ મહમદ તઘલખના રાજ્યવહીવટને લગતા મુખ્ય અખતરાઓ વર્ણવો. આ અખતરાઓ શા માટે નિષ્ફળ નીવડ્યા?

૩ મહમદ તઘલખનો પાત્ર પરિચય કરાવો.

★

## પ્રકરણ પંદરમું

## ફિરોઝ તઘલખ

મહમદ તઘલખના મરણ પછી હિંદને માટે સુંદર સુયોગ ઊભો થયો. જાણે કે તાવી નાખે એવા તાવની બિમારીમાંથી સાજો થયેલો દરદી જાગરીને ઊઠે એવી હિંદની સ્થિતિ થઈ. મોટી ભરતી પછીની ઓટની માફક દેશ પર આવી પડેલી આફતો ઓસરવા લાગી. મહમદ પોતાના મરણ પછી તેની ગાદી લઈ શકે એવો એક પણ પુત્ર મૂકી ગયો ન હતો. લશ્કરી નેતાઓએ એના પિત્રાઈ અને ગ્યાસુદ્દીન તઘલખના ભત્રીજા ફિરોઝને ઈ. સ. ૧૩૫૨ ના માર્ચની ૨૨ મી તારીખે ગાદીએ બેસાડ્યો.

ગાદીએ બેસતી વખતે ફિરોઝનું વય ૪૫ વર્ષનું હતું. એની માતા હિંદુ રાજકુંવરી હતી. ફિરોઝને તેના કાકાએ સંભાળપૂર્વક ઉછેર્યો હતો અને સારું શિક્ષણ આપ્યું હતું. વળી મહમદ તઘલખે એને રાજ્યવહીવટની સારી તાલીમ આપી હતી.

ગાદી પર બેસવાની સાથે જ તેણે મહમદ તઘલખની રાજ્યનીતિ સંપૂર્ણ રીતે બદલી નાખી. તેણે દેશને શાંત કરવા પોતાથી બનતું કર્યું. પોતાના પિત્રાઈને હાથે જે જે પ્રજાજનોને કંઈ ને કંઈ સહન કરવું પડ્યું હતું તે બધાને શોધી કાઢી તેણે તેમને ઘણો ઉદાર બદલો આપ્યો. તે ઘણો ઉદાર, દાનવીર અને પ્રેમાળ રાજ્યકર્તા હતો. જુલમ અને રક્તપાત પ્રત્યે એને ઘણી ઘૃણા હતી. પીડિત પ્રજાને એણે સુખ અને શાંતિ આપ્યાં.

### ફિરોઝનાં આક્રમણો

જો કે ફિરોઝ યુદ્ધને ધિક્કારતો, છતાં એ લડાઈને અટકાવી શક્યો નહિ. દક્ષિણમાં હસને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું તે આપણે જોઈ ગયા. આ વાત

પાછો મેળવવા ફિરોઝે બહુ થોડા પણ અફળ પ્રયત્નો કર્યા સ્વતંત્ર બની બેઠેલા બંગાળને જીતવા ફિરોઝે બે સવારીઓ યોજી. એક ઈ. સ. ૧૩૫૩–૫૪ માં, બીજી ઈ સ. ૧૩૫૯–૬૦ માં. લશ્કરી દૃષ્ટિએ એને તેમાં સફળતા મળી. બંગાળથી પાછા ફરતાં ફિરોઝ જોનપુર આગળ અટક્યો અને ત્યાંથી તેણે ઓરિસા પ્રાંતમા આવેલા જગનગર પર સવારી કરી. આ શહેર તાબે કરી તે દિલ્હી પાછો ફર્યો, પરંતુ તે પછી તરત જ તેણે નગરકોટ પર આક્રમણ કર્યું ઈ. સ ૧૩૬૦–૬૧. ત્યાંથી વળી પાછું થટ્ટા પ્રાંત પર અફળ આક્રમણ કર્યું. ઈ સ. ૧૩૬૧–૬૨ માં તેણે થટ્ટા પર બીજી સવારી કરી તે તાબે કર્યું.

## ફિરોઝનો રાજ્યવહીવટ

સુંદર રાજ્યવહીવટ અને ઉત્તમ રાજ્યનીતિ માટે ફિરોઝ ઇતિહાસમાં મશહૂર છે. એના અમલના અહેવાલમાં આપણને મુસલમાન રાજ્યનીતિનો એકધારો ખ્યાલ મળી આવે છે રાજા રાષ્ટ્રનો વડો ગણાતો. સર સેનાપતિ પણ તે પોતે જ હતો. દૂરના પ્રાંતોના હાકેમ તરીકે રાજ્યકુટુંબના શાહજાદાઓને નીમવામાં આવતા, અથવા તો જાણીતા સરદારોને નીમવામાં આવતા. રાજાથી ઊતરતે દરજ્જે તેનો મુખ્ય પ્રધાન અથવા વજીર હતો. રાજ્યના અમલદારોને પગારને બદલે જાગીર આપવામાં આવતી આખું લશ્કર ઘોડેસવારોનું બનેલું હતું રાજાની રોજની જરૂરિયાતો પૂરી પાડવા ખાસ ખાતું રાખવામાં આવ્યું હતું આ ખાતામાં જુદા જુદા ૩૬ વિભાગો હતા. રાજ્યનો હિસાબ તપાસવા એક હિસાબ નિરીક્ષક ખાતું પણ રાખવામાં આવ્યું હતું. પ્રાંતના હાકેમોને પોતાના પ્રાંતના હિસાબો આ ખાતાને તપાસ માટે રજૂ કરવા પડતા. રાજ્યનું ટપાલખાતું પણ વ્યવસ્થિત અને ઝડપી હતું

પ્રજાનું હિત એ જ રાજાનું ઉચ્ચ ધ્યેય છે. આ સિદ્ધાંતમાં ફિરોઝ માનતો હતો. તેણે માનવતાભર્યાં ઘણાં લોકોપયોગી કામો કર્યાં. આમ છતાં ફિરોઝ હિંદુ અને મુસલમાન ધર્મચુસ્ત પ્રજાજનો તરફ અસહિષ્ણુતાથી વર્ત્યો. હિંદુઓ તરફના એના કડક વલણથી એ હિંદુઓનો વિશ્વાસ મેળવી શક્યો નહિ.

## ફિરોઝના જાહેર બાંધકામો

'નહેરો બાંધનાર' તરીકે ફિરોઝ યાદગીરીને પાત્ર છે. જાહેર ઇમારતો

બાંધવા માટે, નવાં શહેરો વસાવવા માટે અને બાગબગીચાઓ ઊભા કરવા માટે ઉત્સાહી રાજવી તરીકે પણ ફિરોઝની ખ્યાતિ ચોમેર પ્રસરેલી છે જૂના સમયનાં ઐતિહાસિક સ્મારકોમાં એને ઘણો રસ હતો, અને તે બધાંને એણે જાળવી રાખ્યા. જમના નદીની પ્રખ્યાત નહેર ઉપરાંત એણે બીજી ત્રણ નહેરો ખોદાવી હતી.

હિંદુઓ પ્રત્યે ફિરોઝના અસહિષ્ણુ વર્તનને બાદ કરતાં એકંદરે તે એક ઉત્તમ રાજ્યકર્તા હતો. કોઈ કોઈ વાર તે કડકાઈથી અમલ ચલાવતો. તે મદિરા અને મોહિનીનો શોખીન હતો એમ કહેવાય છે. આમ છતાં ફિરોઝ પ્રજાનો પૂજનીય રાજા હતો. તેણે રાજ્યમાંથી લાંચરૂશવત નાબૂદ કર્યાં; કરો ઘટાડ્યા, ખેતીવાડીમાં સુધારો અને વધારો કર્યો; બજારો વિકસાવ્યાં અને ગરીબોને દરેક રીતે મદદ કરી. તે પોતે વિદ્વાન હતો. વિદ્યાના પ્રચાર અને વિકાસ અર્થે તેણે મદ્રેસાઓ અને વિદ્યાલયો સ્થાપ્યાં.

ઈ. સ. ૧૩૭૪ માં તેના મુખ્ય વજીર મુજબાલખાનનું મરણ થયું. એ પછી ફિરોઝને એની ઉત્તરાવસ્થામાં ઘણી મુસીબતો પડી ત્રણ વર્ષ બાદ ઈ. સ ૧૩૭૪ મા પોતાના ગાદીવારસ શાહજાદા ફતખાનના મૃત્યુથી વૃદ્ધ સુલતાનને ઘણો આઘાત પહોંચ્યો. ઈ સ, ૧૩૮૫ સુધી ફિરોઝે રાજ્યવહિવટ પોતાના હાથમાં રાખ્યો. ત્યાર બાદ પોતાના બીજા પુત્રના હાથમાં સઘળી સત્તા સુપ્રત કરી. પરંતુ એક વર્ષમાં જ રાજ્યમાં બળવો થયો અને શાહજાદાને ભાગી જવું પડ્યું. ત્યાર બાદ ફિરોઝે પોતાના પૌત્રના લાભમાં ગાદીત્યાગ કર્યો, અને તે પછી થોડા દિવસમાં ઈ. સ. ૧૩૮૮ ના સપ્ટેમ્બરની ૨૦ મી તારીખે આ મહાન રાજા મરણ પામ્યો

એના મરણ બાદ હંમેશના નિયમ મુજબ રાજ્યગાદીને માટે પડાપડી અને મારામારી શરૂ થઈ ફિરોઝ પછી અદેખાઈ અને ખટપટી એવા છ નમાલા રાજાઓ આવ્યા અને ગયા ઈ સ. ૧૩૮૮ માં તૈમૂરલંગના આક્રમણનો વંટોળિયો આખા દેશ પર ફરી વળ્યો, અને ઈ સ. ૧૪૧૩ માં તઘલખ રાજાઓના અમલનો અંત આવ્યો.

— સ્વાધ્યાય —

૧. ફિરોઝ તઘલખનો રાજ્યવહીવટ એકંદર ઉદાર, પ્રજાનિમાન અને સફળ ગણી શકાય તે માટેનાં કારણો આપો.

૨. ફિરોઝ તઘલખની જાહેર બાંધકામની નીતિ પ્રજાને શી રીતે લાભકારક નીવડી!



— પ્રકરણ સોળમું —

## દિલ્હી-સલ્તનતની પડતી અને નાશ

ફિરોઝ તઘલખનો અમલ લાંબો અને આબાદ હતો. લોકો સુખી અને સંતોષી હતા. સામ્રાજ્યમાં સર્વત્ર શાન્તિ હતી. પરંતુ ફિરોઝ પછીના રાજાઓના સમયમાં એવી આબાદી અને શાંતિ લાંબો વખત ટકી શકી નહિ. હમેશ મુજબ દેશમાં ક્રાંતિ, અંધાધૂંધી અને અરાજકતા ફેલાયાં. પ્રાંતોના સૂબાઓ સ્વતંત્ર થઈ ગયા અને ખંડિયા રાજાઓ અંદર અંદર લડવા લાગ્યા. ભારતના ઇતિહાસમાં પહેલાં બન્યું હતું તેમ હવે પણ બન્યું. દેશની આવી પરિસ્થિતિનો લાભ લેવા પરદેશી આક્રમણકારો તૈયાર જ હતા.

આ ઉપરાંત દિલ્હી-સલ્તનતની પડતીનાં બીજાં ઘણાં કારણો હતાં. પહેલું, મુસલમાન વિજેતાઓના વંશજો નિર્માલ્ય બનતા જતા હતા. બીજું, આંતરજાતીય લગ્નથી રાજ્યકર્તાઓ વર્ણસંકર બનતા જતા હતા. ત્રીજું, હિંદની ફળદ્રુપ અને રસાળ ભૂમિમાં તેમજ ગરમ હવામાનમાં અફઘાનો આળસુ અને નિર્માલ્ય બનવા લાગ્યા. તેમણે પોતાનું અસલ જોમ અને શક્તિ ગુમાવ્યાં.

ફિરોઝ તઘલખના મરણ બાદ ઈ. સ. ૧૩૯૦ માં બીજો મહમદશાહ દિલ્હીની ગાદીએ આવ્યો. ત્યાંસુધી દિલ્હીના નિર્બળ અને નાલાયક સુલતાનોએ દિલ્હીના સિંહાસનને લજાવ્યું. બીજા મહમદશાહે ૧૮ વર્ષ સુધી જેમતેમ પોતાનો અમલ ચલાવ્યો. એનામાં રાજાને શોભે એવો એક પણ ગુણ ન હતો. એના સમયમાં રાજ્યનો વિસ્તાર ઘણો ઓછો થઈ ગયો હતો. પોતાના મંત્રી અને થોડાક બળવાન તેમજ મહત્ત્વાકાંક્ષી અમીરોના હાથમાં એ રમકડાં જેવો હતો. એનો શરમ ભરેલો અમલ ઇતિહાસમાં એક જ કારણે સ્થાન મેળવી

શક્યો છે, કે તે એકે એના અમલ દરમિયાન હિંદ પર તૈમૂર લંગની સરદારી નીચે ભયંકર મોગલ આક્રમણ થયું.

## તૈમૂરનું આક્રમણ

તૈમૂર ઇતિહાસમાં એક મહાન વિજેતા તરીકે જાણીતો છે. એના મહાન પૂર્વજ જંઘીસખાનની માફક એને પણ દૈવી આફત તરીકે વર્ણવવામા આવ્યો છે. એક વંટોળિયાની જેમ એ મધ્ય એશિયા પર ફરી વળ્યો. મધ્ય એશિયાની આબાદ અને ભરચક વસ્તી વાળી ભૂમિને એણે ઉજ્જડ અને નિર્જન કરી મૂકી પછી તેણે અફઘાનિસ્તાન જીત્યુ અને હવે તે ભારતના દરવાજા ખખડાવી રહ્યો હતો.



તાર્તર યોદ્ધો

તૈમૂરે મૂર્તિપૂજક ભારત દેશ સામે જેહાદ જાહેર કરી. આ દેશના લોકોને ઇસ્લામમા વટલાવી મૂર્તિપૂજા અને દેવદેવીઓની માન્યતાનો નાશ કરવો, અને મૂર્તિપૂજકોનાં મંદિરોને તોડી દુનિયામાં ઇસ્લામની આણ ફેલાવવી એ પોતાનો હેતુ છે એમ તે કહેતો. મહમૂદ ગઝનીની માફક તૈમૂરની પણ ગાઝીપદ મેળવવાની મહત્ત્વાકાંક્ષા હતી.

તૈમૂરે હિંદ પરના આક્રમણની શરૂઆત ઇ સ. ૧૩૯૭ માં કરી. પ્રથમ તેના પૌત્રની સરદારી નીચે એક અગ્રણી સેનાએ મુલતાન પર છાપો

માર્યો ઈ. સ. ૧૩૯૮ ના માર્ચ મહિનામાં તૈમૂર જાતે સમરકંદથી હિંદ પર ઊતરી આવ્યો. તેણે સિંધુ નદી ઓળંગી પોતાના પૌત્રના લશ્કર જોડે સંબંધ સાધ્યો એના આવતા પહેલાં જ એની નિર્દયતાની અને જુલમની વાતો ભારતમાં ફેલાઈ ગઈ હતી શહેરો અને ગામોના લોકો તૈમૂરના આગમનની વાત સાંભળી ભયભીત બની ગયા. ઘરબાર છોડી તેઓ જંગલોમાં નાસી ગયા. તૈમૂરે ભાટનેરના રજપૂત કિલ્લા પર હલ્લો કરી તે તાબે કર્યો. તેણે એક કલાકમાં ૧૦,૦૦૦ હિંદુઓની કતલ કરી. સિરશ્રતી અને ફતેહપાલમાં થઈને કૂચ કરતાં તેણે એ શહેરોને ખાલી અને નિર્જન ભાળ્યાં ડિસેમ્બર મહિનામાં તે પાણિપત આગળ થંભ્યો પણ એક અઠવાડિયા પછી તે હિંદના પાટનગરને દરવાજે આવી ઊભો.

ઈ સ. ૧૩૯૬ ના ડિસેંબરની ૧૭ મી તારીખે તૈમૂર અને મહમદ શાહના સૈન્ય વચ્ચે પહેલી અથડામણ થઈ. તે પહેલાં એણે સાવચેતીનાં બધા પગલાં લીધાં હતા; કારણ કે આ લડાઈ નિર્ણયાત્મક નીવડશે એ તે પોતે જાણતો હતો જોડે રહેલા એક લાખ જેટલા હિંદુ કેદીઓ કદાચ તોફાન મચાવે એ ભયથી એણે તે બધાની નિર્દય કતલ કરી નાખી. ત્યાર બાદ વિજય માટે ખુદાની બદગી કરી તેણે શત્રુના સૈન્યનો સામનો કર્યો.

મહમદશાહે પણ મક્કમતાથી શત્રુનો સામનો કર્યો હિંદી સિપાઇઓ બહાદુરીથી અને વફાદારીથી લડ્યા અને શરણે જવા કરતાં લડીને મરવાનું તેમણે વધુ પસંદ કર્યું તૈમૂરે પણ હિંદી સૈન્યની બહાદુરી અને અડગ નિશ્ચયનાં ભારોભાર વખાણ કર્યાં. એમનું ધૈર્ય અને બહાદુરી ઝનૂની મોગલોના અપાર બળ અને જોમ આગળ ઝાંખાં પડ્યાં. હિંદી લશ્કર શરણે થયું અને સુલતાન રણ મેદાનમાંથી નાસી ગયો.

દિલ્હીના આગેવાનો તૈમૂર આગળ આવી ઊભા અને તેમણે શરણાગતિની કબૂલાત આપી. મૌલવીઓની વિનવણીને માન આપી તૈમૂરે મોટી રકમના નજરાણાના બદલામાં શહેરીઓને જીવતદાન આપવાનું સ્વીકાર્યું. નજરાણાની રકમ ઉઘરાવવામાં આવતી હતી તે સમયે કમનસીબે કંઈક ધાંધલ થયું. તૈમૂરના સૈનિકો આનો લાભ લઈ ભૂખ્યા વરુની માફક દિલ્હીના પ્રજાજનો ઉપર તૂટી પડ્યા અને શહેરમાં કારમી કતલ ચાલી. ત્રણ દિવસ

સુધી તૈમૂરના માણુમોએ શહેરમા કતલ ચલાવી તેમણે શહેરને મનમાનતી રીતે લૂટ્યુ, ઠેરઠેર આગ લગાડી મકાનોને તારાજ કર્યાં અને સખ્યાબધ શહેરીઓને કેદી બનાવ્યા દરેક સૈનિકને હાથે ૨૦ થી ૧૦૦ જેટલા કેદીઓ આવી પડ્યા હીરા, માણેક, મોતી, સોના-રૂપાનો અખૂટ ખજાનો વગેરે વિજેતાના હાથમાં પડ્યુ સૈયદો અને મૌલવીઓના રહેઠાણ સિવાયનુ આખુ દિલ્હી શહેર છેક તારાજ બની ગયુ



તૈમૂર દિલ્હીમાં માત્ર પંદર દિવસ રોકાયો. ઉત્તર હિંદના મુસલમાની રાજ્યને મુસલમાન રાજાએ નમાવ્યું, ત્યાર બાદ તેને તરત જ યાદ આવ્યું કે પોતાનું ધ્યેય તો હિંદના બિન મુસલમાન અને મૂર્તિપૂજક લોકો સામે યુદ્ધ કરવાનું હતું; એટલે પાટનગરમાં વધુ ન રોકાતાં ઈ. સ. ૧૩૯૯ના જાન્યુઆરીમાં તેણે ફિરોઝાબાદના કિલ્લાને ઘેરો ઘાલ્યો. તેણે કિલ્લામાંના બધા પુરુષોની કતલ કરી, સ્ત્રી, બાળકોને કેદી બનાવ્યાં અને શહેરને જમીનદોસ્ત કર્યું. ત્યાંથી ઉત્તર તરફ આગળ વધી તેણે હરદ્વારના પ્રસિદ્ધ હિંદુ ધામને બાળી મૂક્યું. આખરે ધર્મની જેહાદ પાર પાડવાની પ્રતિજ્ઞાના સફળ પાલનથી તૈમૂરને સંતોષ થયો. તે હવે પોતાને વતન પાછો ફરવાને તૈયાર થયો. માર્ચ મહિના સુધીમાં હિંદ આ ભયંકર સવારીના ત્રાસમાંથી છૂટકારાના દમ ખેંચી શક્યું.

તૈમૂરના ત્રાસથી જે લોકો જંગલોમાં નાસી છૂટ્યા હતા, તેમને તૈમૂરના પાછા ગયાની પૂરી ખાત્રી થઈ, તે પછી જ તેઓ પોતાનાં ગામો અને શહેરોમાં પાછા આવ્યા. મહમદશાહ પણ પાટનગરમાં પાછો આવ્યો એ પછી તેણે રાજાની ફરજો બજાવવા બનતું કર્યું પાટનગર તેના વજીરના હાથમાં હતું અને દિલ્હીના તાબાના ખંડિયા રાજાઓ સ્વતંત્ર થવાના પ્રયત્નો કરતા હતા. જોકે મહમદશાહની પહેલાંના નિર્માલ્ય રાજાઓના જેવા જ એના પણ હાલહવાલ થઈ જાત, પરંતુ તૈમૂરની સવારીથી એ આ દશામાંથી ઊગરી ગયો તૈમૂરે આખા દેશને વેરાન બનાવી દીધો હતો. ઈ. સ. ૧૪૧૨ માં મહમદશાહ મરણ પામ્યો અને દિલ્હીની ગાદી સુલતાન વગરની થઈ પડી.

## તૈમૂરની સવારીનાં અસરકારક પરિણામો

દિલ્હી સલ્તનતની આથમતી સત્તાને તૈમૂરની સવારીએ વેગ આપ્યો. તૈમૂર જે માર્ગે થઈને હિંદ પર ચઢી આવ્યો અને હિંદના જે જે ભાગો પર તેણે આક્રમણ કર્યું તે બધા પ્રદેશો વેરાન બન્યા હતા, એટલે તૈમૂર પછીના બીજા આક્રમણકારને હિંદ પર ચઢી આવવાનો માર્ગ આ સવારીએ સરળ બનાવ્યો. હિંદુસ્તાનનાં રાજ્ય પ્રકરણનું ધોરણ ઘણું નીચું ગયું. આખરે તૈમૂરનો વારસ પોતાના પૂર્વજનો વારસો સંભાળી લેવા હિંદ પર ચઢી આવ્યો.

અને મધ્યકાલીન સમયમાં એક અતિ ઉજ્જવળ રાજ્યવંશની સ્થાપના થઈ ત્યાંસુધી નિર્બળ રાજ્યકર્તાઓએ દિલ્હીની ગાદીનો પોકળ બાદશાહી ઠાઠ જાળવી રાખ્યો.

— સ્વાધ્યાય —

✓૧. દિલ્હી સલ્તનતની પડતી અને નાશનાં કારણો આપો.

૨. "તૈમૂરના આક્રમણે દિલ્હીસલ્તનતની સત્તાનો મૃત્યુઘંટ વગાડ્યો." આ કથનની ચર્ચા કરો.

૩. તૈમૂરની સવારીનાં શાં શાં પરિણામો આવ્યાં?



૧

— પ્રકરણ સત્તરમું —

# સૈયદ અને લોદી વંશ

## ઈ. સ. ૧૪૧૩–૧૫૨૬

કેટલાક ઇતિહાસકારોના હેવાલ મુજબ તમૂર ખીઝરખાન નામના એક અધિકારીને દિલ્હીના સૂબા તરીકે મૂકી ગયો હતો. તે જાતે સૈયદ હતો અને તેથી પયગમ્બરના વંશનો હોવાનો દાવો કરતો. તેણે સૈયદવંશની સ્થાપના કરી. આ વંશના રાજાઓએ દિલ્હીની ગાદી પર ૩૭ વર્ષ અમલ ચલાવ્યો. તેમના રાજ્યનો વિસ્તાર દિલ્હી અને તેની નજીકના પ્રદેશ પૂરતો જ હતો. પોતાના નાનકડા રાજ્યનું મહેસૂલ અને કર ઉઘરાવવામાં પણ તેઓ નિર્બળ નીવડ્યા, અને કર ઉઘરાવવા એમને લોકો પર સખતાઈ કરવી પડી. તે ઉપરાંત તેમને જોનપુરના બળવાન રાજ્ય જોડે વારંવાર નિરર્થક અથડામણમાં ઊતરવું પડ્યું. ઈ. સ. ૧૪૫૧ માં સૈયદવંશના છેલ્લા રાજાને બહલોલ લોદી નામના ફિરોઝ તઘલખના સરદાર અને અફઘાન ઉમરાવના લાભમાં ગાદીત્યાગ કરવો પડ્યો.

બહલોલ લોદી બળવાન રાજા હતો. તેનામાં લડાયક ખમીર હતું. દિલ્હી સલ્તનતની ગયેલી સત્તા પાછી મેળવવા તેણે નિશ્ચય કર્યો પરંતુ જોનપુરના બળવાન રાજ્ય સાથેના યુદ્ધમાં એના બળનો અને સમયનો ઘણો વ્યય થયો.

આખરે ઈ. સ. ૧૪૯૬ માં બહલોલ જોનપુરના રાજ્યની સત્તા તોડવામાં સફળ થયો. તે પોતાના પુત્રને તેનો વહીવટ સોંપી પાછો ફર્યો.

બહલોલ લોદીનું મરણ થતાં તેનો પુત્ર સિકંદર ઈ. સ. ૧૪૮૯ના જુલાઈની ૧૭ મી તારીખે ગાદી પર બેઠો. સિકંદરે ૨૮ વર્ષનો સુખી અને આબાદ અમલ ભોગવ્યો. તે પણ તેના પિતા જેવો બહાદુર અને મહત્ત્વાકાંક્ષી હતો. તેણે રાજ્યના મુલકમાં સારો વધારો કર્યો. તે લોદી વંશનો સૌથી મોટો રાજા ગણાયો. એના મરણ પછી એનો જ્યેષ્ઠ પુત્ર ઇબ્રાહીમ ઈ. સ. ૧૫૧૭ માં દિલ્હીની ગાદી પર બેઠો.

ઈબ્રાહીમ એના પિતાથી ઊલટા સ્વભાવનો હતો. તે રાજ્ય કરવાને અસમર્થ નીવડ્યો. તે અભિમાની તેમજ ઉદ્ધત હતો તેના આ દુર્ગુણોને લીધે તેણે પોતાના અમીરઉમરાવ તેમજ પ્રજાનો સહકાર અને સહાનુભૂતિ ગુમાવ્યાં. તેઓ બધો વખત રાજાની અવગણના કરતા રહ્યા તેમજ બંડખોર બનતા ગયા. આવા અસંતોષનું કારણ શોધી તેને દૂર કરવાને બદલે ઈબ્રાહીમ વધારે જુલમી થતો ગયો, એટલે પ્રજામાં પણ સર્વવ્યાપી અસંતોષ ફેલાતો ગયો. ઉમરાવો અને પ્રજાજનો સુલતાનને ધિક્કારવા લાગ્યા. છેવટે ઈબ્રાહીમનો કાકો અલાઉદ્દીન કાબુલના મોગલ શાહ બાબરની મદદ મેળવવા કાબુલ ભાગી ગયો. બાબર પોતે પણ હિંદની તે સમયની પલટાતી રાજકીય પરિસ્થિતિનું બહુ ઝીણવટ ભર્યું અવલોકન કરતો હતો અલાઉદ્દીન બાબરની મદદ માગવા ગયો ત્યારે તો બાબરને પણ ખાતરી થઈ કે તેની ઇચ્છિત મંગળ ઘડી આવી પહોંચી છે. બાબર ઈ સ ૧૫૨૬ માં યુદ્ધ માટે ઊપડ્યો, પણ તેનો હેતુ શરણે આવનારને મદદ કરવાનો કે બીજા કોઈને ગાદી અપાવવાનો નહોતો. પરંતુ તૈમૂરના વારસા હકની રૂએ હિંદની ગાદી પોતાને માટે મેળવવા એક નાનું લશ્કર લઈ તે હિંદમાં આવી પહોંચ્યો. પાણીપતના રણમેદાનમાં* ઈબ્રાહીમ પોતાના બળવાન શત્રુનો સામનો કરવા બહાર પડ્યો. કમનસીબે તે હાર્યો તેમજ મરાયો. તેનું લશ્કર ભાગી ગયું આમ દિલ્હીની

* પાણીપતના મેદાનને fateful એટલે 'નસીબવંત' એવું વિશેષણ આપવામાં આવે છે. એ મેદાનમાં થયેલાં યુદ્ધોમાં બે પક્ષનું બળ અને સ્પર્ધા ઉપરાંત વિજયની છેલ્લી ઘડી કયા પક્ષને માટે નિર્માણ થયેલી હોય છે એ એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે.

સલ્તનતનો અતિ કરુણ અંજામ આવી ગયો. લોદી વંશના અંતની સાથે ૩૨૦ વર્ષ જેટલા લાંબા સમયે અફઘાન રાજ્યનો અંત આવ્યો. અને હિંદમાં મોગલ અમલના ગણેશ મંડાયા.



——— પ્રકરણ અઢારમું ———

## દક્ષિણનાં બે મહાન રાજ્યો

### વિજયનગરનાં રાજ્યની સ્થાપના

દિલ્હીના સુલતાનો દક્ષિણ હિંદુસ્તાનના જીતેલા મુલકો લાંબા વખત સુધી ટકાવી શક્યા નહિ. હરિહર અને બુક્કા નામના બે ભાઈઓની આગેવાની નીચે દક્ષિણના હિંદુઓ એકત્ર થયા. તેમણે મુસલમાન આક્રમણકારોને પાછા હઠાવવા ભગીરથ પ્રયત્નો કર્યા. આ બે ભાઈઓએ ઈ. સ ૧૩૩૬ માં વિજયનગરનું રાજ્ય સ્થાપ્યું વિજયનગરનું હિંદુ રાજ્ય દક્ષિણમાં મુસલમાનના ધસારા સામે મોટી કિલ્લેબંધી સમાન હતું. વખત જતાં વિજયનગરનું રાજ્ય એક મહાન સામ્રાજ્યમાં વિકસ્યુ.

### બાહમની રાજ્યની સ્થાપના

દક્ષિણમાં વિજયનગરના રાજ્યની સ્થાપના પછી થોડાંક વર્ષો બાદ એટલે ઈ. સ. ૧૩૪૯ માં દખ્ખણમાં સ્વતંત્ર મુસલમાની રાજ્યની સ્થાપના થઈ; આ સ્વતત્ર મુસલમાની રાજ્યની સ્થાપના સુલતાન મહમદ તઘલખની રાજ્યનીતિને આભારી હતી. હસનશાહ નામના એક અફઘાન અમલદારે આ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે ઈ. સ ૧૩૪૭ ના ઑગસ્ટની ૩ જી તારીખે અલાઉદ્દીન હસન નામ ધારણ કરી ગાદીએ બેઠો. હસને સ્થાપેલો રાજ્ય વંશ બાહમની વંશ તરીકે ઓળખાય છે.

### બે હરીફ રાજ્યો

આ સમયનો દખ્ખણનો ઇતિહાસ 'દક્ષિણ હિંદનાં બે સ્વતંત્ર રાજ્યો' બાહમની રાજ્ય અને વિજયનગરનું હિંદુ રાજ્ય એ બે વચ્ચેની રાજકીય

સત્તા માટેની તીવ્ર હરીફાઈની ઘટનાઓથી ભરપૂર છે. જો કે દક્ષિણમાં બીજાં નાનાં રાજ્યો હતાં, પરંતુ આ બે મહાન રાજ્યો આગળ તેઓ ઝાંખાં પડી જતાં.

બાહમની રાજ્ય અને વિજયનગરના રાજ્ય વચ્ચે વારંવાર અથડામણ થતી. આ અથડામણનું મૂળ કારણ કૃષ્ણા અને તુંગભદ્રા નદીઓ વચ્ચેનાં રાયચુર દોઆબનો ફળદ્રુપ પ્રદેશ હતો આ બે મહાન રાજ્યો વચ્ચે મોટી લડાઈઓ થઈ, છતાં તેમની વચ્ચેની તકરારનું સંતોષકારક સમાધાન થયું નહિ. છેવટે પંદરમા સૈકાની આખરમાં બાહમની વંશની સત્તાનો લગભગ અંત આવ્યો.

## વિજયનગરનું રાજ્ય

"વિજય"નું નગર એટલે વિજયનગર. વિજયનગર કેટલીક વખત વિદ્યાનગરને નામે પણ ઓળખાય છે કૃષ્ણા નદીની એક શાખા તુંગભદ્રાને કિનારે હરિહર અને બુક્કા નામના ભાઈઓએ આ શહેર સ્થાપ્યુ હતુ. આ બે ભાઈઓ હિંદુત્વ સામે ઇસ્લામના આક્રમણનો અવરોધ કરવા સાધનરૂપ બન્યા વિદ્યારણ્ય નામના સંતની પ્રેરણાથી અને માધવાચાર્ય જેવા વિદ્વાન મહાપુરુષની મદદથી તેઓ વિજયનગરને હિંદુ સંસ્કૃતિ, કળા અને ધર્મનું મોટું કેન્દ્ર બનાવી શક્યા. માધવાચાર્ય આ રાજ્યના મહામંત્રી થઈ ગયા.' વિજયનગરના રાજ્ય પર ચાર વંશના રાજાઓ રાજ્ય કરી ગયા: સંગમ, સાલુવ, તુલુવ અને આરવિંદુ વખત જતાં રામેશ્વર અને કન્યા કુમારી સુધીના દક્ષિણ હિંદુસ્તાનના બધા પ્રદેશ પર વિજયનગરના મહારાજ્યની આણ ફેલાઈ. તુલુવ વંશના કૃષ્ણદેવરાય વિજયનગરનો સૌથી મહાન રાજા હતો તે સાથે તે હિંદના મહાન રાજાઓમાનો એક ગણાય છે. એના અમલ દરમ્યાન વિજયનગરનુ રાજ્ય સત્તા અને સમૃદ્ધિને શિખરે પહોંચ્યું કૃષ્ણદેવરાય એક મહાન યોદ્ધા અને વિજેતા હતો. ઓરિસાના રાજા ગજપતિને એણે નમાવ્યો અને બિજાપુરના આદિલશાહને ધ્રુજાવી મૂક્યો. એક બળવાન રાજ્યકર્તા ઉપરાંત તે પોતે મહાન કવિ પણ હતો તે પોતાના દરબારમાં કવિઓને અને વિદ્વાનોને આશ્રય આપતો. તે ધર્મસહિષ્ણુ હતો એણે પોતાના રાજ્યમા મઠો અને મંદિરો બંધાવ્યાં છે તે દક્ષિણ હિંદની

સ્થાપત્ય અને શિલ્પકળાના અનુપમ નમૂના છે. પરદેશી મુસાફરોને તે પોતાના દરબારમાં નોતરતો અને તેને બધી રીતે ઉત્તેજન આપતો. વિજયનગર કળાકારો અને કારીગરી, કવિઓ અને ચિત્રકારો, શિલ્પીઓ અને સુશોભન કારોનું મુખ્ય ધામ થઈ પડ્યું. એટલું જ નહિ, પરંતુ પૂર્વનું તે સૌથી સમૃદ્ધ અને સુંદર શહેર બન્યું.

આવી સત્તા અને સમૃદ્ધિ દખ્ખણના મુસલમાની રાજાઓની ઈર્ષ્યાનું પાત્ર બને એમાં શી નવાઈ? આ મુસલમાની રાજ્યોએ વિજયનગરના રાજ્યને તોડી નાખવા જેહાદ શરૂ કરી.

## બાહમની રાજ્ય

આ રાજ્યની સ્થાપના આપણે જોઈ ગયા તે પ્રમાણે અલાઉદ્દીન હસનશાહ ગંગુએ કરી હતી. તે ઘણો બળવાન રાજા હતો તેણે પોતાના ૧ વર્ષના અમલ દરમ્યાન બાહમની રાજ્યને પૂર્વથી પશ્ચિમ કિનારા સુધી ફેલાવ્યું અને ગુલબર્ગાને પાટનગર બનાવ્યું તેના રાજ્યના ચાર વિભાગ હતા: ગુલબર્ગા, દોલતાબાદ, વરાડ અને બીડર. આ પ્રાંતનો વહીવટ ચલાવવા તેણે સૂબાઓ અથવા તરફદારો નીમ્યા આ સૂબાઓ મુલ્કી અને લશ્કરી સત્તા પૂરેપૂરી ભોગવતા એટલે તેઓ ઘણા બળવાન બન્યા. આ વંશના ૧૮ સુલતાનો થઈ ગયા: એમાંના પહેલા આઠે ગુલબર્ગામાં રહી રાજ્ય ચલાવ્યું. બાકીનાઓએ બીડરમાં રહીને અમલ ચલાવ્યો બાહમની વંશના બીજા સુલતાન મહમદશાહે વિજયનગરના રાજ્યની સામે મોટું યુદ્ધ આદર્યું તેણે એક લાખ મૂર્તિપૂજકોની કતલ કરવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી ચાર લાખ હિંદુઓ અને દસ હજાર બ્રાહ્મણોની નિર્દય કતલ કરી તે પોતાની પ્રતિજ્ઞાને પણ વટાવી ગયો. આ વંશનો એક બીજો પ્રતિભાશાળી રાજા ફિરોઝશાહ હતો. તેના ૨૫ વર્ષના અમલ દરમ્યાન બાહમની રાજ્ય આબાદીની ટોચે પહોંચ્યું. તેણે પણ વિજયનગરના રાજ્ય જોડે ભયંકર યુદ્ધ કર્યું હતું.

બાહમની વંશના સુલતાનો ઉપરાંત એ રાજ્યની વધારેમાં વધારે આબાદી વધારનાર મહમદશાહનો મંત્રી મહમદ ગવાન હતો. તે ઉચ્ચ ચારીત્ર્યશીલ, વિદ્વાન, નિઃસ્વાર્થી અને પ્રામાણિક મુત્સદ્દી હતો. તેણે વફાદારીથી સુલતાનની સેવા કરી રાજ્યમાં કેટલાક સમયથી દક્ષિણી અને પરદેશી એવા

બે પક્ષો પડી ગયા હતા, અને આ બે પક્ષો જ રાજ્યમાં વારંવાર ફાટફૂટ પડાવતા હતા. મહમદ ગવાન આ બે પક્ષોથી તદ્દન નિષ્પક્ષ અને અલગ રહ્યો તે પરદેશી હોવાથી દક્ષિણીઓ તેને ધિક્કારતા તેનું કાસળ કાઢવા તેમણે એક કાવતરું રચ્યું. તેમણે મહમદ ગવાનની સહીવાળો ઓરિસાના રાજા પર લખેલો એક બનાવટી પત્ર મહમદશાહને બતાવ્યો. કાચા કાનના સુલતાને આ વાત ખરી માની લીધી, અને તપાસ કર્યા વિના મહમદ ગવાનને મારી નાખવા હુકમ કર્યો. ગવાને જો કે પોતાની નિર્દોષતા પુરવાર કરવાના વ્યર્થ પ્રયત્નો કર્યા, પણ આખરે હિંમતપૂર્વક એક શહીદની માફક જલ્લાદની તરવારને વધાવી લીધી, પાછળથી સુલતાનને પોતાની ભૂલ સમજાઈ અને પશ્ચાત્તાપના દઝાપામાં તે મરણ પામ્યો.

બાહમની વંશના પાછલા રાજાઓ નિર્માલ્ય નીવડ્યા. તેઓ મોજશોખ, મદિરા અને મોહિનીના પૂજારી બન્યા. "યથા રાજા તથા પ્રજા" એ સૂત્ર પ્રમાણે પ્રજા પણ મોજીલી બની એક વખતના સમૃદ્ધ અને સંગઠિત રાજ્યના પાયા હવે ડગમગવા લાગ્યા. પ્રાંતોના સૂબાઓ અને તરફદારો સ્વતંત્ર થઈ બેઠા. પરિણામે રાજ્યના પાંચ સ્વતંત્ર ભાગલા પડી ગયા: (૧) બિજાપુરની આદિલશાહી, (૨) અહમદનગરની નિઝામશાહી, (૩) વરાડની ઇમાદશાહી, (૪) બીડરની બરીદશાહી અને (૫) ગોવલકોંડાની કુતુબશાહી.

## — સ્વાધ્યાય —

૧ બાહમની રાજ્યની સ્થાપના ક્યારે અને કેવા સંજોગોમાં થઈ? આ રાજ્ય સ્થાપનારના જીવનનો ટૂંક સાર આપો.

૨ બાહમની રાજ્યની પડતીનાં કારણો આપો. એ રાજ્યની પડતી પછી દખ્ખણમાં સ્થપાયેલાં સ્વતંત્ર રાજ્યોનો ટૂંક અહેવાલ આપો.

૩. "કૃષ્ણદેવરાય વિજયનગરનો શ્રેષ્ઠ રાજા હતો. એના અમલ દરમ્યાન વિજયનગરનું રાજ્ય આબાદીની ટોચે પહોંચ્યું." યોગ્ય માહિતી આપી આ કથનનું સમર્થન કરો

૪. વિજયનગર અને બાહમની રાજ્યો વચ્ચે થયેલી અથડામણનાં કારણો આપો.

૫ વિજનગરના મહારાજ્યની પડતીનાં કારણોની ચર્ચા કરો

*

# ઉત્તર હિંદનાં નાનાં મુસલમાન રાજ્યો

## બંગાળ

મહમદ ઘોરીના એક સેનાપતિ મહમદ બખત્યાર ખીલજીએ ઈ. સ. ૧૧૯૯ માં બંગાળ પ્રાંત જીત્યો હતો. તેણે આયબેક કુત્બુદ્દીનને સાર્વભૌમ રાજા તરીકે સ્વીકાર્યો. આ દૂરના પ્રાંત પર સચોટ રીતે પોતાની હકૂમત ચલાવવાનું કામ દિલ્હીના સુલતાનો માટે અશક્ય થઈ પડયું.

બખત્યાર ખીલજીએ ગંગાકિનારે આવેલા લખનૌતી (હાલનું ગૌર) શહેરમાં પોતાની રાજધાની સ્થાપી. બંગાળના હાકેમો દિલ્હીના સુલતાનો સામે વારંવાર બંડ ઉઠાવતા. આખરે ઈ. સ. ૧૩૪૦માં ફકરૂદ્દીને મહમદ તઘલખની સામે બંડ ઉઠાવી દિલ્હીના સુલતાનની ઝુંસરી ફગાવી દીધી.

બંગાળના રાજાઓમાં હુસેનશાહ ઘણો પ્રખ્યાત રાજ્યકર્તા થઈ ગયો. તે અરબસ્તાનના ઉમદા સૈયદ કુળમાં જન્મ્યો હતો. તેનો લાંબો અમલ શાંતિ અને આબાદી ભર્યો હતો. હિંદુ અને મુસલમાન પ્રજા તેને ચાહતી અને સંપીને રહેતી.

## જોનપુર

આ રાજ્ય ફિરોઝ તઘલખે ઈ. સ. ૧૩૬૧ની આસપાસમાં સ્થાપ્યું હતું. ઈ સ. ૧૩૯૪માં જોનપુરના સૂબા ખ્વાજા જહાને દિલ્હીના સુલતાનની નબળાઈનો લાભ લઈ સ્વતંત્રતા જાહેર કરી અને 'સુલતાન-ઉશ-શર્ક'ની પૂર્વના રાજાની પદવી ધારણ કરી. ઈબ્રાહીમ શાહ ઈ. સ ૧૪૦૦ થી ૧૪૪૦ સુધી જોનપુરનો બળવાન રાજા થઈ ગયો. તેણે એક વખત ખુદ પાટનગર દિલ્હી પર આક્રમણ કર્યું હતું, અને બીજી વખત લગભગ આગ્રા સુધી લશ્કર લઈ પહોંચી ગયો હતો. ઈ. સ. ૧૪૭૫ માં સિકંદર લોદીએ જોનપુરના સ્વતંત્ર રાજ્યને હરાવ્યું ત્યારે તેનો અંત આવ્યો. પછી તેના છેલ્લા રાજા હુસેનશાહે બંગાળમાં આશરો લીધો.

જોનપુરના રાજાઓ બુદ્ધિપ્રધાન અને સંસ્કારીક હતા. તેમની રાજધાની વિદ્વાનો, કલાકારો, સંગીતશાસ્ત્રીઓ અને સાહિત્યકારોનું ધામ થઈ પડી.

પોતાનું પાટનગર તેમણે એવું તો સુંદર બનાવ્યું કે તે હિંદના "શિરાઝ" તરીકે ઓળખાવા લાગ્યું

## માળવા

માળવા એ મધ્ય હિંદના ઉચ્ચ પ્રદેશમાં આવેલો ઘણો જ ફળદ્રુપ પ્રદેશ છે. હિંદુ કાળમાં એ રાજ્ય ઇતિહાસમાં મોખરાનું સ્થાન ભોગવતું હતું. અલાઉદ્દીન ખીલજીના અમલ દરમ્યાન આ રાજ્ય મુસલમાનોના હાથમાં પડ્યું. ઈ. સ. ૧૦૪૧ માં દિલાવરખાન નામનો માળવાનો સૂબો સ્વતંત્ર થઇ બેઠો. તેણે ધારમાં પોતાની રાજધાની સ્થાપી. તેનો પુત્ર હોસંગશાહ એ વંશનો સૌથી પ્રસિદ્ધ રાજા ગણાયો છે. તે વારંવાર ગુજરાતના રાજ્ય જોડે લડતો. વરાડ પ્રાંત મેળવવા તે બાહમની રાજ્ય સાથે પણ લડ્યો હતો. તેણે જોનપુરના રાજ્ય પર આક્રમણ કર્યું અને કાલપી જીતી લીધું ઈ. સ. ૧૪૩૫ માં હોસંગશાહના મરણ પછી તેનો નાલાયક પુત્ર મહમદશાહ ગાદી પર આવ્યો. એક વર્ષમાં જ તેના મંત્રી મહમદ ખીલજીએ તેને ઝેર આપી મારી નાખ્યો. એ પછી તેણે ૩૩ વર્ષ સુધી ન્યાયી અને વ્યવસ્થિત અમલ ચલાવ્યો. તેણે જોનપુર, ચિતોડ અને ગુજરાતનાં રાજ્યો સાથે યુદ્ધો કર્યાં અને દખ્ખણ પર સવારી કરી. બાહમની સુલતાનને હરાવ્યો તેના મરણ પછી તેના પુત્ર ગ્યાસુદ્દીને ૩૨ વર્ષ સુધી સારી રીતે રાજ્ય ચલાવ્યું. તેના મૃત્યુ પછી ગાદી માટે વારંવાર તકરારો થવા લાગી. આખરે ઈ સ ૧૩૫૧ માં માળવાનું રાજ્ય દિલ્હી સલ્તનત જોડે ખાલસા કરવામાં આવ્યું

## ગુજરાત

હિંદુસ્તાનના સૌથી રસાળ અને સમૃદ્ધ પ્રદેશમાંના આ પ્રાંત પર મહમુદ ગઝનીએ ઈ સ. ૧૦૨૫–૨૭ માં ભયંકર આક્રમણ કર્યું હતું એ આપણે જોઈ ગયા. ઈ સ. ૧૧૯૬ માં ગુજરાતના રાજ્યને દીલ્હીના રાજ્ય જોડે ખાલસા કરવામાં આવ્યું લગભગ ચૌદમા સૈકાની આખર સુધી તે દિલ્હીના સામ્રાજ્યની હકૂમત નીચે રહ્યું દિલ્હીના સુલતાનની નબળાઈનો લાભ લઈ ઈ સ ૧૪૦૧ માં ગુજરાતના સૂબા ઝાફરખાને દિલ્હીના રાજ્યની ઝૂંસરી ફગાવી દીધી. તે પોતે મુઝફ્ફરશાહનો ઇલકાબ ધારણ કરી ગુજરાતનો સ્વતંત્ર

સુલતાન બન્યો. તેના પૌત્ર અહમદશાહે ઈ. સ. ૧૪૧૨ માં ગુજરાતનું પાટનગર અમદાવાદ વસાવ્યું.

ગુજરાતનો સૌથી મહાન અને પ્રખ્યાત સુલતાન મહમદશાહ બેગડો થઈ ગયો. આ બાદશાહે ઈ. સ. ૧૪૫૯થી ૧૫૧૧ સુધી બાવન વર્ષનો લાંબો અને જ્વલંત અમલ ચલાવ્યો. તે શરીરે કદાવર હતો અને પુષ્કળ ખોરાક ખાતો, છતાં તે ઘણો બહાદુર અને બળવાન યોદ્ધો અને મહાન રાજ્યકર્તા હતો. ગાદી



સીદી સૈયદની જાળી

પર આવ્યો ત્યારે તે પૂરાં ચૌદ વર્ષનો પણ ન હતો, છતાં તેણે તેની સામેનું એક ભયંકર કાવતરું અને બંડ હિંમત પૂર્વક દાબી દીધું. પાડોશનાં રાજ્યો સાથે લડાઈ કરી તેણે કચ્છનું રાજ્ય તાબે કર્યું. તેણે ખાનદેશ પર ચઢાઈ કરી અને ત્યાર બાદ અહમદનગરના સુલતાનને દૌલતાબાદનો ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. તેણે ગિરનાર અને ચાંપાનેરના કિલ્લાઓ તાબે કર્યા. આ લડાઈઓ ઉપરાંત મહમદ બેગડાની દરિયાઈ લડાઈઓ એ જ એના જીવનની વધારે રસિક ઘટના છે. ગુજરાત–કાઠિયાવાડના દરિયામાં ચાલતી

ઉચ્ચ વર્ણ બ્રાહ્મણો અને અસ્પૃશ્યોને એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો. બધી જ કોમના માણસો એમના અનુયાયી બન્યાં. તેમના કેટલાક અનુયાયીઓ મોચી તેમજ હજામ વર્ગના હતા. રામાનંદના એક અનુયાયી કબીર મુસ્લિમ વણકર હતા. કબીર હિંદના મહાન ધર્મોપદેશકોમાંના એક ગણાય છે. કબીરને હિંદુ મુસ્લિમ ઐક્યના મહાન અગ્રણી અને પ્રણેતા કહીએ તો બિલકુલ અયોગ્ય નથી મનુષ્યમાત્રનું ધ્યેય પરમેશ્વરને મેળવવાનું છે; પછી તે હિંદુ હોય કે મુસલમાન, ધર્મગુરુ હોય કે યોદ્ધો, વેપારી હોય કે ખેડૂત, ધોબી હોય કે હજામ, કુંભાર હોય કે સુથાર. તો પછી શા માટે કોમ કોમ વચ્ચે, માનવી માનવી વચ્ચે બાહ્યભેદ હોવા જોઈએ? કબીરે આ ઉપદેશ લોકોને આપ્યો



કબીર

અને તેમને પ્રેમ અને બંધુત્વનો મંત્ર આપ્યો. એમના અનુયાયી હિંદુ તેમજ મુસલમાનો હતા એમના મરણ વખતે બંને વચ્ચે એમના મૃતદેહ માટે ઝઘડો થયો. આખરે શબ પર ઢાંકેલી ચાદર ઊંચકતાં નીચેથી ફૂલોનો ઢગ નીકળ્યો હિંદુઓએ એ ફૂલો પર બનારસમાં કબીર ચોતરો બાંધ્યો. મુસલમાનોએ એ ફૂલો પર માઘરમાં કબર ચણાવી.

આ રીતે હિંદુ અને મુસલમાન કોમો વચ્ચે વધતી જતી અણબનાવ કબીરે ટાળી બંને કોમ વચ્ચે ઐક્ય સ્થાપવાનો બીજો મહાન પ્રયાસ કરનાર મહાપુરુષ ગુરુ નાનક હતા એમણે બંને ધર્મના ઉચ્ચ સિદ્ધાંતો એકઠા કરી 'શીખ ધર્મ' નામનો નવો સંપ્રદાય શરૂ કર્યો. એમના અનુયાયીઓ આજે

આનું પરિણામ એ આવ્યું કે ભારતદેશમાં બે રાજકીય જૂથો પડી ગયાં, અને તેમની વચ્ચે સુમેળ સાધવાનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. ઉત્તરમાં મુસલમાન રાજાઓની સાથોસાથ રજપૂતાનાના વીર રજપૂત રાજાઓ હતા, અને દક્ષિણમાં વિજયનગરનું મહાન હિંદુ રાજ્ય હતું. મુસલમાન રાજાઓ પણ એક બીજા સાથે માંહોમાંહે લડતા. તેઓ કેટલીક વાર હિંદુ રાજાઓની મદદ લઈ પોતાના સહધર્મીઓની સાથે લડતાં પણ અચકાતા નહિ. આરંભમાં હિંદુઓની સ્થિતિ ઘણી કફોડી હતી. તેમને તો નવા માલિકની ગુલામગીરી જ કરવાની હતી. તેમને કારકુની અને હલકી પાયરીના દરજ્જાઓ આપવામાં આવતા. રાજ્યમાં ઊંચા અને માનનીય હોદ્દાઓ તેમને મળતા નહિ. મુસલમાન રાજાઓ પરદેશી હોવાથી તેમને રાજ્યવહીવટના કામમાં હિંદુઓને નોકરીમાં રાખવાની ફરજ પડતી. કાળક્રમે હિંદુઓએ રાજ્યકર્તાની નવી ભાષા શીખી લીધી, તે એજ આશાએ કે રાજ્યના ઊંચા દરજ્જા તેમને પણ મળે. હિંદુ કારીગરો અને શિલ્પીઓને રાજ્ય મહેલો અને મસીદો બાંધવાના કામમાં રોકવામાં આવ્યા કાળક્રમે મુસલમાનોનો મોટો ભાગ વટલાયેલા હિંદુઓનો બનેલો હતો, અથવા તો તેમનામાંના ઘણાએ હિંદુ સ્ત્રીઓ જોડે લગ્ન કર્યાં. આવા સંજોગોમાં બંને કોમો એક બીજાના નિકટ સહવાસ અને પરિચયમાં આવી, અથવા તો વટલી ગયેલા હિંદુઓના વંશજો એટલે વર્ણસંકર મુસલમાનો રાજ્યકર્તા થઈ પડ્યા ત્યારે તો આ ઘટના વધુ સંગીન બનવા લાગી.

બંને કોમો વચ્ચે શરૂઆતનાં ઘણાં સૈકાં સુધીની અથડામણ બાદ બંને કોમના વિચારશીલ અને સારા માણસોને બંને કોમો વચ્ચેની સતત અથડામણની નિરર્થકતા સમજાવા લાગી. એકેશ્વરવાદનો ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત હિંદુઓનાં પવિત્ર ધર્મપુસ્તકોમાં સ્વીકારાયેલો છે એમ તેમને માલુમ પડ્યું. બંને કોમના સુધારકો અને સંતો ઠામઠામ ઐક્ય, પ્રેમ અને શાંતિનો પેગામ પહોંચાડવા લાગ્યા. ઇસ્લામના સૂફીઓ અને હિંદુ વેદાંતીઓ એકસરખા સત્યને ઓળખવા તેમજ તેનો ઉપદેશ આપવા લાગ્યા.

ચૌદમા સૈકામાં રામાનંદ નામે મહાન ઉપદેશક અને ગુરુ થઈ ગયા. તેમણે ભક્તિમાર્ગનો ઉપદેશ આપી હિંદુ અને મુસલમાન, નીચ વર્ણ તેમજ

ચાંચિયાગીરી તેણે દબાવી દીધી અને પોર્ટુગીઝો સામે મિસરના મામુલુક રાજા જોડે સંધિ કરી.

મહમદ બેગડો ઈ. સ. ૧૫૧૧ માં મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર મુઝફ્ફરશાહ બીજો ગાદી પર બેઠો. એના અમલ દરમ્યાન એણે મેવાડના રાણા જોડે યુદ્ધ કર્યું. આ યુદ્ધનું કારણ માળવાના રાજ્યમાં મેવાડના રાણાની દખલગીરી હતી મેવાડના રાણાએ ગુજરાત પર સ્વારી કરી અને મુઝફ્ફરે રાણને મંદસૌર આગળ ઘેરી લઈ વળતો જવાબ આપ્યો અહીં આખા લશ્કરની કતલ કરવામાં આવી. ઈ. સ. ૧૫૨૬ માં ગુજરાતના ઉત્સાહી બહાદુર સુલતાન બહાદુરશાહ ગાદી પર બેઠો. એની જીવન કથા આપણે બીજે પ્રસંગે તપાસીશું



## પ્રકરણ વીસમું

## દિલ્હીના સુલતાનોના અમલનો અંત

મહમદ ગઝની ઈ. સ. ૧૦૦૨ ની સાલમાં પંજાબનાં મેદાનો પર ઊતરી આવ્યો, તે પ્રસંગને પૂરાં પાંચ સૈકા થઈ ગયાં, અને ઉત્તર હિંદમાં ઇસ્લામની કાયમની સત્તા સ્થપાયાને ત્રણસો કરતાં પણ વધારે વર્ષો વીતી ગયાં હતાં. મુસલમાનો પહેલાંના ભારતના વિજેતાઓ જેવા કે ગ્રીકો, શકો, કુશાનો, હૂણો વગેરે આખરે હિંદુ સમાજમાં અને હિંદુ ધર્મમાં સમાઈ ગયા, અને મહાસાગર જુદી જુદી નદીઓનાં પાણી પોતામાં ઉદારતાથી સ્વીકારી લે છે તેવી રીતે ભારતવર્ષે આ પરદેશીઓને અપનાવી લીધા, બલ્કે પોતાના કરી લીધા. પરંતુ મુસ્લિમો હજી ભારતવર્ષમાં 'પરદેશી' તરીકે જ રહ્યા હતા બ્રાહ્મણ ધર્મને દેશમાંથી જડમૂળથી ઉખેડી નાખવાના મુસલમાન રાજાઓના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા તેમણે મંદિરો તોડ્યાં અને બ્રાહ્મણોની કતલ કરી, તેમ છતાં હિંદુત્વને તેઓ દાબી શકયા નહિ. મુસલમાન વિજેતાઓ પોતાના ધર્મ અને સંસ્કૃતિ સહિત એક વિધર્મી જાતિ અને શાસક તરીકે ભારતના જનસમૂહથી અલગ જ રહ્યા.

આનું પરિણામ એ આવ્યું કે ભારતદેશમાં બે રાજકીય જૂથો પડી ગયાં, અને તેમની વચ્ચે સુમેળ સાધવાનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. ઉત્તરમાં મુસલમાન રાજાઓની સાથેસાથ રજપૂતાનાના વીર રજપૂત રાજાઓ હતા, અને દક્ષિણમાં વિજયનગરનું મહાન હિંદુ રાજ્ય હતું. મુસલમાન રાજાઓ પણ એક બીજા સાથે માંહોમાંહે લડતા. તેઓ કેટલીક વાર હિંદુ રાજાઓની મદદ લઈ પોતાના સહધર્મીઓની સાથે લડતાં પણ અચકાતા નહિ. આરંભમાં હિંદુઓની સ્થિતિ ઘણી કફોડી હતી. તેમને તો નવા માલિકની ગુલામગીરી જ કરવાની હતી. તેમને કારકુની અને હલકી પાયરીના દરજ્જાઓ આપવામાં આવતા. રાજ્યમાં ઊંચા અને માનનીય હોદ્દાઓ તેમને મળતા નહિ. મુસલમાન રાજાઓ પરદેશી હોવાથી તેમને રાજ્યવહીવટના કામમાં હિંદુઓને નોકરીમાં રાખવાની ફરજ પડતી. કાળક્રમે હિંદુઓએ રાજ્યકર્તાની નવી ભાષા શીખી લીધી, તે એજ આશાએ કે રાજ્યના ઊંચા દરજ્જા તેમને પણ મળે. હિંદુ કારીગરો અને શિલ્પીઓને રાજ્ય મહેલો અને મસીદો બાંધવાના કામમાં રોકવામાં આવ્યા. કાળક્રમે મુસલમાનોનો મોટો ભાગ વટલાયેલા હિંદુઓનો બનેલો હતો, અથવા તો તેમનામાંના ઘણાએ હિંદુ સ્ત્રીઓ જોડે લગ્ન કર્યાં. આવા સંજોગોમાં બન્ને કોમો એક બીજાના નિકટ સહવાસ અને પરિચયમાં આવી, અથવા તો વટલી ગયેલા હિંદુઓના વંશજો એટલે વર્ણસંકર મુસલમાનો રાજ્યકર્તા થઈ પડ્યા ત્યારે તો આ ઘટના વધુ સગીન બનવા લાગી.

બંને કોમો વચ્ચે શરૂઆતનાં ઘણાં સૈકાં સુધીની અથડામણ બાદ બંને કોમના વિચારશીલ અને સારા માણસોને બન્ને કોમો વચ્ચેની સતત અથડામણની નિરર્થકતા સમજાવા લાગી. એકેશ્વરવાદનો ઇસ્લામનો મુખ્ય સિદ્ધાંત હિંદુઓનાં પવિત્ર ધર્મપુસ્તકોમાં સ્વીકારાયેલો છે એમ તેમને માલૂમ પડ્યું. બન્ને કોમના સુધારકો અને સંતો કોમકોમ ઐક્ય, પ્રેમ અને શાંતિનો પેગામ પહોંચાડવા લાગ્યા. ઇસ્લામના સૂફિઓ અને હિંદુ વેદાંતીઓ એકસરખા સત્યને ઓળખવા તેમજ તેનો ઉપદેશ આપવા લાગ્યા.

ચૌદમા સૈકામાં રામાનંદ નામે મહાન ઉપદેશક અને ગુરુ થઈ ગયા. તેમણે ભક્તિમાર્ગનો ઉપદેશ આપી હિંદુ અને મુસલમાન, નીચ વર્ણ તેમજ

ઉચ્ચ વર્ણ બ્રાહ્મણો અને અસ્પૃશ્યોને એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો. બધી જ કોમના માણસો એમનાં અનુયાયી બન્યાં. તેમના કેટલાક અનુયાયીઓ મોચી તેમજ હજામ વર્ગના હતા. રામાનંદના એક અનુયાયી કબીર મુસ્લિમ વણકર હતા. કબીર હિંદના મહાન ધર્મોપદેશકોમાંના એક ગણાય છે. કબીરને હિંદુ મુસ્લિમ ઐક્યના મહાન અગ્રણી અને પ્રણેતા કહીએ તો બિલકુલ અયોગ્ય નથી. મનુષ્યમાત્રનું ધ્યેય પરમેશ્વરને મેળવવાનું છે; પછી તે હિંદુ હોય કે મુસલમાન, ધર્મગુરુ હોય કે યોદ્ધો, વેપારી હોય કે ખેડૂત, ધોબી હોય કે હજામ, કુંભાર હોય કે સુથાર. તો પછી શા માટે કોમ કોમ વચ્ચે, માનવી માનવી વચ્ચે બાહ્યભેદ હોવો જોઈએ? કબીરે આ ઉપદેશ લોકોને આપ્યો



કબીર

અને તેમને પ્રેમ અને બંધુત્વનો મંત્ર આપ્યો. એમના અનુયાયી હિંદુ તેમજ મુસલમાનો હતા. એમના મરણ વખતે બંને વચ્ચે એમના મૃતદેહ માટે ઝઘડો થયો. આખરે શબ પર ઢાંકેલી ચાદર ઊંચકતાં નીચેથી ફૂલોનો ઢગ નીકળ્યો. હિંદુઓએ એ ફૂલો પર બનારસમાં કબીર ચોતરો બાંધ્યો. મુસલમાનોએ એ ફૂલો પર મગહરમાં કબર ચણાવી.

આ રીતે હિંદુ અને મુસલમાન કોમો વચ્ચે વધતી જતી અથડામણ કબીરે ટાળી. અને કોમ વચ્ચે ઐક્ય સ્થાપવાનો બીજો મહાન પ્રયાસ કરનાર મહાપુરુષ ગુરુ નાનક હતા. એમણે બંને ધર્મના ઉચ્ચ સિદ્ધાંતો એકઠા કરી 'શીખ ધર્મ' નામનો નવો સંપ્રદાય-શરૂ કર્યો. એમના અનુયાયીઓ આજે

પણ પંજાબમાં મોટી સંખ્યામાં જોવામાં આવે છે અમૃતસરનું સુવર્ણ મંદિર શીખોનું પવિત્ર ધામ છે શીખોનો ધર્મગ્રંથ 'ગ્રંથ સાહેબ' કહેવાય છે.

આવા સંત પુરુષો પૈકી તુલસીદાસ અને ચૈતન્યે આપણા દેશના ધર્મના સિદ્ધાંતોમાં નવું ચેતન રેડ્યું, અને દેશભરમાં જાણવા જોગ ધાર્મિક જાગૃતિ આણી.

ગુજરાતમાં વલ્લભાચાર્ય નામના એક મહાન વૈષ્ણવ ધર્મોપદેશકે ભાગવત પુરાણ પર એક ભાષ્ય રચ્યું. પશ્ચિમ અને મધ્ય હિંદુસ્તાનમાં ઘણા લોકો તેમના અનુયાયીઓ બન્યા. મનુષ્યનો આત્મા અને પરમાત્મા એ બંને એક જ વસ્તુ છે અને સાચી ભક્તિથી મનુષ્ય ઈશ્વરનો એકાકાર કરી શકે છે એવો તેમણે ઉપદેશ આપ્યો.



વલ્લભાચાર્ય

આ ધાર્મિક અને આધ્યાત્મિક પ્રવાહો પર કાળક્રમે અર્વાચીન ભારતની ભૂમિકા રચાઈ. આ ધાર્મિક, સામાજિક, અને રાજકીય ક્રાંતિના સમય દરમ્યાન આધુનિક સમાજ અને વિશ્વભારતનું બંધારણ ઘડાયું આજ અરસામાં સાંસ્કારિક, સામાજિક અને આધ્યાત્મિક ચળવળનાં બીજ રોપાયાં. રાજકીય દૃષ્ટિબિંદુએ તો ભારતદેશ ભયંકર ક્રાંતિ તરફ ઘસડાતો હતો. અંધાધૂંધી, અરાજકતા અને અસંતોષ દેશમાં ઘર ઘાલીને બેઠા એ સમયે જ્યારે ભારતની અવદશા થઈ રહી હતી, ત્યારે ઈ સ. ૧૫૨૬માં બાબર હિંદ પર ચઢી આવ્યો. બાબરની સવારીએ હિંદને આ મહાન રાજક્રાંતિમાંથી

ઉગારી લીધું તેણે હિંદમાં સંગીન અને પ્રગતિમાન રાષ્ટ્રનો પાયો નાખ્યો. ખરેખર, વિધિનાં નિર્માણ મનુષ્યથી ન કળી શકાય એવાં જ હોય છે. એનો આબેહૂબ ચિતાર તમને મોગલ અમલના અભ્યાસથી મળી રહેશે.

## પ્રકરણ એકવીસમું

## મોગલ યુગ

### નવા યુગના મંડાણ

મોગલોનું આગમન પૂર્વ અને પશ્ચિમમાં એક નવા યુગની શરૂઆત જોડે સંકળાયેલું છે. એ જમાનામાં દુનિયામાં નવીન ભૌગોલિક શોધખોળો થઈ રહી હતી. નવી દુનિયાનાં દ્વાર યુરોપના સાહસિક વીરો માટે ખૂલી ગયાં હતાં. વાસ્કો ડા ગામાએ હિંદ અને યુરોપ વચ્ચે વ્યાપારનો નવો જળમાર્ગ શોધ્યો, અને પશ્ચિમના લોકોએ ભારતવાસીઓ જોડે પણ સંપર્ક સાધ્યો. આજ સમયે યુરોપમાં વિદ્યા અને જ્ઞાનનો પુનર્જન્મ થયો, અને તેમાંથી એક મહાન ધાર્મિક ક્રાંતિ ઊભી થઈ.

ભારતવર્ષમાં પણ શરૂઆતની અથડામણોના કાળ પછી દેશનાં આથડતાં બળો વચ્ચે સમાધાનવૃત્તિ કેળવાવા માંડી. દેશભરમાં નવીન ચેતન અને વિશાળ બંધુત્વની ભાવના ફેલાવા માંડી.

આ ઉપરાંત પૂર્વ અને પશ્ચિમમાં રાજક્રાંતિ અને અધાધુંધીને ઘેરે ચોડે આંતરે મહાન રાજ્યોનો ઉદય થયો. આ રાષ્ટ્રોએ પ્રજાને શાંતિ અને સમૃદ્ધિ આપ્યાં, એટલું જ નહિ, પરંતુ સુધારા અને સંસ્કૃતિના ક્ષેત્રમાં પણ પોતાનો ઠીક ઠીક ફાળો આપ્યો.

આ સિદ્ધિઓમાં રાજ્યકર્તાઓના ચારિત્ર્યબળે અને વિશાળ ને ઉદાર દૃષ્ટિબિંદુએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો. ભારતદેશના અત્યાર સુધીના ઇતિહાસમાં દેશને કાયમનો જે લાભ થયો ન હતો, તે લાભ મોગલ રાજાઓના

આગમનથી થયો. મોગલ રાજાઓની પહેલાંના મુસલમાન રાજાઓમાં ઘણા મહાન અને આદર્શ રાજાઓ થઈ ગયા, અને જો કે તેમણે સ્થાપેલા વંશ તેમની ઉજ્જવળ કારકિર્દી દરમ્યાન મહાન રહ્યા, પરંતુ તેમના મરણ બાદ નાલાયક, મોજીલા કે વિષયલંપટ વંશજોને લીધે તેમની ઉજ્જવળ કારકિર્દી પર પાણી ફરી વળતું. પ્રજાને ફરી ફરી અંધાધૂંધી, ખુનામરકી, અરાજકતા વગેરે યાતનાઓમાથી પસાર થવું પડતું. પહેલાંના દરેકે દરેક મુસલમાન રાજાના વંશમાં ઇતિહાસનું પુનરાવર્તન થયા વગર રહ્યું નથી. મોગલ રાજાઓનો અમલ ઘણા લાંબા વખતને માટે આ નિયમના અપવાદ રૂપે રહી શક્યો.

ભારતના ઇતિહાસમાં હુમાયુનનો અમલ બાદ કરતાં ઈ. સ. ૧૫૨૬ થી ઈ.સ. ૧૭૦૭ સુધીના લાંબા ગાળામાં મહાન અને શક્તિશાળી રાજાઓના સફળ અમલની પરંપરાની અદ્‌ભુત ઘટના નજરે પડે છે. આ કાળના દરેક રાજામાં એક નહિ તો બીજી એવી કોઈ વિશિષ્ટ વસ્તુ હતી, અને તેટલા માટે જ આપણે તેમને 'મહાન મોગલો' કહીએ છીએ.

શેરશાહ સૂર વંશનો અગ્રધાન હતો. તેણે થોડા સમયને માટે અફઘાન સત્તા ફરી સ્થાપી, છતાં તેનો અમલ મોગલોના ઇતિહાસમાં ભગાણ પાડવાને બદલે એક જરૂરી અંકોડારૂપ થઈ પડ્યો, એટલે એના અમલને મોગલ સમયના ઇતિહાસમાં જ કાયદેસર સ્થાન મળ્યુ છે. મોગલોની રાજકીય તેમજ સંસ્કૃતિક સિધ્ધિઓ ઘણી મહાન હતી. અકબર અને ઔરંગઝેબ ખરેખર સૌથી મહાન બાદશાહો હતા. અકબરને ખાસ કરીને "ઇતિહાસના રાજાઓમાંના એક" તરીકે ગણવામાં આવે છે. અકબરે પોતાની મહાન કૃતિઓને લીધે ભારતના ઇતિહાસમાં અનોખુ સ્થાન મેળવ્યુ છે. અકબર એક મહાન આંતરરાષ્ટ્રિય વ્યકિત છે. તેણે જે સત્ય સિધ્ધ કરવાનો પ્રયત્ન કર્યો તે દરેક દેશને અને યુગને લાગુ પડે છે. અકબરે જે રીતે રાષ્ટ્રનું બંધારણ ઘડયું, અને જે રીતે ભારતમાં હિંદુ-મુસલમાન વચ્ચે પ્રેમ અને ઐક્યનો અતૂટ સંબંધ સાધી મહાન, સંગીન અને સમૃધ્ધ રાષ્ટ્ર ઘડવાનો માર્ગ શોધી કાઢ્યો, એજ રીતે આપણે આજે સ્વતત્ર અને અખંડ ભારતનુ બંધારણ ઘડી શકીએ. અકબરની સમાધાનની નીતિનો સિધ્ધાંત સ્વીકારીને જ આપણા રાષ્ટ્રનેતાઓ દુનિયાને વિનાશમાથી બચાવી શકશે.

હવે પછીનાં પ્રકરણોમાં એ મહાન યુગની મહત્તા અને સિદ્ધિઓ આલેખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. અને એમ કરતાં આપણે નવી દુનિયાને આરે હોઈએ એવી ભાવના આપણા દિલમાં જાગ્રત થાય છે!

*

## પ્રકરણ બાવીસમું

## બાબર

### ઈ. સ. ૧૫૨૬—૧૫૩૦

### મોગલ આક્રમણ સમયે ભારતદેશની સ્થિતિ

ભારતદેશમાં અંદરઅંદર ઝઘડાઓ, અસંતોષ અને અંધાધૂંધીનું વાતાવરણ ચારે કોર પ્રસરી રહ્યું હતું દિલ્હીનું સામ્રાજ્ય અદૃશ્ય થયું હતું અને દેશમાં નાનાંમોટાં અનેક રાજ્યો નજરે પડતાં હતાં. આ રાજ્યો એકબીજા વચ્ચે આથડતાં એટલે દેશમાં શાંતિ અને વ્યવસ્થા જાળવી શકે એવી બળવાન મધ્યસ્થ સત્તા ન હતી.


બાબર

ઉત્તર હિંદમાં, પૂર્વમાં બંગાળના ઉપસાગરની પશ્ચિમમાં અરબી સમુદ્ર સુધીના અર્ધગોળાકારમાં મુસલમાન રાજ્યો પ્રસરેલાં હતાં. આ રાજ્યો પર દક્ષિણ તરફથી રજપૂતાનાના હિંદુ રાજા રાણા સંગની સરદારી હેઠળના સંઘ તરફનો ભય ઝઝૂમી રહ્યો હતો.

દક્ષિણમાં બાહમની રાજ્યના પાંચ ભાગલા પડી ગયા હતા, અને તેઓ એકબીજા વચ્ચે પોતાની સત્તાને દૃઢ કરવા તીવ્ર હરીફાઈ કરી રહ્યા હતા. ગુજરાતનો સુલતાન બહાદુરશાહ

સ્વતંત્ર થઈ બેઠો હતો તેનો પણ ભય હતો છેક દક્ષિણમાંથી કૃષ્ણદેવરાયની આગેવાની હેઠે વિજયનગરના મહાન હિંદુ રાજ્યનો ભય ઝઝૂમતો હતો હિંદુઓ ફરી એકવાર બળવાન થતા હતા ઉત્તરમાં રાણો સંગ અને દક્ષિણમાં કૃષ્ણદેવરાય હિંદુઓના મહાન આગેવાનો હતા મુસલમાન રાજ્યોની નમળી અને ડગમગતી સ્થિતિનો લાભ લઈ ભારતદેશમાં ફરી એકવાર



હિંદુ સાર્વભૌમ સત્તા સ્થાપવાનું કામ બહુ અઘરું ન હતું. દિલ્હીના અફઘાન સુલતાન ઈબ્રાહીમ લોદીના જુલમી અમલથી એની પોતાની જાતના અમીરો કંટાળી ગયા હતા, અને હિંદુઓ ધારે તો રાજ્યસત્તા તેમના હાથમાં આવે એવી સુગમતા હતી.

પરંતુ ભારતદેશને માટે વિધિએ જુદું જ નિર્માણ કર્યું હતું. ઈબ્રાહીમ લોદીના કાકા આલમખાન અને પંજાબના હાકેમ દૌલતખાન લોદીએ કાબુલના રાજા બાબરને હિંદ આવવા આમંત્રણ મોકલ્યું, અને તેણે ઘણી ખુશીથી તેનો સ્વીકાર કર્યો.

બાબર ભારતમાં બનતા બનાવોનું બારીક અવલોકન કરતો હતો. હિંદનું રાજ્ય જીતવા એના હૃદયમાં ક્યારની યે ઉત્કંઠા પ્રગટ થઈ હતી. મહાન તૈમૂરલંગના વંશજ તરીકે તેણે હિંદની ગાદી પર દાવો કર્યો. હિંદ પર એણે પહેલાં ચાર સવારીઓ કરી હતી. પાંચમી સવારીમાં તેને હિંદનું રાજ્ય મેળવવામાં સફળતા મળી. પાણિપતના યુદ્ધમાં એ 'વિજેતા' બન્યો, અને વિજેતા તરીકે તેણે હિંદના રાજ્ય પર દાવો કર્યો.

બાબરનું પ્રથમ ધ્યેય પંજાબ તરફ હતું, પંજાબની જીત માટે દિલ્હીની જીત જરૂરી હતી એમ એ માનતો.

## પૂર્વ જીવન

છેક નાની વયથી બાબર બાપીકી રાજ્યગાદી માટે લડતો હતો. ઘણી વાર તેણે એ ગાદી મેળવી અને ગુમાવી. કાબુલની ગાદી પર એ૦ ત્યાં સુધી એણે સહેજ પણ શાંતિ કે આરામ અનુભવ્યાં ન હતાં. કાબુલનું રાજ્ય હિંદનું સમૃદ્ધિમાન રાજ્ય મેળવવા માટે એક સુંદર મંથક થઈ પડ્યું. પોતાના લશ્કરમાં કસાયેલા સૈનિકોની ભરતી કરવા માટે કાબુલ એને ઘણું અનુકૂળ થઈ પડ્યું.

એશિયાના બે સૌથી મહાન વિજેતાના કૂળમાંથી બાબર ઊતરી આવ્યો હતો; પિતૃપક્ષે એ મહાન તૈમૂર લંગનો વંશજ હતો અને માતૃપક્ષે એ મહાન જંગીસખાનનો વંશજ હતો. આમ એની નસોમાં મોગલ તથા

તુર્કી સેહી વહેતું હતું. એનામાં તુર્ક લોકોના સંસ્કાર અને મોગલોનાં શૌર્ય ને ઝનૂન સ્પષ્ટ માલૂમ પડતાં. ઈ. સ. ૧૪૯૪ માં પિતાનું અકસ્માત મરણ થતાં અગિયાર વર્ષની કિશોર વયે ઝહીરુદ્દીન મહમદ 'બાબર' ફરઘાનાના રાજ્યનો રાજા બન્યો. ફરઘાનાના બાળ રાજા બાબરે તૈમૂરના સામ્રાજ્યના પુરાણા પાટનગર સમરકંદની ગાદી પર બેસવાની મહત્ત્વાકાંક્ષા સેવી હતી. બે વખત એ પુરાણા રાજ્યાસન પર બેઠો, અને બે વખત શત્રુઓને હાથે પરાજય પણ પામ્યો. રાજ્ય વગરના રાજા તરીકે નવા રાજ્યની શોધમાં તે આમતેમ દશ વરસ સુધી રખડ્યો અને આથડ્યો. દશ વરસની ગડમથલ બાદ તે કાબુલમાં રાજ્ય સ્થાપવા સફળ થયો. પરંતુ કાબુલના નાના ડુંગરાળ રાજ્યથી બાબર જેવો મહત્ત્વાકાંક્ષી કેવી રીતે સંતોષ પામે? તેની સત્તાભૂખી આંખો સમૃદ્ધ ભારતદેશ પર ક્યારની યે મંડાઈ રહી હતી. એટલામાં તેને આલમખાન અને દૌલતખાનનું આમંત્રણ મળ્યું. એથી તો તેણે હિંદ પર આક્રમણ કરવાનો પાકો નિશ્ચય કરી દીધો. દૌલતખાનના શબ્દોમાં બાબરને પૂરો ભરોસો ન હતો. એની શુભનિષ્ઠા વિષે શંકા લાવવાનાં એની પાસે સબળ કારણો હતાં, એટલે બાબરે પ્રથમ પંજાબ જીતી લઈ પોતાના માર્ગને સુરક્ષિત કર્યો. ઈ. સ. ૧૫૨૬ ના ડિસેંબર માસમાં ૧૨,૦૦૦ માણસના લશ્કર સાથે તેણે સિંધુ નદી ઓળંગી. દૌલતખાન હવે પાછો દિલ્હીના સુલતાનના પક્ષમાં જોડાયો હતો. માર્ગમાં તેણે બાબરનો સામનો કર્યો. પરંતુ બાબરે તેને ઘણી સહેલાઈથી હરાવ્યો અને દિલ્હી તરફ કૂચ કરી.

## પાણીપતનું પહેલું યુદ્ધ : ઈ. સ. ૧૫૨૬

બાબર દિલ્હી પહોંચે તે સમય દરમ્યાન ઇબ્રાહીમ લોદીએ પોતાની પ્રચંડ સેનાને પાણીપતના મેદાનમાં ગોઠવી દીધી. તેના લશ્કરમાં ૧,૦૦,૦૦૦ ઘોડેસવારો અને ૧૦૦ હાથીઓ હતા. બાબરનું સૈન્ય માત્ર ૧૨,૦૦૦ ઘોડેસવારનું બનેલું હતું. બાબરની પાસે હાથી ન હતા એ ખરું, પરંતુ તેની પાસે એ જમાનામાં હિંદમાં ભાગ્યેજ વપરાતી હોય એવી તોપો હતી. તે ઉપરાંત તે અનુભવી અને કાબેલ સેનાપતિ હતો. તેણે પોતાના યુદ્ધયંત્રને સંપૂર્ણ બનાવ્યું હતું. તેનું યુદ્ધયંત્ર એ જમાનામાં આખા એશિયામાં શ્રેષ્ઠ ગણાતું.

આવા કુશળ સેનાપતિની સામે ઇબ્રાહીમ પોતાના મોગ઼ ન્ના અવ્યવસ્થિત લશ્કર વડે કશી વિસાતમાં ન હતો તે બિન અનુભવી, બેદરકાર અને ઉદ્ધત હતો લશ્કરની વ્યૂહ રચના તેને આવડતી ન હતી




પાણીપતની વ્યૂહરચના

બાબરે પોતાના લશ્કરને પાણિપતના મેદાનમા ઘણી જ કુશળતાથી અને સભાળથી ગોઠવી દીધુ ઇબ્રાહીમની વ્યૂહરચનાની સરખામણીમા બાબરની

વ્યૂહરચના અજોડ અને ઉત્તમ હતી. તેણે પોતાની તોપો મધ્ય ભાગમાં પણ આગળના મોરચા પર ગોઠવી દીધી. તેની પાછળ ગોળદાજો રાખ્યા. લશ્કરની બે હારો બે બાજુ પર ગોઠવી દીધી. તેની પાછળ વળી પાછા ગોળદાજો રાખ્યા. તેમની પાછળ લશ્કરની બે હારો બાજુ પર ગોઠવી દીધી. તે સાથે અમુક લશ્કરને અનામત પણ રાખી મૂક્યું. ઈ. સ. ૧૫૨૬ ના એપ્રિલની ૨૬ મી તારીખે ઈબ્રાહીમ એક લાખની મોટી સેનાના સંખ્યા બળથી મોગલોના નાના લશ્કરને કચડી નાખવાના ઇરાદાથી ધસી આવ્યો. પરંતુ બાબરની સુંદર વ્યૂહ રચના આગળ એનું કંઈ ચાલ્યું નહિ. બાબરની તોપોએ ઈબ્રાહીમના હાથીઓને ગાંડા બનાવ્યા, એટલે ગાંડા બનીને નાસભાગ કરતા હાથીઓએ ઈબ્રાહીમના જ લશ્કરમાં ભંગાણ કર્યું અને ગડબડ મચાવી મૂકી આનો લાભ લઈ બાબરની ઘોડેસવાર ટુકડીઓ શત્રુની ચારે બાજુએ ફરી વળી અને ભયંકર સગ્રામ ચાલ્યો ઈબ્રાહીમ લોદી ૧૫,૦૦૦ માણસો સાથે રણમાં પડ્યો બાકીનુ સૈન્ય પોતાના રાજાને મરેલો જોઈ નાસી ગયું. પાણિપતનું આ યુદ્ધ પણ ભારતના ઇતિહાસના નિર્ણયાત્મક યુદ્ધોમાંનું એક ગણી શકાય. બાબરનો એ મહાન વિજય હતો આ વિજય ઈબ્રાહીમની અપ્રિયતા, તેની વ્યૂહરચનાની ખામી અને તેના સૈનિકોમાં લડવાની ધગશના અભાવને આભારી હતો, એમ કહીએ તો ખોટું નથી.

## પાણીપતના યુદ્ધનું પરિણામ

પાણિપતના યુધ્ધથી દિલ્હીના અફઘાન રાજાઓની સત્તાનો અંત આવ્યો. હિંદમાં મોગલ સત્તાનો પાયો નંખાયો. પાણિપતના વિજય પછી તરત જ બાબરે તેના પુત્ર હુમાયુનને લશ્કરનો એક વિભાગ આપી આગ્રાનો કબજો લેવા મોકલ્યો, અને પોતે મુખ્ય લશ્કર લઈ અફઘાનોની પાછળ ગયો. બાબર ત્રીજે જ દિવસે દિલ્હી પહોંચ્યો.

## જીતેલા પ્રદેશની વ્યવસ્થા

પોતાના નવા જીતેલા પ્રદેશને સુરક્ષિત રાખવા બાબરે ચાંપતા પગલાં લીધાં. યુધ્ધમાં મળેલી લૂટ પોતાના લશ્કરના બધા અફસરો અને સૈનિકો વચ્ચે ઉદારતાથી વહેંચી આપી. પોતાના મુલકમાં સગાંસ્નેહીઓને પણ ઘણી ભેટો મોકલી. દિલ્હીના પાટનગરનો વહીવટ કરવા તેણે એક સૂબો નીમ્યો.

તેમજ તેના સંરક્ષણ માટે એક સેનાપતિ નીમ્યો. જુમ્માને દિવસે જાહેર નિમાજ વખતે પોતાને નામે મસીદમાં ' કુતબા ' પઢાવ્યો, અને એમ પોતાની રાજ્યસત્તાનો રાજધાનીમાં જાહેર ઢંઢેરો પિટાવ્યો. એ પછી બાબરે ઈ. સ. ૧૫૨૬ ના મે માસની ૧૦ મી તારીખે આગ્રા શહેરમાં પ્રવેશ કર્યો.

પાણિપતની જીત પછી ચાર મહિનામાં બાબરે પોતાની સત્તાને સુદ્રઢ બનાવી. વિરોધી અફઘાનોને કળથી અને દયા દાખવીને તેણે પોતાના પક્ષમાં લઈ લીધા. અફઘાનોને પણ વખત જતાં પોતાની અસહાય દશાનું ભાન થયું. પરંતુ થોડા જ વખતમાં બાબરને એક બીજા વિકટ પ્રશ્નનો ઉકેલ કરવો પડ્યો. હિંદુસ્તાનની અસાધારણ ગરમી એના માણસોને અસહ્ય થઈ પડી, અને તેમનામાં ગભરાટ તથા ગ્લાનિની લાગણી ફેલાઈ. બાબરના મુખ્ય અધિકારીઓએ તેને કાબુલ પાછા ફરવા ઘણું દબાણ કર્યું, અને બાબરને પોતાને પણ હિંદમાં ગોઠતું તો ન હતું. કાબુલના બગીચાઓના મધુર વાતાવરણની ઊણપ એને હિંદમાં જણાઈ. પરંતુ આટઆટલા આત્મભોગથી મેળવેલું રાજ્ય જતું કરવું એને રુચ્યું નહિ, અને કોઈ પણ ભોગે તેણે હિંદમાં રહેવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેમ છતાં જે અમલદારોને કીર્તિ કરતાં પોતાની જાતની નિર્ભયતા વધારે વહાલી હોય તેમને તેણે વતન પાછા કરવાની છૂટ આપી.

બાબરે હિંદમાં રહેવાના પોતાના દૃઢ નિશ્ચયની જાહેરાત કરી, કે તરત જ તેના અનુયાયીઓ પર તેની ધારેલી અસર થઈ, તેમનો ગણગણાટ ઓછો થયો અને તેમણે પોતાના સરદારને કદી છોડી નહિ જવાના સોગંદ લીધા.

## કન્વાહની લડાઈ

આમ અફઘાન સૂબાઓ અને ઉમરાવોને બાબર વશ કરી રહ્યો, પરંતુ ઇબ્રાહીમ લોદીને હરાવવાના કામ કરતાં વધુ વિકટ કામ પર લક્ષ આપવાનો સમય બાબર માટે આવી ઊભો. આ કામ તે હિંદુ રાજાઓની મોગલ સત્તા સામેનો સંગઠિત સામનો હતો. તે જમાનાના પ્રખ્યાત સુભટ અને મેવાડના રાણા સંગની સરદારી નીચે હિંદુ રાજાઓ મુસલમાનોને હિંદમાંથી હાંકી કાઢી દેશમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપવાને કટિબદ્ધ થયા. અત્યાર સુધી બાબરને પોતાના જ

જાનભાઈઓ સાથે લડવાનું હતું. હવે તેને ઊંચી કક્ષાના, ઉમદા લડાયક ખમીરવાળા ક્ષત્રિયની સાથે લડવાનું હતું નાનામોટા ૧૨૦ રાજાઓ સંગના છત્ર નીચે એકઠા મળ્યા. ૮૦,૦૦૦ નું હયદળ અને ૫૦૦ હાથીઓની સેના લઈ રાણો સંગ બાબરના લશ્કરને ભેટવા નીકળી પડ્યો. બાબર તેનું નાનું પણ કસાયેલું અને આકરી કસોટીમાંથી પસાર થયેલું લશ્કર લઈ મેદાને પડ્યો હતો. બંને લશ્કરો સામસામાં આવી મળ્યાં. રણમેદાનમાં રજપૂતોનું સંખ્યાબળ જોઈ મોગલ સિપાઈઓના હાંજા ગગડી ગયા રજપૂતોએ હલ્લો શરૂ કર્યો તેમણે મોગલોના મોખરાનાં દળોનો સંહાર કરી તેમને પાછા હઠવાની ફરજ પાડી. આ હારથી બાબરના લશ્કરમાં નિરાશા ફેલાઈ, પણ બાબરે સમયસુચકતા વાપરી



રાણો સંગ

અને પ્રસંગ સંભાળી લીધો. ચાલુ યુદ્ધે તેણે રણમેદાનમાં બંદગી કરી અને દારૂ છોડી દેવાની પ્રતિજ્ઞા લીધી. પછી પોતાના સૈનિકોને જુસ્સાભર્યું અને પ્રેરક ભાષણ આપ્યું. તેણે તેમને કહ્યું, " મૃત્યુ સૌને મોડું કે વહેલું આવે છે, માટે કાયર થઈ મરવા કરતાં બહાદુર વીર તરીકે મરવું એ આપણે માટે વધુ ઇચ્છવા જોગ છે. "

બાબરના શબ્દોએ સૈનિકોને ઉશ્કેર્યા. કુરાનના સોગંદ લઈ તેમણે મરણિયા થઈ લડવાનો નિશ્ચય જાહેર કર્યો. ઈ. સ ૧૫૨૭ ના માર્ચ મહિનાની પહેલી તારીખે બંને લશ્કરો છેવટની લડાઈ માટે કન્વાહ આગળ ભેગાં

મળ્યાં. બાબરે પાણિપતના યુદ્ધની વ્યૂહરચના તથા યુક્તિઓ અજમાવી તેના શિસ્તપાલક યોદ્ધાઓએ રજપૂતોની કતલ ચલાવી, અને તેના દારૂગોળાએ રજપૂત સૈન્યમાં કાળો કેર વર્તાવ્યો. ઘણા રજપૂત રાજાઓ રણમાં પડ્યા, રાણો સંગ સખ્ત ઘવાયો અને મુશ્કેલીથી નાસી છૂટ્યો. બાબરે હિંદુઓ પર આ મહાન વિજય મેળવી 'ગાઝીપદ' મેળવ્યું.

પાણિપતના યુદ્ધ પછી કન્વાહનું યુદ્ધ એ બાબરનો મહાન વિજય હતો. એક જ વર્ષના ગાળામાં બાબરે બે નિર્ણયાત્મક યુદ્ધો ખેલ્યાં. પાણિપતે અફઘાન સત્તા તોડી નાખી અને કન્વાહના યુદ્ધે રજપૂતોના સંઘને તોડી નાખ્યો. હિંદુ સત્તાની પુનઃસ્થાપનાની બધી આશાઓ ધૂળભેગી મળી ગઈ.

કન્વાહની જીતથી હિંદમાં મોગલ રાજ્ય વધુ સંગીન બન્યું. બાબરને રાજ્યગાદી માટે હવે ફરી લડવાનું ન રહ્યું. એક ઇતિહાસકારના શબ્દોમાં કહીએ તો હિંદ આવતા પહેલાં બાબર શેતરંજની રમતના 'રાજાના પ્યાદા' જેવો હતો. આ જીતથી તે હિંદમાં 'બિન હરીફ' બન્યો.

### બાબરના આખરનાં આક્રમણો અને મૃત્યુ

બાબરે જમના નદી ઓળંગી ચંદેરીના કિલ્લાને ઘેરો ઘાલી પોતાની વિજયકૂચ ચાલુ રાખી. ચંદેરીના રાજા મેદિનીરાયે પોતાના પુરાણા કિલ્લાનું રક્ષણ પોતાના જાનના જોખમે કર્યું. આખરે શત્રુ સામે ટકી ન શકાવાથી રજપૂતાણીઓએ જૌહર કર્યાં અને રજપૂતોએ કેસરિયાં કર્યાં, ઈ. સ. ૧૫૨૭.

હવે બંગાળ અને બિહારનાં પઠાણ રાજ્યોને તાબે કરવા બાબરે નજર દોડાવી. ઈ. સ. ૧૫૨૯ માં ગોગ્રા નદીને કિનારે તેણે આ બંને રાજ્યોને સખત શિકસ્ત આપી. આ બધી જીતોથી બાબર ઉત્તરમાં ઓક્સસ નદીથી દક્ષિણમાં બંગાળના ઉપસાગર સુધીના વિશાળ પ્રદેશનો રાજા બન્યો.

બાબર પોતે મેળવેલા વિજયોનો લાભ ઉઠાવવા સર્જાયો ન હતો. પઠાણ રાજ્યો પરની છેલ્લી જીત મેળવ્યા પછી એક જ વર્ષમાં તે ૪૭ વર્ષની વયે મરણ પામ્યો. તેનો દેહ ઘણાં વર્ષોના એક સરખા યુદ્ધવ્યવસાયથી કથળી ગયો હતો. તે સાથે ભારતની ગરમ આબોહવા તેને વિઘાતક નીવડી. બાબરનું અકાળ અવસાન એના જ્યેષ્ઠ અને વહાલા પુત્ર હુમાયુનની ગંભીર

માંદગીને આભારી હતું એમ પણ કહેવાય છે. બાબરે પોતાનો પ્રાણ સમર્પણ કરી હુમાયુનને બચાવ્યો. કેવો પુત્રઘેલો અને પ્રેમાળ પિતા !

## બાબરનું પાત્રાલેખન

હિંદના ઇતિહાસમાં અને પૂર્વના પ્રદેશમાં થઈ ગયેલા અતિ અદ્દભુત, રોમાંચક અને આકર્ષક મહાપુરુષોમાંનો એક બાબર હતો. તે કવિ, ચિત્રકાર, ગવૈયો, ખગોળવેત્તા, આદર્શ સૈનિક, સુભટ અને મહાન રાજા હતો. તે પ્રેમાળ પતિ, દયાળુ પિતા, સ્નેહી મિત્ર, અને વીર પણ ઉદાર શત્રુ હતો.

શાહી લેખકોમાં બાબરે અગ્રસ્થાન મેળવ્યું છે. તેના જીવનનાં સંસ્મરણો "Memoirs of Babar" 'બાબરનામા' તરીકે ઘણું જાણીતું અને ભરોસાપાત્ર ઐતિહાસિક પુસ્તક છે. આ પુસ્તકમાં બાબર પોતે જોયેલાં માણસો અને સ્થળોનો સાચો હેવાલ આપે છે, તેમાં તે જુદા જુદા માણસો, તેમની રીતભાત, પોશાક, ધંધારોજગાર, તેમની ટેવો અને શોખનું વર્ણન કરે છે.

બાબર જો કે એક નાના રાજ્યનો ઠાકોર હતો, છતાં તે પોતાના બાહુબળથી અને પ્રારબ્ધથી હિંદમાં એક મહાન સામ્રાજ્યનો પાયો નાખવા સર્જાયો હતો. તેણે તો માત્ર આ પાયાના ચણતરમાં પહેલો જ પથ્થર બેસાડ્યો, પરંતુ એના પૌત્ર અકબરે તેના ઉપર એક મહાન અને બળવાન સામ્રાજ્યની સુંદર ઇમારત ઊભી કરી. પોતે જીતેલા પ્રદેશોને સંગઠિત કરી. સંગીન રાજ્ય સ્થાપવાનો અને તેનો યોગ્ય વહીવટ તથા વ્યવસ્થા કરવાનો પૂરતો સમય બાબરને મળ્યો ન હતો, છતાં તે પોતાના વ્યક્તિગત પ્રભાવથી મેળવેલું રાજ્ય ટકાવી શક્યો. બાબર એક મહાન વિજેતા હતો. તે મુત્સદ્દી ન હતો. તે મહત્ત્વાકાંક્ષી અને સાહસિક વીર પુરુષ હતો.

બાબર જેવો તેવો વિજેતા ન હતો. તેની ગળથુથીમાંથી જ તેનામાં લશ્કરી ખમીર ઊતર્યું હતું. આ ખમીર તેણે મરતા સુધી જાળવી રાખ્યું અને જગતને બતાવ્યું. જીતેલા મુલકો અને પ્રજા તરફનું એનું વર્તન ઉદાર, અને શિષ્ટ હતું તેનું સ્વાભાવિક ઝનૂન, ઉત્તમ શિક્ષણ અને સંસ્કારને લીધે લગભગ તેનામાંથી ઊતરી ગયું હતું, તેમ છતાં એના નામે ઘાતકી અને ક્રૂર વર્તનના

કોઈ બનાવો નોંધાયા હોય તો તે એ જમાનાની સામાન્ય અને પ્રચલિત ક્રૂરતાને આભારી હતા, નહિ કે બાબરના સ્વભાવને. એને હાથે કાફરોની કતલ કર્યાનો કે તેમનાં મંદિરોનો નાશ કરવાનો એક પણ દાખલો નજરે પડતો નથી. આ દૃષ્ટિબિંદુએ મોગલ આક્રમણ, પહેલાંનાં મુસલમાન આક્રમણોથી તદ્દન નિરાળુ પડી જાય છે. આ ઉપરાંત ભારતની હિંદુ પ્રજાએ મોગલ રાજ્યકર્તાઓના સમયમાં છૂટકારાનો દમ ખેંચ્યો; કારણ કે પહેલાંના મુસલમાન રાજાઓના અમલ દરમ્યાન તેમની દશા કફોડી હતી. તેમના પર અસહ્ય જુલમ થતા અને કરવેરાના તેમજ ધાર્મિક જુલમના બોજા તળે હિંદુ પ્રજા કચડાઈ જતી હતી. મોગલ રાજાઓ ધર્મસહિષ્ણુ તથા પ્રગતિમાન હતા.

### — સ્વાધ્યાય —

૧. બાબરના આક્રમણ વખતે ભારતદેશની પરિસ્થિતિ કેવી હતી?
૨. ભારતમાં મોગલ સત્તા સ્થાપવામાં બાબરને શી શી મુસીબતો નડી? એ મુસીબતોમાંથી એ કેવી રીતે પાર ઊતર્યો?
૩. પાણિપતના યુદ્ધમાં બાબરની જીત અને ઈબ્રાહીમ લોદીની હારનાં કારણોની ચર્ચા કરો.
૪. બાબરનું પાત્રાલેખન કરો.
૫. ટૂંક નોંધ લખો,
(ક) 'બાબરનામા' (ખ) સિક્રી અથવા કન્વાહનું યુદ્ધ (ગ) રાણો સંગ

## પ્રકરણ તેવીસમું

## હુમાયુન

બાબરના મૃત્યુ પછી હુમાયુન દિલ્હીની ગાદી પર બેઠો. હુમાયુનનો અર્થ 'નસીબદાર' થાય છે. પરંતુ ભાગ્યે જ કોઈ એના જેવો કમનસીબ હશે!

હુમાયુનને ત્રણ ભાઈઓ હતા: કામરાન, હિંદાલ અને અસ્કરી. બાબરે મરતી વખતે હુમાયુનને પોતાની છેલ્લી ઇચ્છા દર્શાવી કહ્યું હતું કે 'તારા

ભાઈઓ જોડે ઉદારતાથી તથા પ્રેમથી વર્તજે. પછી તેઓ તારી તરફ ગમે તેવી રીતે વર્તે, અથવા તેમનો ગમે તેવો વાંક હોય' જો કે હુમાયુનના ભાઈઓ એને બેવફા અને નિમકહરામ નીવડ્યા, છતાં હુમાયુને પોતાના પિતાને આપેલા પવિત્ર વચનનું વફાદારીથી પાલન કર્યું કામરાન કાબુલનો સૂબો હતો. તે ઘણો કૃતઘ્ની અને અપ્રમાણિક હતો. હુમાયુને તેને પંજાબનો પ્રાંત આપ્યો. હુમાયુનની આ ગંભીર ભૂલ હતી. પંજાબ આપી દેવાથી હુમાયુને જરૂર વખતે સાધનસામગ્રી તેમજ સૈનિકોની ભરતી કરવાના અતિ મહત્ત્વના સ્થાન પરનો કાબૂ ગુમાવ્યો.

હુમાયુન ગાદી પર બેઠો કે તરત જ ચારે બાજુથી તેની સામે દુશ્મનો ઊભા થયા. પિતા પાસેથી મેળવેલી ગાદી સાચવવાનું કામ ધાર્યા જેટલું સહેલું ન હતું હજી તો તે ૨૩ વર્ષનો બિનઅનુભવી યુવાન હતો. રાજ્યને પૂરેપૂરું સગઠિત કર્યા પહેલાં બાબરનું મરણ થયું હતુ બાબરના વફાદાર અને અનુભવી સાથીઓ નવા રાજાને વફાદાર રહ્યા, છતાં હુમાયુનમાં બાબરનાં શક્તિ અને ચાતુર્ય ન હતાં. વળી પોતાના સૈનિકોને યોગ્ય રીતે દોરવાની યોગ્યતાની ગંભીર ઊણપ તેનામાં માલૂમ પડી આવતી. તે ચચળ મનનો તથા આળસુ હતો. તેની સરખામણીમાં તેના શત્રુઓ વધારે બળવાન હતા. અફઘાનો પોતાની ગુમાવેલી સત્તા તક મળે પાછી મેળવવાનું ભૂલી ગયા ન હતા. તેઓ તો તૈયાર જ હતા. ગુજરાતનો સુલતાન બહાદુરશાહ રજપૂતોની સામે સફળતાથી આગળ ધસ્યો આવતો હતો, અને ટૂંક સમયમાં આગ્રાના સીમાડા સુધી આવી પહોંચે એ અસંભવિત ન હતું. આ બધા કરતાં વધારે બળવાન અને ભયંકર શત્રુ શેરખાન હતો. તે ઘોરના શાહી સૂર વંશનો અફઘાન સરદાર હતો.

## હુમાયુન અને તેની સામે ઊભી થયેલી વિકટ પરિસ્થિતિ

આમ હુમાયુન માટે પરિસ્થિતિ ઘણી ગંભીર અને કસોકટી ભરેલી હતી. આવી પરિસ્થિતિમાંથી પાર ઊતરવા લશ્કરી સાધન પર પૂરતો કાબૂ, દઢ નિશ્ચય, અસાધારણ શક્તિ અને ચાલાકીની જરૂર હતી. બાબરના વંશનો કોઈપણ નબીરો કાયર ન હતો. હુમાયુનમાં પણ ઘણી બહાદુરી હતી. તે લડી

જાણતો, અને તે એકાગ્રતાથી શત્રુની પાછળ પડતો તો તે તેને હરાવતો. કોઈ કોઈ પ્રસંગે એ અદ્દભુત શક્તિ પણ દાખવતો. પરંતુ એનામાં એકધારી પ્રયત્ન કરવાની શક્તિ તથા મક્કમપણું અને આરોગ્યબળની ઊણપ હતી શત્રુ પર જીત મેળવ્યા પછી તેને પૂરેપૂરો દાબી દીધા વગર તે મોજશોખમાં પડી જતો. અફીણ ખાવાની તેને બૂરી આદત હતી. અને અફીણના નશામાં જ તે નિર્માલ્ય અને આળસુ બનતો ગયો. પરિણામે અર્ધા કચડાયેલા શત્રુઓએ પાછા તૈયાર થઈ જઈ એને હેરાન કરવા માંડ્યો. હુમાયુન અવિચારી અને ચચળ મનનો હોઈ રાજ્યના કામકાજમાં તેમજ અગત્યના નિર્ણયો પર જ્યોતિષીઓની સલાહ લેતો એનામાં ઘણા ઉમદા અને વખાણવા લાયક વ્યક્તિગત ગુણો હતા. તે વફાદાર મિત્ર, સ્નેહાળ સાથી, હેતાળ પિતા અને પ્રેમાળ પતિ હતો. તેણે ઉત્તમ શિક્ષણ લીધું હતું તે ઉદાર અને દયાળુ હતો. હુમાયુનના આ બધા સદ્‌ગુણો એના દોષોમાં દબાઈ જતા અને તેથી તેની અસર ઝાંખી પડતી. આમ હુમાયુન એક લાયક અને સારો માણસ હતો, પણ તે લાયક રાજા ન હતો રાજ્યકર્તા તરીકે તે તદ્દન નિષ્ફળ નીવડ્યો. ભારતના ઇતિહાસમાં એને સ્થાન મળ્યું હોય અને એનું નામ પ્રખ્યાત થયું હોય, તો તે મહાન અકબરના પિતા તરીકે અથવા તો બાબરના પુત્ર તરીકે જ.

## હુમાયુનનાં આક્રમણો

હુમાયુનનું પહેલું આક્રમણ લોદી વંશના સરદાર મહમદ લોદી સામે હતું. તેણે મહમદને સહેલાઈથી હરાવી દીધો અને દેશમાંથી હાંકી કાઢ્યો.

તેનો બીજો શત્રુ બહાદુરશાહ હતો. તેણે બહાદુરશાહને ઈ.સ. ૧૫૩૫માં મંદોસર આગળ હરાવ્યો. બહાદુરશાહ, માળવાના પાટનગર, મંડુ શહેર તરફ નાસી ગયો. હુમાયુને સહેલાઈથી આ શહેર કબજે કર્યું, અને બહાદુરશાહને ગુજરાત ભાગવાની ફરજ પાડી. હુમાયુન લશ્કર લઈ તેની પાછળ પડ્યો અને રસ્તામાં ચાંપાનેર તાબે કર્યું. આમ થોડા વખતમાં હુમાયુન ગુજરાતનો ધણી બન્યો.

આ વિજયો મેળવ્યા પછી હુમાયુન પોતાની લાક્ષણિક લહેરમાં પડી ગયો. ચારે બાજુથી મુશ્કેલીઓ ઊભી થતી હતી, છતાં તે નિષ્ક્રિય રહ્યો.

હુમાયુન બહાદુરશાહ સાથે રોકાયો હતો ત્યારે બગાળમા શેરખાન શિરજોર બનતો જતો હતો ચુનારનો કિલ્લો સર કરવાથી તે મોગલો સાથે સીધી અથડામણુમા આવ્યો હવે હુમાયુનને તેની સામે જવાની ફરજ પડી મુત્સદ્દીગીરીમા અને લશ્કરી વ્યૂહરચનામા હુમાયુન શેરખાનને પહોંચી શકે એવો ન હતો શેરખાને ચાલાકી કરી દેખીતી રીતે પીછેહઠ કરી હુમાયુનને બગાળના અંદરના ભાગમાં આગળ વધવાની ફરજ પાડી આ સમય બગાળમાં ભારે ચોમાસાનો હતો શેરખાને હુમાયુનને બગાળની રાજધાની ગૌડ કબજે કરવા દીધી બીજી બાજુએ શેરખાન હુમાયુનને પાછા હઠવાનો માર્ગ તેમજ તેના વ્યવહારના માર્ગ રૂંધી નાખવાની યોજના કરતો હતો હુમાયુને છ મહિના ગૌડમાં એશઆરામમા ગાળ્યા અને ચોમાસુ પૂરુ થતા તેને પોતાની કફોડી સ્થિતિનું ભાન થયુ તેણે પાછા ફરવા તૈયારી કરી પરતુ શેરખાને તેને આમાદ રીતે સપડાવ્યો ચૌંસા આગળ બને લશ્કર ભેગાં મળ્યા અને હુમાયુનની સપૂર્ણ હાર થઈ એમ કહેવાય છે કે હુમાયુન એક ભિસ્તીની મશક લઈ ગગા નદી ઓળગી નાસી જવા ભાગ્યશાળી નીવડ્યો વર્ષો બાદ જ્યારે એ પાછો ફર્યો ત્યારે પેલા ભિસ્તીને યાદ કરી તેનો ઘણી ઉદાર રીતે બદલો વાળ્યો ત્યારપછી લગભગ એક વર્ષ સુધી બને પક્ષોએ આખરી યુદ્ધ માટે તૈયારી કરી ઈ સ ૧૫૪૦ ના મે માસની ૧૭ મી તારીખે કનોજ આગળ બને લશ્કરો ભેગા મળ્યા કનોજની આ લડાઈએ થોડા વખતને માટે મોગલ સામ્રાજ્યનો અત આણ્યો

શેરખાનને હાથે હાર્યા પછી હુમાયુને પદર વર્ષ રખડપટ્ટીમા ગાળ્યા તેના ભાઈ કામરાને તેને મદદ ન કરી, અને અસ્કરી તો એક લશ્કર લઈ તેની સામે આવ્યો હુમાયુન તદ્દન અસહાય બન્યો હવે તેણે હિંદમાંથી નાસી જઈ ઈરાન દેશના રાજા શાહ તમસ્પનો આશરો લેવાનો નિશ્ચય કર્યો, કારણ કે શાહ તમસ્પ બાબરનો મિત્ર હતો

હુમાયુન ઘરબાર વિનાનો થઈ ગયો રાજ્ય ગુમાવીને તે રખડતો હતો તે દરમ્યાન ઉમરકોટ આગળ ઈ સ ૧૫૪૨ ના ઑક્ટોબરની ૧૫ મી તારીખે તેની બેગમ હમીદાબાનુએ એક પુત્રરત્નને જન્મ આપ્યો પુત્રજન્મની ખુશાલીના પ્રસગે હુમાયુન પાસે પોતાના વફાદાર અનુયાયીઓને શિરપાવ

આપવા કશું ન હતું. તેની પાસે હતી થોડી કસ્તૂરી. તેણે દરેક સાથીને થોડી થોડી કસ્તૂરી વહેંચી. હિંદના મહાન સમ્રાટ બનવાને સર્જાયેલા પુરુષનો આવા વિચિત્ર સંજોગોમાં જન્મ થયો.

થોડા સમય બાદ હુમાયુને ઈરાનના શાહને કંદહાર જીતવા લશ્કરી મદદ આપવા સમજાવ્યો. ઈ. સ. ૧૫૪૪ માં તે ઈરાનથી ઊપડ્યો. અસ્કરી પાસેથી કંદહાર જીતી લઈ તેણે કાબુલ પર આક્રમણ કર્યું અને તે પણ જીત્યું કેટલાએક પ્રયાસોને અંતે હુમાયુન પોતાના ભાઈઓને જેર કરી શક્યો. હિંદાલ લડતાં લડતાં જ માર્યો ગયો. અસ્કરી મક્કા હજ કરવા જતાં મરી ગયો, અને કામરાનની આંખો ફોડી તેને મક્કા મોકલવામાં આવ્યો. તે પણ ત્યાં મરણ પામ્યો. અફઘાનિસ્તાન જીત્યા પછી ઈ. સ. ૧૫૨૬ માં બાબરને માટે જે સંજોગો હતા તેવા જ સંજોગો હુમાયુન માટે ઊભા થયા. હિંદુસ્તાન પર આક્રમણ કરી ગુમાવેલું રાજ્ય મેળવવાનું અગત્યનું મથક એણે મેળવ્યું. જ્યાં સુધી શેરશાહ જીવતો હતો ત્યાં સુધી તો પોતાનું રાજ્ય મેળવવાની એક પણ આશા ન હતી. પરંતુ ઈ સ ૧૫૪૫ માં શેરશાહ મરણ પામ્યો. અને ત્યાર પછી અફઘાન રાજ્યમાં અંધાધૂંધી અને અવ્યવસ્થા ફેલાઈ. શેરશાહના વંશજો નમાલા અને નાલાયક નીવડ્યા. જે તક માટે હુમાયુન વરસોથી તાકીને બેઠો હતો તે પ્રસંગ તેને હવે આવી મળ્યો, અને ઈ. સ. ૧૫૫૪ માં તેણે હિંદ પર સવારી કરી. સૂર વંશનો રાજા સિકંદરસૂર લશ્કર લઈ સામો ગયો. પંજાબમાં સરહિંદ આગળ લડાઈ થઈ. હુમાયુન વિજયી નીવડ્યો અને તેણે ગુમાવેલી ગાદી પાછી મેળવી, ઈ. સં. ૧૫૫૫.

હતભાગી હુમાયુન મુસીબતે પાછું મેળવેલું હિંદનુ રાજ્ય ભોગવવા ઝાઝું જીવ્યો નહિ. એક દિવસ નમાજ પઢવાની બાંગ સાંભળતાં મસ્જિદમાં જવાની ઉતાવળ કરતાં તે પોતાના મહેલના દાદરના લીસા પગથિયા પરથી સરી પડ્યો; એથી સખત ઈજા થઈ અને તે ઈ. સ ૧૫૫૬ ના જાન્યુઆરીની ચોવીસમી તારીખે મરણ પામ્યો. એક અર્વાચીન ઇતિહાસકારના શબ્દોમાં "હુમાયુને જીવનમાં ગુલાંટો ખાધી અને આખરે તેમાંથી યે ગુલાંટ ખાઈ તે મૃત્યુના મુખમાં સપડાયો."

— સ્વાધ્યાય —

૧ "મહાન પિતાનો પુત્ર અને મહાન પુત્રનો પિતા હુમાયુન જાતે કમનસીબ હતો" ઉપલા કથનનો અર્થ સમજાવી તેનુ યોગ્ય સમર્થન કરો
૨ ગાદીએ બેઠા પછી હુમાયુનને કયા કયા શત્રુઓનો સામનો કરવો પડયો ? તેમા તેને કેટલે અશે સફળતા મળી ?
૩ હુમાયુનની કઈ ભુલો એને નડી ?
૪ હુમાયુને ગુમાવેલી ગાદી શી રીતે પાછી મેળવી ?



૧

## પ્રકરણ ચોવીસમું

# શેરશાહ

## પૂર્વવૃત્તાંત

હિંદના ઇતિહાસમા શેરશાહે ઘણુ ઊંચુ સ્થાન મેળવ્યુ છે. ભારતના પ્રભાવશાળી અને અસાધારણ શક્તિવાળા રાજ્યકર્તાઓમા તેની ગણના થાય છે તેના જન્મના ચોકકસ દિવસ વિષે માહિતી મળતી નથી, પરતુ તે સત્તામા આવ્યો ત્યારે તેનુ વય આશરે ૫૦ વર્ષનુ હતું તેનું મૂળ નામ ફરીદ હતું અને જાતિએ તે શુદ્ધ અફઘાન હતો સુલતાન બહલોલ લોદીનાં બોલાવવાથી તેનો દાદો હિંદમા આવ્યો હતો પોતાનુ બચપણુ તેણે પોતાના પિતાની સહસ્રામની જાગીરમા ગાળ્યુ હતુ અહીં જ તેને રાજ્યવહીવટના પ્રથમ બોધપાઠો શીખવાની તક મળી પિતાની જાગીરનુ મહેસૂલ ઉઘરાવવાના કામમાં તેણે ઘણી હોશિયારી તથા સમજશકિત બતાવ્યા અને મહેસૂલના અટપટા કામનો અનુભવ મેળવ્યો, જે એને આગળ જતાં ઘણો કામ લાગ્યો ખેડૂતો તરફ જમીનદારોએ કેવી રીતે વર્તવુ જોઈએ, તથા તેમની સહાનુભૂતિ, સહકાર અને સતોષ પર જ જમીનદારની આબાદી રહેલી છે, તેનો સાચો ખ્યાલ શેરશાહે કર્યો પિતાના મરણ બાદ કૌટુંમ્બિક મુશ્કેલીઓને લીધે એને ઘર છોડી દૂરના પ્રાતોમા જવુ પડયુ તે નોકરીની શોધમાં દિલ્હી અને આગ્રા ગયો. બાબરે તેની શક્તિનુ ખરું માપ કાઢી

તેને નોકરીમાં રાખ્યો. આ સમયે તેણે 'શેરખાન'ની માનવંતી પદવી મેળવી. થોડા સમયમાં બાબર તેની મહત્ત્વાકાંક્ષાઓ અને શક્તિ જોઈને ડઘાઈ ગયો.



શેરશાહ

તેને આ માણસ ભયંકર લાગ્યો. તેને પકડવા માટે તેણે વિચાર પણ કર્યો પરંતુ ચતુર અને દૂરંદેશીવાળો શેરખાન બાબરની યુક્તિ કળી ગયો અને પિતાની જાગીર તરફ પાછો ફર્યો, ઈ. સ. ૧૫૨૮. ત્યારબાદ તે બિહારના સુલતાન મહમદની નોકરીમાં જોડાયો. પાછળથી સુલતાનના મરણબાદ તે લગભગ બિહારનો રાજ્યકર્તા થઈ પડ્યો પછી તેણે ચુનારનો કિલ્લો સર, કર્યો અને પોતાની સ્થિતિ મજબૂત બનાવી. આ કિલ્લો લીધાથી તે મોગલોના સીધા સબંધમાં આવ્યો. મોગલો તરફની વફાદારી તે સ્વાર્થ સાધવા પૂરતી જ બહારથી બતાવતો હતો. હુમાયુન હજી યુવાન અને બિનઅનુભવી હતો, જ્યારે શેરશાહ ઘણો અનુભવી, કસાયેલો તેમજ હોશિયાર હતો. બિલાડી ઉંદરને રમાડે તેવી યુક્તિથી શેરશાહે હુમાયુનને રમાડ્યો. આખરે એની ગાદી પણ લઈ લીધી, અને તેને રખડતો કરી મૂક્યો.

શેરશાહ ઈ. સ. ૧૫૪૨ ના જાન્યુઆરીની ૨૫મી તારીખે દિલ્હીની ગાદી પર બેઠો. તેણે પોતાનાં બુદ્ધિબળ, પરાક્રમ અને ચાતુર્યથી દિલ્હીની ગાદી મેળવી હતી. તેણે આ ઉચ્ચ સ્થાન માટેની પોતાની લાયકાત સંપૂર્ણ રીતે પુરવાર કરી કેટલાક એને ગાદી પચાવી પાડનાર તરીકે ઓળખે છે, કારણ કે એના પછી હિંદુસ્તાનના સિંહાસન પર ફરી એક વાર તેમૂરના વંશના રાજાઓ

બેઠા. શેરશાહે હિંદમાં રાજ્ય સ્થાપીને બેઠેલા પરદેશીઓને હાંકી કાઢી દિલ્હીમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું, એટલે વિજેતા તરીકે હિંદની ગાદી પર તેને મોગલો જેટલો જ હક હતો. મધ્યકાલીન યુગના હિંદના રાજવીઓમાં તે સૌથી ઉત્તમ રાજ્યકર્તા થઈ ગયો, એ વાત તો સૌ કબૂલ કરે છે.

શેરશાહ જો કે ઇસ્લામનો ચુસ્ત અને આગ્રહી અનુયાયી હતો, છતાં હિંદુઓ તરફ તેણે ધર્મસહિષ્ણુતા બતાવી. હિંદુઓની બહુમતીવાળા દેશમાં તેમની સહાનુભૂતિ અને સહકાર વિના કોઈ પણ પરદેશી રાજા હિંદ પર સફળ રાજ્ય કરી શકે નહિ, આ મહાન સત્ય એને પહેલેથી જ સમજાયું હતું, અને તેથી જ તેણે હિંદુઓને જીતી લેવાની દૂરંદેશી ભરેલી રાજ્યનીતિ અખત્યાર કરી હશે. તે ઉદાર હતો, ન્યાયી હતો, ઉદ્યમી હતો, અને જરૂરને વખતે રાત દિવસ કામ કરતો. તે કહેતો—"મહાપુરુષોએ સદા પ્રવૃત્તિમય રહેવું જોઈએ." હિંદનો તેને પૂરેપૂરો અને ઝીણવટભર્યો પરિચય હતો. હિંદની ખેતીવાડીની અને મહેસૂલી સ્થિતિનો તેને ઊંડો અભ્યાસ હતો. ખેતીપ્રધાન ભારત જેવા દેશ પર આ જ્ઞાન વિનાનો કોઈ પણ રાજવી સફળ રાજ્ય કરી શકે નહિ. પ્રજાના સાચા રખેવાળ અને ન્યાયી કાયદા ઘડનાર તરીકે તેણે નામના મેળવી. આટલા ગુણો હોવા છતાં શેરશાહ કેટલાક આક્ષેપોમાંથી બચી શકતો નથી. તેના દુશ્મનો તેને સ્વાર્થી, કપટી અને આપેલાં વચન તોડનાર તરીકે વખોડી કાઢે છે. પરંતુ આ દોષો તો શાહેરશાહના સમકાલીન ઘણા રાજદ્વારી પુરુષોને લાગુ પાડી શકાય એમ છે.

શેરશાહની સ્મૃતિ ઘણા લાંબા કાળ સુધી એની પ્રજાએ જાળવી રાખી. એના ઉત્તમ અમલને યાદ કરી લોકો તેને વખાણતા અને તેના મૃત્યુ માટે દિલગીર થતા. શેરશાહ અને તેની પ્રજા વચ્ચેનો સંબંધ પિતાપુત્રના સંબંધ જેવો હતો. તે અમીર અને ગરીબ બન્નેને એકી આંખે જોતો. એના નિષ્પક્ષપાત વલણનો એક દાખલો નીચે આપ્યો છે.

એક દિવસ શેરશાહનો જ્યેષ્ઠ શાહજાદો અદેલખાન હાથી પર બેસી આગ્રાની એક શેરીમાંથી પસાર થતો હતો. માર્ગમાં તેણે કોઈ ખંડેર જેવા ઘરમાં એક સ્ત્રીને નહાતી જોઈ. સ્ત્રીના સૌંદર્યથી શાહજાદો આકર્ષાયો અને તેના તરફ તેણે પાનનું બીડું ફેંક્યું. પરંતુ આવા નિર્લજ્જ વર્તનથી તે સ્ત્રી ઘણી

ખિસિયાણી પડી ગઈ અને પોતાની આબરૂ ખાતર મરવાને તૈયાર થઈ. તેનો ધણી એક સાધારણ દુકાનદાર હતો. તેને આ વાતની જાણ થઈ, અને તેને પોતાની સ્ત્રીને આત્મહત્યા કરતી અટકાવતાં ઘણી મુશ્કેલી પડી તે શેરશાહના દરબારમાં ગયો. તેણે રાજાને પોતાની ફરિયાદ સંભળાવી અને ન્યાય માગ્યો. બધાની અજાયબી વચ્ચે શેરશાહે યોગ્ય ચુકાદો આપ્યો અને વેરની વસૂલાતનો સિદ્ધાંત અમલમાં મૂક્યો. શાહજાદાએ દુકાનદારની સ્ત્રીની જે રીતે અને જે સંજોગમાં મશ્કરી કરી, તે જ પ્રમાણે આબરૂભંગ થયેલી સ્ત્રીના પતિને હાથે શાહજાદાની બેગમની મશ્કરી ભલે થાય એવો વિચિત્ર હુકમ આપ્યો. અલબત એ જમાનામાં ન્યાયની ખાતર આવા હુકમો આપીને અમુક રાજવીઓ પ્રશંસાને પાત્ર ઠર્યા છે, પણ એવા ચુકાદાની કોઈ તાત્વિક અસર અમલમાં આવી નથી.

## શેરશાહનાં આક્રમણો

નવા જીતેલા દિલ્હીના પ્રદેશમાં અશાંતિ અને અવ્યવસ્થા સ્થાપવાનું પહેલું કામ શેરશાહે ઉપાડી લીધું. તેણે રાજ્યનાં અગત્યનાં સ્થળોએ યોગ્ય કિલ્લેબંધી કરી અને રાજ્યનાં મોટાં શહેરો વચ્ચે ધોરી માર્ગો બંધાવવાનું કામ ઉપાડી લીધું. આ રસ્તાઓ મુલકી તેમજ લશ્કરી વ્યવહારને માટે ઘણા ઉપયોગી થઈ પડ્યા. ગાદી પર બેઠા પછી બે વરસ રહીને તેણે માળવા જીત્યું ઈ સ. ૧૫૪૨માં તેણે રાયસીનના રજપૂત કિલ્લાને ઘેરો ઘાલ્યો. બહાદુરીભર્યો સામનો કર્યા પછી રજપૂતો શેરશાહના અભયદાનના વચન પર વિશ્વાસ રાખી શરણે થયા. પરંતુ કપટી શેરશાહે આ વચનનો ભંગ કરી બધા રજપૂતોની કતલ કરાવી. રાયસીનના રાજા પૂરણમલે પહેલાં પોતાની વહાલી રાણી રત્નાવલીને મારી નાખી. પછી બધા રજપૂત સાથીઓ પોતાના રાજાને પગલે ચાલ્યા. તેઓ શત્રુની તલવારે વીરને છાજે એવી રીતે મરણ પામ્યા. રાયસીનની કતલ શેરશાહના ઉત્તમ ચારિત્ર પર એક કાળુ કલંક છે.

ઈ. સ. ૧૫૪૩ માં શેરશાહે મારવાડના રાજા માલદેવ પર ચઢાઈ કરી. ઘણા રજપૂત રાજાઓ માલદેવની મદદે ગયા. પરંતુ છેવટે માલદેવને ગુજરાતની સરહદ પર આવેલા "સીવાનાં"ના કિલ્લામાં ભરાવું પડ્યું અને મારવાડ શેરશાહના હાથમાં ગયું.

શેરશાહે હવે કલિંજર પર સવારી કરી, ઈ. સ. ૧૫૪૫. આ કિલ્લાનો બચાવ રાજા કીશનસિંહે સુંદર રીતે કર્યો. રજપૂતોને શરણે આવવા શેરશાહે કહેણુ મોકલ્યું, પરંતુ રાયસીનના ઘેરાના બચાવ પછી રજપૂતો તેનો ભરોસો કરે એમ ન હતું. શેરશાહે કિલ્લા પર જબ્બર મારો ચલાવ્યો અને કિલ્લો પડવાની અણી પર હતો, તેવામાં એની નજીક દારૂગોળો ફાટ્યો. પરિણામે શેરશાહને ઘણી ગંભીર ઈજા થઈ અને તેનું મરણ નીપજ્યું. મરતાં મરતાં વિજય અપાવવા માટે તેણે ખુદાનો ઉપકાર માન્યો. તેને સહસ્રામમાં એક સુંદર રોજામાં દાટવામાં આવ્યો.

## શેરશાહના સુધારા

પોતાના ટૂંકા અમલ દરમ્યાન શેરશાહને બધો વખત લડવાનું હતું, છતાં પોતાના રાજ્યનો વહીવટ વ્યવસ્થિત અને આદર્શ બનાવવાને માટે તેણે પૂરતો સમય કાઢ્યો. તેનું રાજ્યબંધારણ રાષ્ટ્રીય એકતાના સિદ્ધાંત પર ઘડવામાં આવ્યું હતું. વહીવટી સગવડ ખાતર તેણે રાજ્યના જુદા જુદા વિભાગો પાડી નાખ્યા. તેણે પરગણાને નાનામાં નાના વહીવટી અંગ તરીકે નક્કી કર્યું. તેણે દરેક પરગણાના વહીવટ માટે એક શીકદાર, એક આમીન, એક ફોતેદાર (ભંડારી) અને બે કારકુનોની નિમણૂક કરી. કેટલાંક પરગણાં મળીને એક 'સરકાર' બનતી. સરકાર પરગણાથી ચઢિયાતું વહીવટી અંગ હતું દરેક સરકારમાં તેણે બે અધિકારી નીમ્યા. એક મુખ્ય શીકદાર અને મુખ્ય મુનસફ. મોગલોના સૂબા જેવા ઊંચા પ્રાંતિક વહીવટી વિભાગો શેરશાહના અમલમાં ન હતા. મધ્યસ્થ સરકાર અને પરગણાં વચ્ચે તે અંગત સંબંધ રાખતો. પરગણાં અને સરકારના અધિકારીઓ એકજ સ્થળે બળવાન થઈ ન બેસે, તે માટે તેમની તે વારંવાર ફેરબદલી કરતો.

શેરશાહના મહેસૂલી સુધારા એ એની કીર્તિનો મુખ્ય કળશ ગણાય છે. એની મહેસૂલી પદ્ધતિનો સફળ અખતરો એણે પોતાની જાગીર પર કર્યો હતો. તેણે એકજ ધોરણે રાજ્યની બધી જમીનની માપણી કરાવી, અને પછી તેના રસકસ પ્રમાણે તેની આંકણી કરાવી દરેક ખાતેદારની જમીનની માપણી તથા તેને રાજ્યને ભરવાની મહેસૂલની રકમ એક ખાસ ચોપડામાં નોંધવામાં

આવી. ઊપજનો ⅓ ભાગ મહેસૂલ તરીકે નક્કી કરવામાં આવ્યો. મહેસૂલ ખેડૂતોને સીધું રાજ્યની તિજોરીમાં ભરી દેવા તેણે ઉત્તેજન આપ્યું અયોગ્ય લાંચ રુશવત બંધ પડ્યાં અને ખેડૂતોની આબાદી વધી. મહેસૂલી સુધારાના કામમાં બાહોશ પ્રધાન રાજા ટોડરમલે શેરશાહને ઘણી મદદ કરી હતી. શેરશાહની મહેસૂલ પદ્ધતિનું અકબરે અનુકરણ કર્યું, અને આજે પણ બ્રિટિશ હિંદના ઘણા ભાગમાં "રૈયતવારી પદ્ધતિ"† તરીકે શેરશાહની મહેસૂલ પદ્ધતિ ચાલુ છે.

મહેસૂલી સુધારા કરીને જ શેરશાહ બેસી ન રહ્યો. રાજ્યનો વેપાર વધારવા માટે સંગીન ચલણ હોવું જોઈએ, એ ન્યાયે શેરશાહે રૂપાનું ચલણ દાખલ કર્યું અને ચાંદીના રૂપિયાના સિક્કા પડાવ્યા. આ સિક્કાનું વજન પણ તેણે કાયદાથી નક્કી કર્યું. દરેક રૂપિયાના સિક્કામાં ૧૮૦ ગ્રેઈન ચાંદી હોવી જોઈએ એમ નક્કી કર્યું. આ ચલણનું ધોરણ પણ અકબરે તેમજ પાછળથી અંગ્રેજોએ સ્વીકાર્યું હતું. તેણે મોટી સંખ્યામાં 'દ્રમ' નામના તાંબાના સિક્કાઓ ચલણમાં મૂક્યા. તેણે રાજ્યના દરેક વિભાગમાં ટંકશાળો ખોલી.

શેરશાહના નાણાંકીય સુધારાથી ઉત્તર હિંદુસ્તાનના પડી ભાંગતા વેપારને નવું જોમ મળ્યું. વેપારને માટે ઉત્તમ ને નિર્ભય રસ્તાઓ અને વ્યવહારનાં ઝડપી સાધનોની જરૂર છે એમ શેરશાહ સમજતો હતો. તેણે ઝડપી ટપાલની સુંદર વ્યવસ્થા કરી. અત્યાર પહેલાં વેપારની પ્રગતિને રોકનારા અસંખ્ય કરો અને નાકાવેરા ચાલુ હતા. શેરશાહે કલમને ગોદે એવા તમામ કરો અને નાકાવેરા કાઢી નાખીને વેપારનો માર્ગ મોકળો કર્યો. તેણે રાજ્યમાં જે સ્થળે માલ આયાત થાય તે જ સ્થળે તેના પર વેરો લેવો એવો હુકમ કાઢ્યો. આમ એ જમાનામાં શેરશાહે નિરંકુશ વ્યાપારની પદ્ધતિ દાખલ કરી. આ ઉપરાંત શેરશાહે લશ્કર, ન્યાય અને પોલીસ ખાતામાં ઘણા આવકારદાયક સુધારા કર્યા. લશ્કરી માણસોને તે જાતે પગાર આપતો, તેણે જાગીરની પદ્ધતી નાબૂદ કરી. તેણે સૈનિકોને દર સાલ હકની રજાની સગવડ

† રૈયતવારી પદ્ધતિ એટલે ખેડૂતો પાસેથી બારોબાર મહેસૂલ ઉઘરાવવાની રીત. આ પદ્ધતિ 'જમીનદારી' પદ્ધતિથી જુદી ગણાય.

આપી, અને થોડે થોડે વખતે લશ્કરી ટુકડીઓની ફેરબદલી કરી. રાજ્યવહીવટ સરળ રીતે ચાલી શકે તે માટે તેણે રાજ્યમાં જુદાં જુદાં ખાતાં પાડ્યાં. મહેસૂલખાતું, ન્યાયખાતું, પરદેશખાતું, પોલીસખાતું જાહેર બાંધકામખાતું વગેરે. રાજ્યમાર્ગો પર મુસાફરોની સગવડ માટે થોડે થોડે અંતરે કૂવા, વાવ ખોદાવ્યાં, ઝાડો રોપાવ્યાં અને ધર્મશાળાઓ બંધાવી. તેમના રક્ષણ માટે થોડે થોડે અંતરે સંત્રીઓ રાખ્યા.

## ઇતિહાસમાં શેરશાહનું સ્થાન

શેરશાહ વધારે લાંબું જીવ્યો હોત અથવા તેના વંશજો તેના જેવા જ બળવાન અને બુદ્ધિશાળી રાજાઓ નીવડ્યા હોત, તો હિંદમાં મોગલ રાજ્યની પુનઃસ્થાપના અસંભવિત થઈ પડી હોત શેરશાહ મરણ પામ્યો તે પછી ટૂંકમાં તેના વંશનો અંત આવ્યો, છતાં તેની રાજયનીતિ અને રાજ્યવહીવટના ઉત્તમ સિદ્ધાંતો અમર બન્યા. હાલના રાજ્યતંત્રમાં એ સિદ્ધાંતો અમુક અંશે ચાલુ છે એજ આ વાતનો સબળ પુરાવો છે. એના પછી અકબર ગાદી પર આવ્યો. અકબરે પોતાની કારકિર્દીથી શેરશાહને ઝાંખો પાડ્યો એમ ઘણા માને છે. મોગલાઈની પુનઃસ્થાપના પછી મોગલ રાજ્યઓએ પોતાનાં પરાક્રમ અને વહીવટથી જે કીર્તિ અને યશ મેળવ્યા, તે પરથી એમ માનવાને કારણ મળે છે કે શેરશાહનો અમલ ફક્ત વચગાળાની કામચલાઉ ઘટના હતી.

પરંતુ શેરશાહના અમલથી ભારતના ઇતિહાસના એકધારા પ્રવાહમાં કોઈ જાતનું ભંગાણુ પડતું નથી, એ વાત પણ નિર્વિવાદ છે. જો કે શેરશાહ સુર વંશનો હતો, છતાં તેના અમલનો ઇતિહાસ મોગલ રાજાઓની તવારીખમાંનો એક અગત્યનો અંકોડો છે, કારણ કે અકબર જેવા મહાન પાદશાહે શેરશાહના ઘણા સુધારાઓનું અનુકરણ કર્યું, અને ઘણા ઊંચા પાયા પર તેનો અમલ કર્યો. આમ રાજ્યવંશની દૃષ્ટિએ શેરશાહના અમલથી થોડાંક વર્ષ માટે મોગલવંશના ઇતિહાસમાં ભંગાણુ પડ્યું, છતાં બંધારણીય દૃષ્ટિએ આ ભંગાણુ કોઈ પણ રીતે નુકસાનકારક ન હતું.

### — સ્વાધ્યાય —

સાધારણ સૈનિકમાંથી શેરશાહ દિલ્હીનો બાદશાહ કેવી રીતે બન્યો?

૨. શેરશાહનો રાજ્યવહીવટ અને સુધારા ધ્યાનમાં રાખી તેના અમલનું મૂલ્યાંકન કરો

૩. શેરશાહના રાજ્યવિસ્તારનો ખ્યાલ આપો.

૪. "હિંદમાં સાચું રાષ્ટ્ર સ્થાપવાનો પ્રયાસ કરનાર પહેલવહેલો મુસલમાન રાજા શેરશાહ હતો." આ કથનનું સમર્થન કરો.

૫. શેરશાહના ગુણદોષ બતાવી એના જીવનનું રેખાચિત્ર આપો.



## પ્રકરણ પચીસમું

## અકબર

### રાજ્યારોહણ

હુમાયુનના મરણ સમયે તેનો પુત્ર અકબર તેની પાસે હાજર ન હતો. તે શેરશાહના ભત્રીજા સિકંદરસૂરની સામે પંજાબમાં લડાઈમાં રોકાયો હતો, અને તે તેના વાલી અને શિક્ષક બૈરામખાનની સંભાળ નીચે હતો. હુમાયુનના મૃત્યુના સમાચાર મળ્યા કે તરત જ બૈરામખાને અકબરને હિંદનો શહેનશાહ જાહેર કર્યો. અકબરની ઉંમર આ વખતે ફક્ત તેર વર્ષની હતી. કાલાનૌરના એક બગીચામાં ઈ. સ. ૧૫૫૬ના ફેબ્રુઆરીની ૧૪મી તારીખે કિશોર રાજાને વિધિપૂર્વક ઈંટના કામચલાઉ સિંહાસન પર બેસાડવામાં આવ્યો. હિંદના મહાન મોગલ સમ્રાટ તરીકે વિખ્યાત થનાર અકબરના રાજ્યારોહણનો વિધિ માત્ર આટલો સાદો જ હતો !

### ઈ. સ. ૧૫૫૬ માં હિંદની પરિસ્થિતિ

અકબર ગાદી પર બેઠો તે સમયે ભારતની સ્થિતિ ઘણી શોચનીય હતી. દેશમાં બધે અવ્યવસ્થા હતી અને તેથી ઠેર ઠેર ગેરવહીવટ ચાલતો હતો. સૂર વંશના અફઘાન રાજા પાસેથી ગુમાવેલું રાજ્ય પાછું મેળવ્યા પછી હુમાયુનને તે રાજ્યને વ્યવસ્થિત કરવાનો બિલકુલ સમય મળ્યો નહોતો.

દેશની રાજકીય સ્થિતિ કરતાં આર્થિક સ્થિતિ ઘણી જ ખરાબ હતી. રાજ્યના કેટલાક સુંદર પ્રાંતો ભયંકર દુષ્કાળથી વેરાન અને ઉજ્જડ બન્યા હતા.

કાલાનૌરના બગીચામાં થયેલા વિધિપુરઃસર રાજ્યારોહણથી અકબરે સાર્વભૌમપણા માટે પોતાનો દાવો નોંધાવ્યો હતો. પરંતુ હવે તેને પોતાના હરીફોને અને દુશ્મનોને માર્ગમાંથી દૂર કરી તે દાવો સિદ્ધ કરવાનો હતો. સૂર વંશના વારસો અને પઠાણ રાજાનો હિંદુ મંત્રી તથા સેનાપતિ હેમુ અકબરનો મુખ્ય શત્રુ હતો. મુસલમાનોને હરાવી હિંદમાં ફરી હિંદુ સામ્રાજ્ય સ્થાપવાના મનોરથ હેમુ સેવતો હતો. તે સાથે રાજસ્થાનના રજપૂતો પાછા બળવાન બન્યા હતા! માળવા અને ગુજરાતનાં રાજ્યો સ્વતંત્ર બની બેઠાં હતાં. ગોંડવાના અને ઓરિસાના રાજ્યોએ કોઈ પણ સત્તાનું સર્વોપરીપણું સ્વીકારવાની ચોખ્ખી ના પાડી. દક્ષિણનાં પાંચ મુસલમાન રાજ્યો આપસઆપસમાં સર્વોપરી બનવા આથડતાં હતાં અને તેમને દિલ્હીની સત્તાની કશી પડી ન હતી. છેક દક્ષિણમાં વિજયનગરનું હિંદુ મહારાજ્ય બળવાન હતું. હિંદની સરહદ બહાર કાબુલનું રાજ્ય પણ લગભગ સ્વતંત્ર હતું, અને ત્યાં અકબરના નાનાભાઈને નામે રાજ્ય વહીવટ ચાલતો હતો. સરહદ પર કાશ્મીર, સિંધ અને બલૂચિસ્તાનમાં રાજ્યો નિરંકુશ સત્તા ભોગવતાં હતાં. સમગ્ર હિંદ કોઈ એક બળવાન સત્તાના તાબામાં ન હોતાં છિન્નભિન્ન દશામાં હતો, અને દરેક રાજ્યને પોતાની સ્વતંત્રતાના ખ્યાલ આગળ દેશના સામાન્ય હિતનો વિચાર સરખો પણ ન હતો.

## અકબરનું કાર્ય

અકબરનું સૌથી પહેલું કામ પાટનગર દિલ્હી અને આજુબાજુના પ્રદેશમાં પોતાની સત્તા દૃઢ કરવાનું હતું. આ કામ પાર પાડ્યા પછી જ બીજી જીતો મેળવવાનું કામ સરળ બને એમ હતું.

હેમુ અકબરનો સૌથી મોટો દુશ્મન હતો. એક મોટું અફઘાન લશ્કર લઈને દિલ્હીની ગાદી જીતી લેવા આગળ વધ્યો. તે મોગલ દળને હરાવી દિલ્હી સુધી ધસી આવ્યો. દિલ્હીનો મોગલ સૂબો તારદીબેગખાન કાયર થઈ ભાગીને અકબર પાસે પહોંચી ગયો. તારદીબેગની આવી કાયર વર્તણૂકથી બેરામખાન

ઘણો ગુસ્સે થયો. ભવિષ્યમાં બીજાઓને એનો ખરાબ ધડો ન બેસે તે માટે બેરામે તારદીખાનનો વધ કર્યો. જો કે અકબરે આવી સખત શિક્ષા માટે સંમતિ આપી નહોતી, પરંતુ અકબર સગીર હોઈ બેરામે સખત હાથે કામ લીધું. બેરામ આટલો બધો સર્વસત્તાધીશ હતો, પણ તે વાત અકબરને પસંદ પડતી નહોતી.

આ સમય દરમ્યાન હેમુ વિજેતા તરીકે દિલ્હીમાં દાખલ થઈ ગયો અને વિક્રમાદિત્યનો ઇલકાબ ધારણ કરી ને દિલ્હીની ગાદી પર બેઠો. શરૂઆતની જીતોથી તે ઉન્મત્ત બન્યો હતો. તે હવે પોતાનું મોટું લશ્કર લઈ મોગલોને મળવા સામે ગયો. હેમુની જીતના સમાચાર મોગલ છાવણીમાં પહોંચી ગયા. એથી કેટલાક મોગલ સરદારો તો ગભરાઈ પણ ગયા, અને તેમણે અકબરને કાબુલ તરફ પાછા હઠવાની સલાહ આપી. બેરામખાને આમ કરવા ચોખ્ખી ના પાડી અકબરે પણ પોતાના વડીલના નિશ્ચયને સંપૂર્ણ ટેકો આપ્યો અને હેમુ જોડે કોઈ પણ ભોગે લડી લેવાનો નિશ્ચય કર્યો.

## પાણીપતનું બીજું યુદ્ધ

ભારતના ઇતિહાસમાં ૩૦ વર્ષના ગાળામાં બીજી વાર પાણીપતના ધાતક મેદાનમાં ભારતનું ભાવિ નક્કી થયું ઈ. સ. ૧૫૨૬ માં અકબરના દાદાએ ઇબ્રાહીમ લોદીને હરાવી દિલ્હીનું રાજ્ય મેળવ્યું હતું. તે જ દિલ્હીની ગાદી ફરી એક વાર બે વિજેતાઓ વચ્ચે સરસાઈનું કારણ બની. બંને સૈન્યો ઈ. સ. ૧૫૫૬ ના નવેંબરની પાંચમી તારીખે પાણીપતના મેદાનમાં મળ્યાં. શરૂઆતમાં અહીં પણ હેમુનો વિજય થતો હોય એ લાગ્યું હેમુએ મોગલોની જમણી અને ડાબી હરોળમાં ગભરાટ ફેલાવ્યો, એટલામાં હેમુને એક તીર ઓચિંતુ વાગ્યું અને હાથમાં આવેલી જીતથી તે વિમુખ બન્યો. હેમુને મરેલો માની અફઘાન સૈન્યમાં ગભરાટ ફેલાયો. અને સૈનિકો આમ તેમ નાસવા લાગ્યા. હેમુને પકડીને અકબર આગળ ખડો કરવામાં આવ્યો બેરામખાનની સલાહ અનુસાર અકબરે તેને ત્યાં ને ત્યાં જ મારી નાખ્યો. અકબરના દરબારના પાછલા ભાગના ઇતિહાસકારો એવી માન્યતા રજૂ કરે છે કે અકબરે ઘાયલ થયેલા દુશ્મનને મારી નાખવા ગુસ્સે થઈ ના પાડી, અને

બેરામખાનને ખુશ કરવા તેણે હેમુના શરીરને માત્ર પોતાની તલવાર અડાડી ! પણ પછી ત્યાં હાજર રહેલા મોગલ અંગરક્ષકોએ હેમુનો વધ કર્યો.

પાણીપતની જીત નિર્ણયાત્મક હતી. ઈ. સ. ૧૫૫૬ ના નવેંબરની છઠ્ઠી તારીખે અકબર દિલ્હીમાં 'વિજેતા' તરીકે દાખલ થયો. એ પછી આગ્રા પણ તરત જ કબજે કરવામાં આવ્યું. એક મહિનો રાજધાનીમાં રહીને અકબર પાછો સિકંદરસૂરને દબાવી દેવા મોટું લશ્કર લઈ પંજાબ ગયો. આખરે અફઘાન સરદાર અકબરને શરણે થયો, અને અકબરે પણ ઉદારતાથી તેને બિહારમાં જાગીર આપી સૂર વંશના રહ્યાસહ્યા દાવાદારો થોડા વખતમાં જ ચૂપ થઈ ગયા અને અકબર હવે હિંદનો બિનહરીફ પાદશાહ બન્યો.

આથી એમ માનવાનું નથી કે ત્યારપછી લડાઈ તદ્દન જ મોકૂફ રહી હતી. અકબરે પોતાના આખા અમલ દરમ્યાન લડવાનું ચાલુ જ રાખ્યું. ઇતિહાસના સૌથી મહાન વિજેતાઓમાંનો તે એક હતો.

## રાજ્યરક્ષક બેરામખાન

અકબરની સગીર વય દરમ્યાન હુમાયુનનો વિશ્વાસુ અને સ્વામિભક્ત સેવક બેરામખાન 'રાજ્યરક્ષક' બન્યો. તેણે હુમાયુનની વફાદારીથી સેવા કરી હતી દિલ્હીની ગુમાવેલી ગાદી પાછી મેળવવામાં તેનો ફાળો જેવો તેવો ન હતો. અકબરને પણ તે વફાદાર રહ્યો. હવે તે રાજ્યરક્ષક ઉપરાંત અકબરનો વાલી બન્યો. તેણે 'ખાનખાનાન'નો માનવંતો ઇલકાબ ધારણ કર્યો તૈમૂરના વંશ પ્રત્યેની તેની વફાદારી કેટલીયે પેઢીઓથી ઊતરી આવેલી કૌટુંબિક પ્રણાલિકા બની ગઈ હતી.

## બેરામની કારકિર્દીનો કરુણ અંત

બેરામ શેરશાહના જેવો રાજદ્વારી પુરુષ હતો. તેની લશ્કરી કડકાઈ અને શિસ્તને લઈને દરબારમાં તેના ઘણા દુશ્મનો ઊભા થયા. બેરામખાનના વિરોધીઓમાં માહામઅનેગા નામની અકબરની ધાવ-માતા મુખ્ય હતી. અકબરને આ બાઈ પ્રત્યે પુષ્કળ પ્રેમ અને આદર હતાં. ધીમે ધીમે વિરોધી લોકોએ બેરામખાનની વિરુદ્ધ અકબરના કાન ભંભેર્યા. બેરામખાનની ધોંસરી અકબરને પણ ધીમે ધીમે સાલવા લાગી, અને બંને વચ્ચે અવિશ્વાસની લાગણી

ઉત્પન્ન થવા માંડી. આખરે યુવાન અકબરે બેરામખાન પાસેથી રાજ્યવહીવટ સંભાળી લેવાનો નિશ્ચય કર્યો. બેરામખાનને તેણે એક સંદેશો મોકલી જણાવ્યું કે પોતે રાજ્યની લગામ સંભાળી લેવા માગે છે અને બેરામખાને મક્કા હજ કરવા જવું બેરામના મિત્રોએ તેને વિરોધ કરવા સલાહ આપી. પરંતુ તૈમૂરના વંશ પ્રત્યેની પોતાની જિંદગીભરની વફાદારીએ તેને આ પગલું ભરમાં અટકાવ્યો શહેનશાહનો હુકમ માથે ચઢાવી તેણે પોતાના કબજામાંની રાજ્યમહોર મોકલી આપી. અકબરે પીરમહંમદ નામના બેરામખાનના એક કૃતઘ્ની માણસને બેરામખાનની હિલચાલ પર દેખરેખ રાખવા નીમ્યો. બેરામખાન આથી ઉશ્કેરાયો અને તેણે બંડ ઉઠાવ્યું. તે હારી ગયો અને અકબરનો કેદી બન્યો. અકબરે તેની લાંબી સેવાની કદર કરી તેને ઉદારતાથી માફી આપી. બેરામ હૃદયભગ્ન બન્યો અને તેણે મક્કે જવાનો નિશ્ચય કર્યો. તે સુરત બંદરે થઈને મક્કે જવાને નીકળ્યો, પણ માર્ગમાં જ તેના કોઈ અંગત શત્રુએ તેનો પાટણ આગળ વધ કર્યો. આમ એક મહાન અને સફળ કારકિર્દીનો કરુણ અંત આવ્યો.

### બેરામની સેવાઓની તુલના

બેરામખાને મોગલ વંશની જે સેવા બજાવી તે ભૂલી શકાય એવી નથી. એની કામગીરી એના પાછલા ભાગનાં કૃત્યોથી કે વર્તણૂકથી ભૂલાઈ જતી નથી. બેરામની મદદથી જ હુમાયુન દિલ્હીની ગાદી પાછી મેળવી શક્યો હતો. અકબર પણ રાજ્યગાદી મેળવવા અને પોતાની જાતને દુશ્મનો સામે ટકાવી રાખવામાં બેરામખાનનો જ મોટો ઋણી હતો. અકબર પંડે આ વાત પૂરેપૂરી સમજતો હતો અને તેથી જ બેરામખાનને બંડ કરવા છતાં માફી આપી એટલું જ નહિ, પરંતુ તેણે કોઈ એક પ્રાંતની સૂબાગીરી અથવા દરબારમાં કોઈ ઉચ્ચે દરજ્જો આપવાની ઉદાર માગણી બેરામખાનને કરી હતી. બેરામના મરણ પછી અકબરે તેના પુત્ર અબ્દુરરહીમને પોતાના વાલીપણા નીચે રાખ્યો. તેણે પણ પિતાના જેવી ઉચ્ચ નામના મેળવી.

### સ્વતંત્ર અકબરના વહીવટમાં સ્ત્રીઓની લાગવગ

હવે અકબર સ્વતંત્ર રીતે રાજ્યવહીવટ ચલાવી શકે એવડો ઉંમરલાયક થયો હતો. પરંતુ બીજાં કેટલાંક વર્ષ તે પોતાની દાઈમાતા માહમ અનગાની

સીધી અસર નીચે રહ્યો. લાયક સલાહકાર ન હોવા છતાં તેણે લગભગ વડા પ્રધાન તરીકે અમલ ચલાવ્યો. તે પોતાના પુત્ર આધમખાનને આગળ લાવવાના અને તેને કોઈ મોટો દરજ્જો અપાવવાના પ્રયત્ન કરતી હતી. આધમખાન ઘણો દુષ્ટ અને ચારિત્ર્યહીન માણસ હતો. તે ઘણો ઉદ્ધત તથા કપટી હતો. ઇ. સ. ૧૫૬૩ માં આ નાલાયક દીકરાએ પોતાના પિતા અને અકબરના મુખ્ય મંત્રી અને પાલક પિતા શમસુ-દ્દીનનું ખૂન કર્યું. અકબર આ સાંભળી ઘણો દુ:ખી થયો તેમજ ગુસ્સે થયો. તે તલવાર સાથે પોતાના દૂધભાઈ સામે ધસ્યો. અકબરે તેને એક મુક્કો મારી જમીન પર પાડ્યો અને પછી તેને મહેલની બહાર ફેંકાવી દીધો. પરંતુ પોતાના દુષ્ટ અને દુર્જન પુત્રના મરણ પછી માહમ અનગા લાંબો સમય જીવી નહિ. અલબત, તેના મરણથી સ્ત્રીઓની લાગવગવાળા રાજ્ય વહીવટનો અંત આવ્યો, અને અકબર હવે સ્વતંત્રપણે રાજ્યકારભાર ચલાવવા શક્તિમાન બન્યો.

આટલેથી અકબર રાજ્યનો સ્વતંત્ર માલિક બન્યો. કરોડો માનવીઓનું જેથી ભલું થાય અને દેશની આબાદી વધે એવી સારી સંસ્થાઓ સ્થાપી અકબરે હિંદનાં ભાવિ રાષ્ટ્રના ઘડતરની તૈયારી કરવા માંડી.

## સમ્રાટ અકબર

પ્રજાની ખાસ જરૂરિયાતો શી શી છે તે સમજવા અકબરે ઘણા પ્રયત્નો કર્યા. રાજા વિક્રમાદિત્ય, ખલીફ હારુન અલ રશીદ અને જેમ્સ પહેલાની માફક પોતાની પ્રજાની સાચી સ્થિતિ, તેમની ફરિયાદો, રાજ્યવહીવટ વિશેની ટીકા વગેરે જાણવા રાત્રિને સમયે વેશપલટો કરી અકબર ફરવા નીકળતો.

અકબરના વહીવટનાં શરૂઆતનાં થોડાં વર્ષો દરમ્યાન અકબરની રાજનીતિ નિશ્ચિત નહોતી તેમજ તેના વિચારો જોઈએ તેટલા પરિપક્વ ન હતા. રાજ્યના અમલ પર એના દઢ ચારિત્ર્યની છાપ હોય એવો સમય તો હવે પછી શરૂ થવાનો હતો હજી તો એના વિચારો ઘડાતા હતા, અને તેથી આ સમયના સુધારા પ્રયોગ રૂપે જ હતા એમ કહી શકાય.

## અકબરનું ચારિત્ર્ય

દેશવટા દરમ્યાન જન્મેલા, પરાયે પારણે ઝૂલેલા અને દુ:ખમાં ઊછરેલા તથા પોષાયલા અકબરના જીવનની શરૂઆત તેના ગર્ભશ્રીમંત પિતા કરતાં તદ્દન

નિરાળી હતી. પરંતુ આરંભની આવી યાતનાઓ એકંદરે આશીર્વાદરૂપ નીવડી આટલેથી જ અકબર દુઃખનો સામનો કરતાં શીખ્યો. વળી તે સ્વાશ્રય, ઉદ્યમ અને ખંતના બોધપાઠ પણ આ રીતે જ શીખ્યો. તે લાંબો પરિશ્રમ વેઠી શકતો અને સખત કામ કરી શકતો. મર્દાનગીની કસરતો અને રમતોમાં એ આનંદ માણતો. પોલોની રમત તેમજ શિકારનો એ ભારી શોખીન હતો. ભણવાગણવાની તક એને સાંપડી ન હતી, છતાં તે ઘણો બુદ્ધિશાળી અને વિદ્યાવિલાસી હતો. પોતાના મહેલમાં તેણે એક નાની પ્રયોગશાળા રાખી હતી. તેમાં તે યાંત્રિક શોધખોળ કરતો તેમજ યંત્રો તથા બંદૂકો વગેરે હથિયારો બનાવતો અને આનંદ માણતો. આમ છતાં તે ઘણું સાદું જીવન ગાળતો. દિવસમાં એક જ વાર જમતો અને ભોજનમાં પણ મિતાહારીપણું જાળવતો. ગંગા નદીનું ઠંડું અને નિર્મળ પાણી એનું માનીતું પીણું હતું. તેને માંસ પ્રત્યે તિરસ્કાર હતો. તે પોતાના દેહને પ્રાણીઓની કબર બનાવવા માગતો નહોતો!

## અકબરનાં પ્રારંભનાં પગલાં

દયા, ડહાપણ અને ધર્મસહિષ્ણુતા માટે તો અકબરનું નામ ઘેરઘેર જાણીતું થઈ ગયું છે. માનવતાનો ગુણ એના રોજબરોજના વહીવટમાં ચોખ્ખો માલમ પડી આવતો. યુદ્ધકેદીઓને કદી ગુલામ તરીકે ગણવા નહિ એવું તેનું ફરમાન હતું. બાડખોરો અને ફિતૂરીઓને યોગ્ય શિક્ષા કરવી અને તેમને દાબી દેવા એ રાજ્યની અગત્યની ફરજ છે, તેમ છતાં બંડખોરોનાં નિર્દોષ સ્ત્રી તથા બાળકો પર જુલમ ગુજારવો એ ગેરકાયદેસર છે એવી પણ તેણે જાહેરાત કરી હતી. મથુરાની મુલાકાત દરમ્યાન તેને ખબર પડી કે હિંદુ પ્રજા પર અહીં જાત્રાવેરો લેવામાં આવે છે. ઈ. સ. ૧૫૫૩માં તેણે આ વેરો બંધ કર્યો. ઈ. સ. ૧૫૬૪ માં તેણે એક હિંમતભર્યું પગલું ભર્યું. પહેલાંના મુસલમાન રાજાઓએ મૂર્તિપૂજક હિંદુઓ પર 'જજીઆ'† વેરો નાખ્યો હતો. આ વેરો સૌથી પહેલાં ઉમર ખલીફાએ દાખલ કર્યો હતો. આરબોએ પહેલવહેલો આ વેરો હિંદમાં દાખલ કર્યો હતો અને દિલ્હીના સુલતાનોએ પણ એ નીતિનું અનુકરણ કર્યું હતું આ વેરો માથાદીઠ લેવામાં આવતો, અને :

†મુસલમાની રાજ્યમાં પરધર્મી પાસેથી લેવામાં આવતો માથાવેરો. ૧૮ વર્ષની ઉમર થતાં તે લાગુ પડતો.

એ વેરો ન ભરી શકે તો મુસલમાન બનવાની ફરજ પાડવામાં આવતી. અસંખ્ય ગરીબ હિંદુઓ આ કરનો બોજો સહન કરી શકતા નહોતા, એટલે તેઓ ન છૂટકે મુસલમાન બનતા હતા. અકબરને લાગ્યું કે આર્થિક બોજા ઉપરાંત આ વેરો હિંદુઓને અપમાનજનક તો છે જ.

અકબરે આ જજિયા વેરો રદ કર્યો. એનું આ કૃત્ય ઘણું સૂચક હતું. એ તો હિંદુ-મુસ્લિમ ઐક્યની ભૂમિકા હતી. બહુમતી ધરાવતી હિંદુ પ્રજાની વફાદારી, સહકાર અને સહાનુભૂતિ સિવાય મોટા સામ્રાજ્યને ટકાવી રાખવું અશક્ય છે એ વાત પોતાના પુરોગામી શેરશાહની માફક અકબર નાની વયે સમજી ગયો હતો. વિજેતાઓના કૂળમાં જન્મી તેમની પ્રણાલિકા મુજબ જીવન ગાળી અકબરને એક વાતની ખાતરી થઈ કે જિતાયેલી પ્રજાની આંતરિક ઇચ્છા સિવાય કે લોકોની સહાનુભૂતિ અને સહકાર સિવાય કોઈ પણ વિજેતા સફળ રાજ્યકર્તા નીવડી શકતો નથી. રાજ્યકર્તાઓ પોતાના જાતિ અભિમાનથી જિતાયેલી પ્રજાને હતાશ કરીને કે તેને કચડીને રાજ્ય કરે, તો તે રાજ્યનો અમલ લાંબો વખત નભી શકે નહિ. પ્રજાનો સંતોષ એ જ રાજાનું બળ ગણાવું જોઈએ. જે રાજા પોતાની પ્રજાનાં દિલ જીતી લઈ તેમને પોતાના સ્વજન તરીકે પાળે છે તે રાજા રાષ્ટ્રનો સાચો આગેવાન ગણાય છે. દેશની બધી જાતિઓ અને કોમોને રાષ્ટ્રના બંધારણમાં એકત્ર કરવી એ જ રાજાની ફરજ છે. તેમને સરખો નિષ્પક્ષપાત ન્યાય આપવો. ધર્મસહિષ્ણુતા દાખવવી અને સમાન હક્કો આપવા એ પણ રાજાની ફરજ છે. અકબર આ બધું સારી રીતે સમજતો હતો. આદર્શ રાજાના આવા ઉચ્ચ આદર્શો પ્રમાણે ચાલવા અકબરે ખરા દિલથી પ્રયત્નો કર્યા અને તેમાં તેને સફળતા મળી.

એથી ઊલટું, રાજ્યનીતિ અને વહીવટમાં અકબરે સ્વીકારેલા અને અનુસરેલા ઉચ્ચ સિદ્ધાંતો તેના અનુગામી ઔરંગઝેબે ફગાવી દીધા અને હિંદુઓ પર 'જજિયા' વેરો શરૂ કર્યો ત્યારે મોગલ અમલ નિષ્ફળ નીવડ્યો. અકબરે હિંદુઓ તરફ ન્યાય અને સમાનતાની નીતિ રાખી, છતાં હિંદુઓના કેટલાક રૂઢ બનેલા રીત રિવાજો જેવા કે બાળલગ્ન, અગ્નિપરીક્ષા અને પશુ બલિદાન—બંધ કરાવ્યા. કારણ કે તે રિવાજો અકબરની સાંસારિક

દૃષ્ટિને અમાનુષી લાગ્યા. તેણે વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપી. વળી સતી થવાનો રિવાજ બંધ કરાવવા અકબરે પોતાથી બનતું બધું કર્યું. દરેક નવો વિવાહ અથવા લગ્નનો સંબંધ બંધાતા પહેલાં વર અને વધુની પરસ્પર સંમતિ હોય તે સાથે માતાપિતાની અનુમતિ મેળવવી એ ઘણું લાભકારક છે એમ તે માનતો, અને લોકોને તેનું અનુકરણ કરવાનો તે આગ્રહ કરતો.

ઈ. સ. ૧૫૬૨ માં અકબરે જયપુરના બિહારીમલની પુત્રી સાથે લગ્ન કર્યાં. આ ખુશાલીને પ્રસંગે અકબરે પોતાના સસરાને "મનસબદારે પાંચ હજાર" નો ઊંચો દરજ્જો આપ્યો અને પોતાના અમીરોની હરોળમાં સ્થાન આપ્યું. અકબરે પોતાની હિંદુ રાણીને જે ધર્મ પાળવો હોય તે પાળવાની છૂટ આપી. આ રાણીએ રાજાનો વિશ્વાસ મેળવ્યો હતો અને અકબરના ધાર્મિક વિચારો અને ધર્મસહિષ્ણુતાની નીતિ પર ભારે અસર કરી હતી. આ લગ્ન પછી તરત જ અકબરે જજિયા વેરો રદ કર્યો. આગળ જતાં અકબરે બીજી હિંદુ, ઈરાની, મોગલ અને આરમીનિયન સ્ત્રીઓ સાથે પણ લગ્ન કર્યાં. એનો જનાનો જાણે કે બધા ધર્મોનું પ્રતિનિધિત્વ ધરાવતો સભામંડપ ન હોય! જુદી જુદી કોમની તેમજ જુદા જુદા ધર્મ પાળનારી રાણીઓએ શહેનશાહને સર્વધર્મભાવી બનાવવામાં નાનોસૂનો નહિ પણ ભારે ફાળો આપ્યો હતો.

## હિંદુસ્તાનની જીત

અકબરનું સૌથી પહેલું ધ્યેય આખા ભારત દેશને એક જ રાજછત્ર નીચે મૂકવાનું હતું દેશના ઐક્ય ખાતર અને દેશના રાષ્ટ્રિયકરણ માટે દેશનાં જુદાં જુદાં કુદરતી અંગો અથવા પ્રાંતો જીતી લઈ તેમને એકહથ્થુ છત્ર નીચે મૂકવાનું કાર્ય અનિવાર્ય થઈ પડ્યું હતું. આ કાર્યમાં જિતાયેલી પ્રજા તથા રાજ્યકર્તાઓ પ્રત્યેના અકબરના ઉદાર વલણે એને ઘણી સફળતા આપી. આ સાલસભર્યા વર્તાવથી જિતાયેલી પ્રજા પોતાના પરરાજ્યની નામોશી ભૂલી જતી અને અકબર જેવા વિજેતાને શરણે જવામાં કોઈ જાતની માનહાનિ કે માનભંગ નથી એમ માનતી

આરંભના કેટલાંક વરસ તો અકબરને અધિકારી વર્ગ તથા સગાંઓનાં બંડોને લીધે આ કાર્ય પાર પાડવામાં મુસ્કેલીઓ નડી. એના ઉઝબેગી અમલદારોને અકબરની રીત પસંદ પડી નહિ. પરંતુ ઈ. સ ૧૫૬૭ સુધીમાં આ બંડો શમી ગયાં. આરંભની આવી મુસ્કેલીઓ વટાવી અકબર આશ્ચર્ય પમાડે એવી વિજયકૂચનાં મંડાણ માંડી શક્યો. એના લાંબા અમલ દરમ્યાન ભાગ્યે જ એની તલવાર મ્યાન થઈ હશે!

## માળવાની જીત

### ઈ. સ. ૧૫૬૦–૬૧

માળવામાં મોજીલો પણ સંસ્કારી અફઘાન રાજા બાજબહાદુર રાજ્ય કરતો હતો. અકબરે પોતાના દુધભાઈ આધમખાનને માળવા જીતવા મોકલ્યો ખાસ સામનો કર્યા વગર માળવા પણ આધમખાન હારેલા શત્રુ સાથે ઘણી જ અધમ રીતે વર્ત્યો એટલું જ નહિ, પરંતુ તેણે બાજબહાદુરની માનીતી રૂપવતી પર જુલમ ગુજારી અકબરના સારા નામને બટ્ટો લગાડ્યો રૂપવતીએ આધમખાનના હાથમા જવાં કરતાં મૃત્યુને વધારે પસદ કર્યું. બાજબહાદુરના જનાનાની બીજી સ્ત્રીઓને આધમખાનની માતા માહમ અનગાએ મારી નાખી, કારણ કે તેઓ અકબરને બને માદીકરાના જુલમની વાતો ન કરે પરંતુ આ બનાવથી યુવાન પાદશાહને ઘણું દુ:ખ તેમજ શરમ લાગી

### ગોંદવાનાની જીત : ઈ. સ. ૧૫૬૪

માળવા જીત્યા પછી અકબરે ઈ સ ૧૫૬૪ માં મધ્ય હિંદમાં આવેલા ગોંદવાનાના રાજ્ય પર આક્રમણ કર્યું ગોંદવાનામાં આ સમયે દુર્ગાવતી નામની શક્તિશાળી અને શાણી રાણી રાજ્ય કરતી હતી તેના ઉત્તમ રાજ્ય વહીવટથી તે પ્રજાને ઘણી પ્રિય થઈ પડી હતી રાણીએ આક્રમણ સામે બહાદુરીથી સામનો કર્યો, અને લડાઈમા ઘવાયા પછી તેણે શત્રુના હાથમાં જવા કરતા ખજર ભોંકી મૃત્યુ વહોરી લીધુ ગોંદવાનાના રાજ્યને મોગલ સામ્રાજ્યમા ખાલસા કરવામાં આવ્યુ.

## રજપૂતાનાની જીત

### ચિતોડનો ઘેરો અને રણથંભોરની જીત

ઈ. સ. ૧૫૬૭ માં અકબરે જાતે લશ્કરની સરદારી લઈ ચિતોડના અજય ગઢને ઘેરો ઘાલ્યો. મેવાડનું રાજ્ય રજપૂતાનામાં અગ્રણી હતું, અને તેનો રાજા મહારાણો ઉદયસિંહ રજપૂત રાજ્યોના સંઘનો મોવડી હતો. અકબરે ચિતોડને ઘેરો ઘાલવામાં ઘણી અગમચેતી વાપરી હતી. તેણે જોયું કે મેવાડના બળવાન રાજ્યને મહાત કરવાથી પોતાની પ્રજા પર ઊંડી છાપ પડશે, પોતાની પ્રતિષ્ઠામાં પણ વધારો થશે, અને ત્યાર પછી રજપૂતાનાનાં બાકીનાં રાજ્યો જીતવાનું સહેલું થઈ પડશે.

ચિતોડના અજય કિલ્લાનો ઘેરાવો ઘણો મોટો હતો અને તેનો મોખરાનો ભાગ વધુ લાંબો હતો. આ કિલ્લો ૪૦૦ ફૂટ ઊંચા એક પહાડ પર બાંધવામાં આવ્યો હતો. ભારતનાં ઐતિહાસિક યુદ્ધોમાં ચિતોડના ઘેરાને મહાન અને પ્રસિદ્ધ લશ્કરી આક્રમણ ગણવામાં આવે છે. ઈ. સ. ૧૫૬૭ ના ઑક્ટોબરની ૨૦મી તારીખથી ઈ સ ૧૫૬૮ના ફેબ્રુઆરીની ૨૩મી તારીખ સુધી એટલે ૧૨૭ દિવસ આ ઘેરો ચાલ્યો. અકબરના સદ્ભાગ્યે કિલ્લાની સંરક્ષણ હરોળનો પ્રાણ સમાન જયમલ રાઠોડ મરાયો ન હોત, તો આ ઘેરો બીજા ઘણા મહિના સુધી લંબાયો હોત, અને આખરી પરિણામ કંઈક જુદું જ આવ્યું હોત! અકબરની સીધી ચોટવાળી બંદૂકની ગોળી અચાનક જયમલને લાગતાં તે મૃત્યુના મોંમાં સપડાઈ ગયો હતો, અને તે પણ યુદ્ધવિરામના વખતમાં બન્યું હતું. પોતાના વીર સરદારને પડેલો જોઈ કિલ્લામાંનું લશ્કર હતાશ બન્યું, અને સૈનિકોએ વિજયની બધી આશા છોડી દીધી. રજપૂત વીરાંગનાઓએ જોહર કર્યાં અને વીર રજપૂતો મરણિયા થઈ રણમેદાનમાં તૂટી પડ્યા અને મરણને શરણ થયા. અકબરે ઉન્મત્ત વિજેતા તરીકે ચિતોડમાં પગ મૂકયો, પણ એનો આ વિજય ઉજ્જડ અને સ્મશાનવત્ શૂન્ય બનેલા ચિતોડ ઉપરનો લોહીખરડ્યો વિજય હતો! મહારાણો ઉદયસિંહ નાસી છૂટ્યો

† એ જમાનામાં "ગઢ તો ચિતોડ ગઢ ઓર સબ ગઢીયાં" એવી કહેવત પ્રચલિત હતી.

હતો. પાછળથી તેણે ઉદેપુરમાં નવું રાજ્ય સ્થાપ્યું હતું. એક વખતનું રજપૂત નર-નારીઓથી અને પ્રજાજીવનથી ગુંજતું ચિતોડ લાંબા સમય માટે વાઘ, વરુ અને બીજાં જંગલી પશુઓનું રહેઠાણ બન્યું

બીજે વર્ષે એટલે ઈ. સ ૧૫૬૯ માં રણથંભોર પણ પડ્યું. અકબર રણથંભોરના રાજા તરફ માયાળુ રીતે વર્ત્યો. મેવાડના રાજાઓ અકબરને કદી નમ્યા નહિ. આ અડગ ટેકવાળા રજપૂતો જોડે અકબરને ફરી ફરી લડવું પડ્યું. મહારાણો પ્રતાપસિંહ તેના પિતા કરતાં જુદી જ ખોપરીનો રાજવી હતો. તે નિશ્ચલ અને અડગ રજપૂત વીર હતો ઈ. સ ૧૫૭૬માં મોગલોને હાથે પ્રતાપે હાર ખાધી.૧ અને એને ડુંગરોમાં અને જંગલોમાં આશ્રય લઈ ભટકવું પડ્યું; છતાં તે છેવટ સુધી અણનમ રહ્યો. ઈ. સ ૧૫૯૭ માં તે મરણ પામ્યો ત્યાં સુધીમાં ચિતોડ સિવાય એક પછી એક પોતાનો પ્રદેશ પ્રતાપે પાછો જીતી લીધો.



ચિતોડનો વિજયસ્તંભ

રણથંભોરના પતન પછી થોડા વખતમાં બુંદેલખંડમાં આવેલું કલંજરનું

રાજ્ય પણ અકબરને તાબે થયું. રજપૂતાનાની જીતોની પરંપરાથી બીજા રજપૂત રાજાઓ અકબરનો પરચો પામી ગયા, અને તે કેવા પ્રકારનો વિજેતા છે એ પણ સમજી શક્યા. શત્રુઓ તરફના ઉદાર વર્તાવથી અને તેમનાં રાજ્યો પાછાં સોંપી દેવાની નીતિથી તેમને ખાતરી થઈ કે અકબરે રાષ્ટ્રિય એકતા સાધવા ખાતર તેમના પર આક્રમણ કર્યું હતું. મેવાડ સિવાયના રજપૂત રાજાઓ અકબરના પ્રભાવથી એટલા તો અંજાઈ ગયા કે તેમણે પાદશાહ સાથે પોતાની કન્યાઓનાં લગ્ન કર્યાં, અને તેની સાથે વધુ ગાઢ સંબંધ બાંધ્યો. રાજા ભગવાનદાસ, રાજા માનસિંહ અને રાજા ટોડરમલ જેવા હિંદુ સરદારોએ મોગલાઈ તવારીખમાં નોંધપાત્ર નામના મેળવી છે! રજપૂતાના મોગલ સામ્રાજ્યનું અગત્યનું અંગ બન્યું અને તે મોગલ સામ્રાજ્યનો ઉપયોગી પ્રાંત ગણાયો. આ રીતે અકબરને રજપૂતોનો ઘણો સુંદર સાથ અને સહકાર મળ્યો.

### ગુજરાતની જીત : ઈ. સ. ૧૫૭૨-૭૩

ગુજરાત પ્રાંત કેટલાક લાંબા સમયથી અંધાધૂંધી, ગેરવહીવટ અને અસંતોષનું ધામ થઈ પડ્યો હતો. અકબરને કાને આ પ્રાંતના ગેરવહીવટની વાત આવી એટલે તેણે આ સ્થિતિ હંમેશને માટે દૂર કરવાનું બીડું ઝડપ્યું.

અકબરની ગુજરાતની કૂચ પણ ઘણી અગત્યની લશ્કરી ઘટના ગણી શકાય. આ આક્રમણમાં રાજા માનસિંહ અને રાજા ભગવાનદાસે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો. ગુજરાતનું માતબર શહેર અને સૌથી અગત્યનું બંદર સુરત લગભગ સાત જેટલાં અઠવાડિયાંના ચાલુ ઘેરા બાદ શરણે આવ્યું. ગુજરાતનું પાટનગર અમદાવાદ પણ જિતાયું અને સુલતાન મુજફ્ફરશાહ ત્રીજો અકબરનો કેદી બન્યો. એ પછી ખંભાત પણ ટૂંક વખતમાં જિતાયું. અહીં અકબરે પહેલવહેલાં દરિયાનાં દર્શન કર્યાં અને તે ફિરંગીઓના સહવાસમાં આવ્યો. ગુજરાતની સવારી દરમ્યાન એક નોંધવા લાયક બનાવ બન્યો. એક દિવસ અકબર પોતાના માણસો સાથે જતો હતો. સાથે વીર ભગવાનદાસ અને એનો બહાદુર ભત્રીજો રાજા માનસિંહ હતા. જે રસ્તે થઈને જવાનું હતું તે રસ્તો એટલો સાંકડો હતો કે એકી સાથે ત્રણ જ માણસો ત્યાંથી પસાર થઈ શકે. ત્યાંથી જ પસાર થતાં તેમને શત્રુના ઘોડેસવારોનો ભેટો થયો. પરંતુ ઘણી કુનેહ અને ધૈર્ય દાખવી આ રજપૂત વીરોએ અકબરને

નિર્ભય રીતે સાંથી પસાર કરી દીધો ઉમદા ખવાસના રજપૂત વીરોએ આ ઘડીએ અકબરનો જીવ બચાવ્યો તેમનો આ ઉપકાર અકબર જિંદગી સુધી ભૂલ્યો નહિ

બીજે વરસે એટલે ઈ સ ૧૫૭૩ મા ગુજરાતમાં ફરી બળવો જાગ્યો અકબર હજી તો ફતેહપુર સિક્રી પાછો ફર્યો હતો એટલામા જ તેને ગુજરાતના બળવાના સમાચાર મળ્યા આ વખતે અકબરનુ વય ૩૧ વર્ષનું હતું તેનુ શારીરિક બળ અને માનસિક બળ ઘણુ ખીલ્યાં હતા. બળવાના સમાચાર સાંભળી અકબર વટે ભને વેગે ગુજરાત તરફ ધસ્યો ચોમાસાની ઋતુ હોવા છતા ૮૦૦ માઇલની મુસાફરી તેણે ફક્ત નવ દિવસમા પૂરી કરી બળવા ખોરોની સખ્યા ૨૦,૦૦૦ ની હતી અકબરે તેમના પર ઓચિંતો છાપો માર્યો અને ઈ સ ૧૫૭૩ ના સપ્ટેંબરની બીજી તારીખે તેમને વશ કર્યા

એ પછી અકબર ફતેહપુર સિક્રી પાછો ફર્યો પોતાના વિજયના સભારણા તરીકે ફતેહપુરમાં 'બુલદ' દરવાજો બધાવ્યો આ દરવાજો મોગલ શિલ્પકળાના ભવ્ય અને આકર્ષક સ્મારક તરીકે મોજૂદ છે

ગુજરાતની જીત અકબરના જીવનમાં ઘણી મહત્ત્વની ઘટના હતી ગુજરાત પણ મોગલ મહારાજ્યનો એક અગત્યનો પ્રાત બન્યો રાજા ટોડરમલે પોતાની વિખ્યાત જમાબધીની* પ્રથા આ પ્રાતમા દાખલ કરી

## બંગાળની જીત : ઈ. સ. ૧૫૭૪ થી ૧૫૭૬

બગાળમાં આ સમયે દાઉદ નામનો સુલતાન અફઘાન રાજા રાજ્ય કરતો હતો તેણે ખુલ્લી રીતે અકબરની અવગણના કરવા માંડી એટલે તેને શિક્ષા કરવા એક લશ્કર લઈ અકબર બગાળ ગયો ચોમાસું બેસી ગયુ હતું એટલે લશ્કરી અફસરોએ અકબરને થોભી જવાની સલાહ આપી, છતાં નદી મારફતે તેણે પોતાના સૈન્યને બગાળ પર ઉતાર્યું અને પછી તે ફત્તેહપુર-સિક્રી પાછો ફર્યો ઈ સ ૧૫૭૫ મા દાઉદખાન હારી ગયો દાઉદને ઘણી ઉદાર શરતો આપવામા આવી અને તે તેણે ખુશીથી સ્વીકારીને સધિ કરી. પરતુ

---

*જમાબધી એટલે Land revenue settlement જમીનની માપણી કરીને તથા જાત વગેરેની તપાસ કરીને તેનું સરકાર-ભરત આકારવુ તે

બીજે વર્ષે દાઉદે સંધિનો ભંગ કર્યો એટલે અકબરને ઈ. સ ૧૫૭૬ માં બંગાળ પર શાહી લશ્કર મોકલવાની ફરજ પડી. આ વખતે તો દાઉદખાન હાર્યો એટલું જ નહિ, પણ માર્યો ગયો. બંગાળને મોગલ મહારાજ્યમાં જોડી




દેવામાં આવ્યું. બંગાળમાં ઈ. સ ૧૫૮૦ માં અકબરની સામે મોટા પા પર બ્યત્રરિયન કાવતરું ઘડવામાં આવ્યું આ કાવતરાનો હેતુ અકબર ગાદી પરથી ઉઠાડી મૂકી તેના ઓરમાન ભાઈ મહમદ હકીમને દિલ્હીની ગા

પર બેસાડવાનો હતો. બંડખોરોની બાજી નિષ્ફળ નીવડી, કારણકે કાબુલ અને બંગાળ વચ્ચે મોટું અંતર હતું, અને બંને વચ્ચે જોઈએ તેવો સુમેળ જામી શકયો નહિ.

## બીજી જીતો

ઈ. સ. ૧૫૯૨ માં રાજા માનસિંહે ઓરિસાનો પ્રદેશ જીતીને મોગલ મહારાજ્યમાં જોડી દીધો. ઈ. સ ૧૫૮૫ માં મીરજા હકીમ મરણ પામ્યો. એટલે કાબુલનું રાજ્ય અકબરના તાબામાં આવ્યું. ઈ. સ. ૧૫૮૬ માં કાશ્મીરનું રાજ્ય જીતી લેવામાં આવ્યું. આમ વાયવ્ય સરહદના બધા પ્રદેશોની પકડ દિલ્હીના રાજ્યને સાંપડી. ઈ સ. ૧૫૯૨ માં સિંધ અને ઈ. સ. ૧૫૯૫ માં બલૂચિસ્તાન ખાલસા કરવામાં આવ્યા.

## દખ્ખણની જીત

ઉત્તર હિંદુસ્તાનની જીત પૂરી કર્યા પછી અકબરે પોતાના સામ્રાજ્યનો વિસ્તાર દક્ષિણમાં વધારવાની તૈયારી કરી. તેનો આદર્શ સમસ્ત ભારતવર્ષના છત્રપતિ થવાનો હતો. ભારતદેશના સૈકાં જૂના ધ્યેયને અકબર જાણે સિધ્ધ કરવા માગતો ન હોય !

અકબરે પહેલાં તો દખ્ખણમાં આવેલા ખાનદેશ, અહમદનગર, ગોલકોંડા અને બિજાપુરના રાજાઓને પોતાનું ચક્રવર્તીપણું સ્વીકારવાની આજ્ઞા કરી. ખાનદેશ તો મોગલ લશ્કરના આક્રમણના માર્ગમાં જ આવતું હતું, અને તે મોગલ આક્રમણનો પહેલો ભોગ બને એમ હતું, એટલે ખાનદેશના રાજ્યકર્તાએ શહેનશાહની માગણી વિના વિલંબે સ્વીકારી લીધી. બીજા રાજ્યો દક્ષિણ તરફ દૂર હતાં. ત્યાંના રાજ્યકર્તાઓએ અકબરને ઉડાઉ જવાબ મોકલી આપ્યા.

અકબરે ઈ. સ. ૧૫૯૩ માં દક્ષિણનાં અણનમ રાજ્યો પર આક્રમણ કરવાનું શરૂ કર્યું અહમદનગર પર અકબરનું પ્રથમ લક્ષ્ય હતું. અહમદનગરના બચાવ માટે સુલતાના ચાંદબીબીએ ઘણો મજબૂત પ્રબંધ કર્યો હતો પરંતુ આખરે ઈ. સ. ૧૫૯૬ માં ચાંદબીબીને સુલેહ કરવાની ફરજ પડી, અને અકબરને વરાડનો રસાળ પ્રદેશ સુપરત કરવો પડ્યો. આ સુલેહ બહુ અલ્પ-

ઊતરે તે ભારતને લાભકારી છે, કે કાશ્મીરથી કન્યાકુમારી સુધી સમગ્ર દેશનુ એકીકરણ કરી, તેને ઉદાર અને પ્રજાવત્સલ રાજ્યકર્તાના છત્ર નીચે મૂકી, તેની ઉન્નતિ સાધી, તેનાં સંતાનો કાયમની શાંતિ અને સમૃદ્ધિ ભોગવે તે હિતકારક છે? આવા અનેક પ્રશ્નો અત્યાર પહેલાંના ભારતના શ્રેષ્ઠ રાજદ્વારી પુરુષોને મુંઝવતા હતા. પરંતુ ભારતનું આવું એકીકરણ કે રાષ્ટ્રીયકરણ અત્યારસુધી એક નિષ્ફળ આદર્શ જ રહ્યું હતું. દરેક મહાન રાજવી આ આદર્શ સિદ્ધ કરવા પ્રચ્છતો અને પ્રયત્ન કરતો. કવિઓ પણ આવા ઉચ્ચ આદર્શ સેવનાર રાજવીની જ યશગાથા ગાતા.

આ ઉચ્ચ આદર્શને માટે મરી ફીટનાર અને સાચો પ્રયત્ન કરનાર રાજવી પર દેશના સત-મહંતોના આશીર્વાદ વરસે છે, અને કવિઓ પણ મુક્ત કંઠે તેમની યશગાથાઓ ગાય છે, પણ તે શા માટે? નહિ કે તેઓ યુદ્ધને વાંછે છે તે માટે. પરંતુ ભારત જેવા એક અને અખંડ દેશના વિભક્ત પ્રાંતોને અવિભક્ત રાષ્ટ્ર બનાવવા માટે યુદ્ધ એ અનિવાર્ય અને જરૂરી સાધન હોય તો તે માટે. આ દૃષ્ટિબિંદુથી જોતાં ભારતનું એકીકરણ કરવામાં લશ્કરી બળ વાપરવામાં અકબર સાચો હતો. એ જમાનામાં યુદ્ધ સિવાયનાં બીજાં સાધનો નિષ્ફળ નીવડનાં હતાં. આપણે અકબરને ભારતના આર્યકાળના મહાન ચક્રવર્તીઓના જેવો સાચો ચક્રવર્તી ગણી શકીએ. હિંદુઓએ અકબરને આર્યરાજનો ઉચ્ચ આદર્શ સિદ્ધ કરતો અનુભવ્યો. આ હિસાબે પુરાણ કાળના શ્રી રામચંદ્રથી માંડી ઐતિહાસિક કાળના સમ્રાટ અશોક અને શ્રી હર્ષ સુધીના મહાન રાજવીઓની સીધી હરોળમાં અકબરને સ્થાન આપી શકાય એમ છે.

## અકબરનો ધર્મ અને ધર્મનીતિ

પોતાનો ધર્મ તલવારની અણીએ ફેલાવવાની નીતિ અને રીતિમાં માનનાર ઇસ્લામી વિજેતાના વંશમાં અકબર જન્મો હતો. પરંતુ આ મહાપુરુષમાં સત્ય શોધવાની અને પિછાણવાની ટેવ હતી. પોતે ઇસ્લામના સંપ્રદાયમાં જન્મ્યો માટે ઇસ્લામ આખી માનવજાતિ માટે કે સારાયે ભારતવર્ષની પ્રજાને માટે ઉત્તમ ધર્મ છે એ વાત અકબરને ગળે કદી ઊતરી હોય એમ બન્યું નથી.

અસખ્ય જાતો અને જુદા જુદા ધર્મો અને સપ્રદાયોવાળા ભારતદેશમા રાજ્યકર્તાએ ધર્મસિદ્ધાતો તેમજ મતમતાતરોથી પર રહેવુ જોઈએ અને રાજ્યની પ્રજાના બધા પક્ષો વચ્ચે ન્યાય અને સમભાવની દૃષ્ટિ જાળવવી જોઈએ। પોતાની અગત માન્યતાઓ અથવા પોતાની કોમના કે પોતાના ધર્મના સિદ્ધાતો પ્રજા પર મરજી વિરુદ્ધ ઠોકી બેસાડવાની નીતિથી વેગળા રહેવુ એ સારા રાજા માટે હિતકારક છે કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહો સિવાય સહિષ્ણુતાની ઉદાર નીતિનું અનુસરણ સારા રાજ્યકર્તા માટે જરૂર લાભદાયી છે

અકબરમાં ઉપર જણાવેલી બધી ભાવનાઓ લાબા સમયથી ઘડાતી હતી એથી તે ધીમે ધીમે ધર્મસહિષ્ણુ બનતો ગયો અને સમભાવને માર્ગે ચાલવા લાગ્યો શહેનશાહ અકબરની હિંદુ પત્નીઓએ પણ એની સર્વધર્મસમભાવની નીતિ પર ઘણી સારી અસર ઊભી કરી હશે આમ અકબરની રાજ્યનીતિના ઘડતરમાં અંગત અને કૌટુબિક માનવસબધોએ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો

આ ઉપરાંત અકબરમાં એના કુળના સસ્કાર ઊતરી આવ્યા હતા એના માતા તથા પિતા બને સરમરી અને ઉમદા ખમીરવાળા હતા વળી બચપણથી જ અકબર ઉપર જ્ઞાની અને સસ્કારી વ્યક્તિઓની અસર પડી હતી એનો વૃદ્ધ શિક્ષક કર્ક સૂફી* વિચારો ધરાવતો હતો એટલે તેણે પોતાના જિજ્ઞાસુ વિદ્યાર્થીમા ઈશ્વરી જ્ઞાન માટે જિજ્ઞાસાવૃત્તિ કેળવી હતી અકબરના જીવનની ધ્યાન ન ખેંચે એવી મુખ્ય વસ્તુ તો એની જિજ્ઞાસાવૃત્તિ હતી નવુ નવુ જાણવાની એની ભૂખ અસાધારણ હતી સત્યની અને ઈશ્વરની શોધમાં આધ્યાત્મિક જ્ઞાન મેળવવા તે જીવનભર મથ્યો હતો જ્યાં જ્યાં સત્ય મળી શકે એમ હોય ત્યા તે મેળવવા એ તત્પર હતો તેણે દરેક ધર્મમા જે જે સારા મુદ્દાઓ જોયા તે તે સ્વીકાર્યા

એ જમાનાના લોકોની ધર્માંધતા, પૂર્વગ્રહો અને અસહિષ્ણુતા જોઈ અકબરની ન્યાયવૃત્તિને આઘાત પહોંચ્યો તેણે ખાસ બધાવેલા 'ઉપાસના

* સૂફી મત ઇસ્લામનો જ એક સપ્રદાય છે

મંદિર ' અથવા ' ઇબાદતખાના 'માં સર્વ ધર્મના આગેવાનોને એકઠા કરવાનો પ્રયત્ન કર્યો આ સભાગૃહ ફતેહપુરસિક્રીમાં બાંધ્યું હતું. આ સભાગૃહમાં ધાર્મિક પરિષદો પણ ભરાતી તેમાં દરેક ધર્મનો આગેવાન દાખલા-દલીલો આપી પોતાના ધર્મની મહત્તા અને શ્રેષ્ઠતા પુરવાર કરવાનો દાવો કરતો. પરંતુ આ બધું સાંભળીને તો અકબરની શંકાઓ વધતી ગઈ. ઇશ્વરના ભિન્ન ભિન્ન અનુયાયીઓમાં એકતા હોવાને બદલે તેને કુસંપ અને તકરારનાં મૂળ દેખાયાં. દરેક ધર્મમાં સત્ય છે એમ તેણે સ્વીકાર્યું, છતાં કોઈ પણ ધર્મ અનંત અને અનાદિ ઇશ્વરની પ્રાપ્તિનો સાચો માર્ગ બતાવતો ન હતો એમ તેને લાગ્યું. અબુલફઝલના શબ્દોમાં કહીએ તો.

પ્રભો ! પ્રત્યેક મદિરે ભાળું હું ભક્ત તાહરા,
અને સૂણું પ્રતિવેણે તારા ઐશ્વર્યની કથા.

અનેકેશ્વરવાદે કે એકેશ્વર ઇસ્લામનો
વિશ્વમાં જડ ચૈતન્યે ખોજે છે તુજને પ્રભુ !

'વિશ્વમાં તું લીલા વાટે અજોડ વિહારી રહ્યો'
પ્રત્યેક ધર્મને હૈયે ધ્વનિ એવો ગુંજી રહ્યો.

મસ્જિદે પ્રાર્થના શુચિ ઉચ્ચારે હોઠ ભક્તના
રે ! તારા પ્રેમને માટે દેવળે નાદ ઘંટના.

મસ્જિદો કે મઠો માંહી જઈને ભાળું સર્વ ત્યાં
પ્રત્યેક બિંદુમાં પામું તને હું દર્શને વિભુ !

કૃપા તારી પ્રભુ ! પામ્યો ભક્ત તે જાણતો નથી
જુનવાણી મતો ને કે પાખંડ ભક્તિના રિપુ.

બંને એ ભક્તિના રિપુ ભક્તો જો સેવતા ઉરે
દર્શન સત્યનું ભવ્ય કદી યે પામતા નથી.

પાખંડી ભાગ્ય પાખંડ જડતા સ્થિતિ ચુસ્તને
પુષ્પની ગંધનો સ્વામી એકલો પુષ્પ ભક્ત જે.



દીને–ઈલાહી

ઇબાદતખાનામાં ચાલેલી અમર્યાદ ચર્ચા પછી અકબરને લાગ્યું કે
ર્મની બાબતમાં આખરી સત્તા ઉલેમાઓ* પાસે નહિ પણ પોતાના હાથમાં
વી જોઈએ. શહેનશાહ 'મુજતાહિદ' એટલે ઇસ્લામને લગતા કાયદા

* ઇસ્લામી પંડિત કે શાસ્ત્રી

કાનૂનોનો નિર્ણય કરનાર અધિકારી છે એમ જાહેર કરતા એક દસ્તાવેજ પર ઉલેમાઓને સહી કરવા અકબરે ફરજ પાડી. આ નવા કાયદાને આધારે અકબર ઇસ્લામનો આધ્યાત્મિક અને લૌકિક વડો જાહેર થયો. આ દસ્તાવેજ અકબરના રાજ્યનો 'મેગ્નાકાર્ટા'-'મહાનદક્ષ પત્ર' કહેવાય છે, કારણ કે આ દસ્તાવેજની રૂએ મળેલી સત્તા પ્રમાણે અકબર પોતાની રાજ્યનીતિ સહિષ્ણુતા અને સર્વધર્મસમભાવના સિધ્ધાંત પર ઘડી શકયો. હિંદુ, મુસલમાન પારસી, ખ્રિસ્તી, શીખ અથવા કોઈપણ બીજા ધર્મના અનુયાયીઓને હવે તે વિના સંકોચે, પોતાની રાજસભામાં દાખલ કરી શકયો અને રાજ્યમાં સ્થાન આપી શકયો. એ પછી ઈ. સ. ૧૫૮૨ માં અકબરે વિશ્વવ્યાપી ધર્મની જાહેરાત કરી. આ નવા ધર્મનું નામ તેણે 'દીને-ઈલાહી' રાખ્યું. બધા ધર્મોની તારવણી કરી એણે આ નવા ધર્મના સિધ્ધાંતો નક્કી કર્યા હતા. આ ધર્મમાં સિધ્ધાંતો કરતાં વિધિ અને નિયમનનું પ્રમાણ મોટું હતું. કેટલાક રાજકીય અને સામાજિક સુધારાઓની પ્રેરણા શહેનશાહને આ નવા ધર્મમાંથી મળી હતી.

દીને-ઈલાહીનો ધર્મ જનસમૂહના મોટા ભાગને અસર કરી શકયો, પરંતુ હિંદુ તેમજ મુસલમાન પ્રજાના ઉચ્ચ દરજ્જાના લોકોને આ ધર્મ ભારી અસર કરી શકયો નહિ. "ઈશ્વરની મહેરબાની દરેક પર સરખી ઊતરે છે" એ આ ધર્મની માન્યતા હતી. વ્યક્તિગત ધાર્મિક માન્યતા રાજકીય હકો અને સમાનતાને બાધકર્તા નથી; એ સત્ય પણ આ ધર્મમાં માલૂમ પડતું હતું. આ નવા ધર્મમાં ખુદ અનુયાયીઓની સંખ્યા ભલે ઓછી હશે, પરંતુ એની અસર એના પયગંબરના મરણ પછી ઘણો લાંબો સમય પહોંચી.

## અકબરનો રાજ્યવહીવટ

અકબર ફક્ત હિંદુસ્તાનના મુસલમાન રાજા તરીકે રાજ્ય કરવા માગતો નહોતો. એને તો ભારતની સમસ્ત પ્રજાના મહાન રાજા તરીકે રાજ્ય કરવાની ઉમેદ હતી. રાજ્યની નોકરીમાં તેણે પ્રજાના બધા વર્ગોને તેમની યોગ્યતા પ્રમાણે સ્થાન આપ્યું. પરિણામે હિંદના રાષ્ટ્રમાં અત્યાર સુધી પરદેશી તત્ત્વ હતું તે નીકળી ગયું અને હવે તે હિંદીઓનું સાચું રાષ્ટ્ર બન્યું.

સોળમા સૈકામાં લોકમત જોઈએ તેટલો કેળવાયેલો ન હતો. લોકો હજી ઘણા પછાત હતા. આવા સંજોગોમાં અકબરે દાખલ કરેલા સુધારા અને નવીનનીતિ રાજાની આપખુદ સત્તા મારફતે જ દાખલ કરી શકાય. અકબરે આપખુદ અમલ સ્વીકાર્યો હોત તો તેમાં બહુ નવાઈ જેવું ન લેખાત. જો કે અકબર કંઈક અંશે આપખુદ હતો, છતાં એ પણ નિર્વિવાદ છે કે તે પરોપકારી અને ઉજ્જ્વલ સત્તાધીશ હતો. વ્યવસ્થા માટે અકબરની બુધ્ધિ અજોડ હતી. આપખુદ અમલ છતાં અકબરનો રાજ્યવહીવટ ઘણો ઉત્તમ હતો. આ વહીવટ અમલદારશાહી હતો અને બ્રિટિશ તંત્રમાં પણ તેનું જ અનુકરણ અને અનુસરણ થતું ચાલ્યું આવે છે.

**મધ્યસ્થ સરકાર :** રાજા રાષ્ટ્રનો વડો હતો. રાજ્યવહીવટની દરેક સત્તા અને તેના અંગના અંતિમ નિર્ણયનો અધિકાર રાજાનો હતો. રાજ્યના દરેક ખાતાને અકબર અંગત દોરવણી આપતો અને તેના પર અંકુશ રાખતો. રાજ્યના પ્રધાનો તેને આ વહીવટમાં મદદ કરતા.

**અકબરના મુખ્ય મંત્રીઓ :** વકીલ અથવા વડો પ્રધાન, વજીર અથવા નાણાંખાતાનો પ્રધાન, બક્ષી અથવા સૈન્યમાં ભરતી કરનાર મુખ્ય અધિકારી, અને અમલદારોનાં દફતર સાચવનાર સદર–ધર્માધિકારી–ધર્મખાતાનો પ્રધાન–આ ખાતું પાછલા ભાગમાં કાઢી નાખવામાં આવ્યું હતું. આ ઉપરાંત શાહી મહેલખાતાના અને શાહી જનાનખાનાના કેટલાક બીજા અધિકારીઓ હતા.

રાજ્યના બધા અધિકારીઓને મનસબદાર તરીકે લશ્કરમાં જોડવામાં આવતા. મનસબદારના ૩૩ પ્રકાર હતા : ૧૬ ઘોડેસવારથી માંડી ૧૦,૦૦૦ ઘોડેસવારીના મનસબદારોનો એકેકથી ચઢિયાતો ક્રમ હતો. આ પદવી વંશપરંપરાની ન હતી. રાજાની મરજી પર જ એનો આધાર રહેતો. અકબર પોતાના મનસબદારોને રોકડ પગાર આપતો. અકબરે જાગીરની પ્રથા દૂર કરી. એણે જાગીરોને રાજ્યની માલિકીમાં અથવા ખાલસા જમીનમાં ફેરવવાનો પ્રયત્ન કર્યો, કારણ કે જાગીર પદ્ધતિ એને પસંદ ન હતી.

## પ્રાંતિક વહીવટ

આખું સામ્રાજ્ય જુદા જુદા પ્રાંતો અથવા સૂબાઓમાં વહેંચી

હતી. આ પધ્ધતિ પ્રમાણે રાજ્ય તરફથી રૈયત અથવા ખેડૂત પાસેથી જ મહેસૂલ ઉઘરાવવામાં આવતું. મહેસૂલની રકમ રોકડાં નાણાંમાં આપવી પડતી. અકબરે જમીનદારીની સંસ્થા સ્વીકારી નહિ. દુષ્કાળ અથવા બીજા મુશ્કેલ સંજોગોમાં મહેસૂલ માફ કરવા માટે કે મોકૂફ રાખવા માટે જોગવાઈ કરવામાં આવી હતી. અકબરે કેટલાક વધારાના બોજારૂપ બીજા કરો કાઢી નાખ્યા.

આ સુધારાઓને પરિણામે મહેસૂલી ખાનમાં ચાલતા ગેટાળા અને લાંચરુશ્વત ઓછાં થઈ ગયાં.

આ સુધારાઓને પરિણામે મહેસૂલી ખાતામાં ચાલતા ગોટાળા, લાંચ-રુશ્વત ઓછાં થયાં અને કિસાનોને ઘણી રાહત મળી. રાજ્યની આવક લગભગ એકધારી રહી અને કિસાનોને વ્યક્તિગત બોજો ઓછો પડ્યો. અકબરના મહેસૂલી સુધારા ઇસ્લામના કાયદાથી જુદા પડતા હતા, કારણ કે એ પધ્ધતિમાં હિંદુ અથવા મુસલમાન કિસાનો વચ્ચે મતભેદ રાખવામાં આવ્યો ન હતો. બધ ને એકસરખી મહેસૂલ ભરવી પડતી.

## સ્થાપત્ય, કળા અને સાહિત્ય

અકબરને બાંધકામનો ઘણો શોખ હતો. ઇમારતોની શોભા કે નોખ ઉપરાંત તે તેની મજબૂતી અને ટકાવ તરફ વધારે ધ્યાન આપતો. એણે બાંધેલી ઇમારતો સંગીન છે. આ ઇમારતો બાંધવામાં તેણે હિંદુ સ્થાપત્યનું અનુકરણ કર્યું હતું, આ ઇમારતોમાં આગ્રાનો કિલ્લો, હુમાયુનની કબર અને રોજો તથા એનું પોતાનું "સ્વપ્નનગર" ફતેહપુર સીક્રી ઘણાં જાણીતા છે.

અકબર કળાનો પણ રસિયો હતો. ચિત્રકળા અને સંગીત એને ઘણાં ગમતાં. એના સમયના ૧૮ જાણીતા કળાકારોને એણે પોતાના દરબારમાં રાખ્યા અને એક ચિત્રગેલરી બનાવી. કળા તરીકે ચિત્રકામ વિશે અકબરે આ પ્રમાણે અભિપ્રાય આપ્યો છે; " ઘણા મનુષ્યો ચિત્રકળાને ધિક્કારે છે, પરંતુ એવા મનુષ્યોને હું ધિક્કારું છું. મને લાગે છે કે ઇશ્વરને ઓળખવાને ચિત્રકાર પાસે કોઈ ખાસ સાધન હોય છે, કારણ કે ચિત્રકારને જીવિત વસ્તુનું રેખાચિત્ર દોરતાં અને તેનાં અંગેઅંગ બરોબર આલેખતાં એમ લાગે છે

કે તે પોતાનાં આમેહૂબ ચિત્રમાં વ્યક્તિતત્ત્વ આપી શકતો નથી; અને એથી ઈશ્વર એ જ જીવનને આપનાર છે એવો તેને વિચાર કરવો પડે છે."

અકબરે ઈરાનથી કળાકારોને નોતર્યા અને હિંદમાં વસાવ્યા. આ કળાકારો હિંદી કાળકારો સાથે કામ કરતા થયા. બંનેના સુમેળથી અકબરે નવી જાતની સુંદર સ્થાપત્યશૈલી ઉપજાવી. આ નવી સ્થાપત્ય શૈલીમાં યુરોપિયન પાદરીઓએ આ દેશમાં આણેલા ઇટાલિયન ચિત્રોની અસર પડી, અને તેને લીધે તેમાં થોડો વધુ ફેરફાર કરવામાં આવ્યો

સંગીતકારોમાં તાનસેને વાજબી રીતે જ અગ્રસ્થાન મેળવ્યું અને અમર કીર્તિ સંપાદન કરી સાહિત્યકારોમાં ઇતિહાસકાર બદૌની તથા અબુલફઝલ ઘણા જાણીતા હતા અબુલફઝલે અકબરના રાજ્યની તવારીખ અને તેના રાજ્યવહીવટનું વિગતવાર વર્ણન આપતાં 'આઈને-અકબરી' અને 'અકબરનામા' નામનાં બે પુસ્તકો લખ્યાં હતાં. આ પુસ્તકોને આધારે આપણને અકબરના જીવન વિષે તેમજ તેના રાજ્યતંત્ર વિશે ઘણી ઉપયોગી માહિતી મળે છે અબુલફઝલનો મોટો ભાઈ ફૈઝી રાજકવિ હતો તેણે શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો ફારસીમાં કાવ્યરૂપે અનુવાદ કર્યો. હિંદી કવિઓમાં તે જમાનામાં સંત તુલસીદાસ, સુરદાસ અને બેરામખાનનો પુત્ર રહીમ જાણીતા હતા.

## અકબરનું પાત્રાલેખન

અકબર એક નિર્ભય યોદ્ધો, કાબેલ સેનાપતિ, શાણો વહીવટદાર અને ઉદાત્ત અને પરોપકારી રાજ્યકર્તા હતો તે કર્મવીર હતો. શરૂઆતમાં તે તદ્દન અભણ હતો અને પોતાના નામની સહી પણ કરી શકતો નહિ, છતાં જુદા જુદા વિષયોનું એનું વાચન અને માહિતી અગાધ હતાં. તે ઇતિહાસ, ધર્મ અને કવિતાનાં પુસ્તકો વંચાવતો, તે ધ્યાનપૂર્વક સાંભળી તેમાં રસ લેતો અને અભ્યાસ કરતો. એની સ્મરણશક્તિ અદ્દભુત હતી. તે બુદ્ધિશાળી અને અતિ જિજ્ઞાસુ હતો.

માનવીની સેવા અને માનવતાના મહત્ત્વનો આદર્શ સેવનાર, તેમજ ધર્મપરાયણતા અને સત્કાર્યો માટે આગ્રહ રાખનાર રાજ્યકર્તાઓ દુનિયામાં

થોડાક જ હોય છે! અકબર મનુષ્યપ્રેમી હતો અને સત્કાર્યો માટે એને વિશાળ ક્ષેત્ર મળ્યું હતું.

અકબર જન્મથી જ લોકનાયક હતો. ઇતિહાસમાં જાણીતા થયેલા મહાનમાં મહાન અને બળવાનમાં બળવાન રાજવીઓમાં તેની ગણના થાય છે. એની કીર્તિ એનાં સત્કાર્યો પર અવલંબેલી છે. એનાં સત્કાર્યો તો એની પછી પણ સૈકાં સુધી ભુલાયાં નથી. વળી અકબર આપણી વધુ પ્રશંસાનું પાત્ર બને છે, કારણ કે તેના જમાનામાં દુનિયાના બીજા દેશો–જેવા કે ઇંગ્લંડ, સ્પેન, ફ્રાન્સ, જર્મની–માં ધર્માંધતા ચાલતી હતી, અને ધર્મને નામે અનેક જુલમો અને અત્યાચારો થતા હતા, ત્યારે એથી ઊલટું, ભારતવર્ષમાં સહિષ્ણુતા, સહકાર અને સમભાવનાના ઉચ્ચ આદર્શો પર પ્રજાજીવનનું ઉત્તમ ઘડતર થતું હતું! ભારતના અસ્તવ્યસ્ત થયેલા પ્રજાજીવનમાં નવું ચેતન પૂરવા જાણે ઈશ્વરનો કોઈ દૂત ન આવ્યો હોય! ખરેખર, આવી પરિસ્થિતિ ભારત માટે અહોભાગ્ય સમાન ગણાય.

ભારતના ઇતિહાસમાં અકબર અમર થઈ ગયો છે. અકબરે જે રીતે ભારતનું અખંડ અને અવિભાજ્ય રાષ્ટ્ર ઘડ્યું તે રીતે જ આપણે સ્વતંત્ર ભારતનું સંગઠિત રાષ્ટ્ર ઘડી શકીશું. અકબરે ભારતના ઇતિહાસ ઉપરાંત આંતરરાષ્ટ્રિય તવારીખમાં પણ ઉચ્ચ સ્થાન મેળવ્યું છે. અકબરને ઇતિહાસનું એક અગત્યનું મગજરું લેખવામાં આવે છે. તે જમાનાના રાજકીય પ્રશ્નો અટપટા હતા, તેમજ દેશના ભિન્ન ભિન્ન સંપ્રદાયો અને દેશની ભિન્ન ભિન્ન કોમો વચ્ચે સુમેળ સાધવાનો મહાન પ્રશ્ન પણ અતિશય જટિલ હતો, અને સામ્રાજ્ય વિસ્તારનો પણ એટલો જ વિષમ હતો. અકબરે જે કુશળતાથી આ બધા પ્રશ્નોનો ઉકેલ આણ્યો, તે બીજા રાજ્યકર્તાઓને માટે દાખલારૂપ હોઈ અનુકરણીય છે. માનવજાતિનું ઐક્ય સાધવામાં કે વિશ્વબંધુત્વ સ્થાપવામાં અકબરના અખતરા ખૂબ જ માર્ગદર્શક નીવડી શકે. સંકુચિત દૃષ્ટિ તજીને અને પૂર્વગ્રહો છોડી દઈને ઉદારવૃત્તિથી અને નિખાલસતાથી વર્તવું એ અકબરની રાજનીતિનો મહામંત્ર હતો. દરેક ધર્મમાં રહેલાં ઉચ્ચ તત્ત્વોનો સ્વીકાર કરવો, તેમજ ગમે તે કોમમાં કે સંપ્રદાયમાં જન્મેલા મનુષ્યમાં રહેલા સારા ગુણોનો સ્વીકાર કરવો, અને તે ઉપરથી

સમાજનું, રાષ્ટ્રનું કે સમસ્ત વિશ્વનું આદર્શ બંધારણ ઘડી કાઢવું એ અકબરની મુરાદ હતી દુનિયા સમક્ષ એ મુરાદ પાર પાડીને અકબરે સર્વ દેશીય સત્ય રજૂ કર્યું છે. સમભાવ, સમાનતા અને સહિષ્ણુતાના ઉચ્ચ આદર્શો જ આપણી અર્વાચીન દુનિયાને વિનાશમાંથી બચાવી શકશે, એની હવે કોઈથી ના પાડી શકાય એમ નથી.

— સ્વાધ્યાય —

૧ "બાબરે નાખેલા પાયા ઉપર અકબરે મોગલ સામ્રાજ્યની સંગીન અને ભવ્ય ઇમારત ચણી." ઐતિહાસિક વિગતો આપી આ કથનનું સમર્થન કરો.

૨. "અકબર, માત્ર વિજેતા જ ન હતો, પણ તે મહાન સુધારક, ઉત્તમ રાજનીતિજ્ઞ અને વિલક્ષણ મુત્સદ્દી હતો." યોગ્ય દૃષ્ટાંતો આપી ઉપલું કથન સ્પષ્ટ સમજાવો.

૩. હિંદના નકશાની રૂપરેખા દોરો તેમા અકબરના સમયનો મોગલ સામ્રાજ્યનો વિસ્તાર અને પ્રાંતો બતાવો તે વિષે ટૂંક ચર્ચા કરો

૪. સાહિત્ય, સંગીત, શિલ્પ અને ચિત્રકળા પ્રત્યે અકબરને કેટલો પ્રેમ હતો તે વિશે જે જાણતા હો તે લખો

૫ અકબરે ભારતમા સાચા રાષ્ટ્રની સ્થાપના કરી અને તે કેવી રીતે કરી એ સમજાવો.

૬ ટૂંક નોંધ લખો :
(ક) સુલતાના ચાંદબીબી (ખ) અબુલ ફજલ (ગ) આઈને-અકબરી (ઘ) દીને ઈલાહી (ચ) અકબરના સામાજિક સુધારા (છ) સલીમનુ બંડ (જ) અકબરનો રજપૂતો સાથેનો સબંધ (ઝ) બૈરામખાન (ટ) પાણિપતનું બીજુ યુદ્ધ (ઠ) તાલીકોટાનુ યુદ્ધ



## પ્રકરણ છવ્વીસમું

## જહાંગીર

અકબર પોતાના વારસ સલીમ માટે સંગીન અને સુવ્યવસ્થિત સામ્રાજ્ય મૂકી ગયો હતો. મોગલોએ ભારતદેશમાં પોતાની સત્તા ઘણી સારી જમાવી

હતી. કેટલાંએ સૈકાંના ગાળા પછી પહેલી જ વાર ભારતમાં સુવ્યવસ્થિત અને સંપીલું રાષ્ટ્ર સ્થાપવામાં મોગલો શક્તિમાન નીવડ્યા હતા,

મહાન અકબરે મોગલ સામ્રાજ્યનો પાયો કેટલો મજબૂત નાખ્યો હતો તે એની પછીની સદીના ઇતિહાસ પરથી પુરવાર થાય છે. એના પછી કોઈ મોળીલા, વિલાસી અથવા તો ધર્માંધ રાજાની ભારતને અકબરના રાજ્યારોહણના સમયની અવસ્થામાં ફરીથી ઠેલી મૂકવાની તાકાત ન હતી. મોગલોની જ્વલંત કારકિર્દીના અસ્ત પછી લાંબે સમયે દરિયાપારથી આવેલી પરદેશી પ્રજાને અકબરની રાજ્યનીતિનું


જહાંગીર

શાણપણ સ્વીકારવાની ફરજ પડી, અને પોતાના રાજ્યવહીવટમાં પણ તેમણે અકબરના આદર્શનું અનુકરણ કર્યું એ જેવી તેવી બાબત નથી.

## જહાંગીરનું રાજ્યારોહણ

અકબરના બીજા શાહજાદાઓ એની હયાતી દરમ્યાન ગુજરી ગયા હતા. એનો એકજ વારસ શાહજાદો સલીમ હતો. ૩૭ વર્ષની વયે સલીમ "જહાંગીર"—"દુનિયાનો વિજેતા" એવો ઇલકાબ ધારણ કરી ઈ. સ. ૧૬૦૫ માં ગાદીએ બેઠો; એનું રાજ્યારોહણ તદ્દન શાંતિથી તથા કોઈ જાતની ખટપટ સિવાય પસાર થયું હતું, છતાં થોડા સમયમાં એની ઉપરવટ જઈને રાજ્યના કેટલાક એના કર્તા કારવતાઓ ખુશરૂને ગાદી અપાવવાની યોજનાની તરફેણમાં ભળ્યા; કારણ કે સલીમ દારૂડિયો, આળસુ, સ્વચ્છંદી, ક્રોધી અને આપખુદ હતો. પરંતુ આ ખટપટો સફળ થઈ નહિ, કારણ કે અકબર

પોતાના મૃત્યુ પહેલાં જ સલીમને પોતાના વારસ તરીકે જાહેર કરી ગયો હતો, અને તેથી સલીમને પણ શાણપણ દાખવવાની ફરજ પડી હતી. પોતાના રાજ્યવહીવટમાં અકબરના આદર્શનું અનુકરણ કરવાનું જહાંગીરે ચાલુ રાખ્યું હતું.

ગાદી પર બેસતાં જ જહાંગીરે બે અગત્યની જાહેરાત કરી: (૧) તેણે ઇસ્લામની રક્ષા કરવાની ખાતરી આપી; (૨) ખુશરૂના બંડમાં સાથ આપનાર અને સહાનુભૂતિ બતાવનારાને સામાન્ય માફી આપી. વળી રાજા માનસિંગ અને બીજાઓને તો ઊંચી પદવી અને અધિકાર પણ આપ્યા. આ બે જાહેરાતોથી તેમજ તેના અક્ષરશઃ પાલનથી જહાંગીરે પોતાની સત્તાને દૃઢ કરીને પ્રજાનો પ્રેમ મેળવ્યો.

ખુશરૂને પ્રથમ તો નજરકેદ રાખવામાં આવ્યો. પરંતુ તેને ભય હતો કે જહાંગીર તેની આંખો ફોડી નાખશે! એથી એક દિવસ અકબરની કબરની મુલાકાતે જવાનું બહાનું કાઢી તે આગ્રામાંથી છટકી ગયો અને લાહોર જઈ પહોંચ્યો. પરંતુ લાહોરના સૂબાએ ખુશરૂને આશ્રય આપવાની ના પાડી, અને જહાંગીર જાતે બંડખોર પુત્રની સામે લશ્કર લઈ લાહોર જાતે ગયો. અહીં પિતાપુત્ર લડાઈના મેદાનમાં સામસામા મળ્યા અને આખરે જહાંગીરે સહેલાઈથી ખુશરૂને હરાવ્યો. શહેનશાહે ખુશરૂના હજારો સાથીઓને જાહેર રીતે શૂળી પર ચઢાવી રિબાવી રિબાવીને મારી નાખ્યા, અને પોતાના સાથીઓની દારુણ વેદના નજરે નિહાળવા શાહજાદા ખુશરૂને ત્યાં ઊભો રાખ્યો. શીખોના ગુરુ અર્જુનસિંહે ખુશરૂને મદદ આપી હતી, તેથી તેમને પણ રિબાવીને મારી નાખવામાં આવ્યાં. આ સજા રાજ્યદ્રોહના ગુના માટે જ કરવામાં આવી હતી: એમાં કોઈ જાતનું ધાર્મિક કારણ ન હતું. એ પછી ખુશરૂની આંખો ફોડી નાખવામાં આવી અને તેને કેદમાં નાખવામાં આવ્યો: જો કે થોડા વખત પછી તે એક આંખે થોડું દેખતો થયો હતો. પરંતુ પાછળથી શાહજાદા ખુરમે તેનો વધ કરાવ્યો.

## જહાંગીરની બાર આજ્ઞાઓ

જહાંગીરે પોતાના અમલની શરૂઆતમાં બાર આજ્ઞાપત્રો બહાર પાડ્યા

પહેલા પત્રથી બધી જાતના જકાતવેરા બંધ કર્યા, અને બીજાથી રાજ્યમાર્ગો પર થતી લૂંટો અને ચોરી અટકાવવાનાં પગલાંનું નિયમન કર્યું, ત્રીજું ફરમાન મુસાફરી દરમ્યાન મરણ પામતા મુસાફરોની મિલકતના નિયમન બાબત હતું. અને ચોથું દારૂબંદીનો અમલ કરવાનું હતું પાંચમુ આજ્ઞાપત્ર બીજાના ઘરમાં ગેરકાયદેસર થતો પ્રવેશ અટકાવવાનું તથા ગુનેગારોનાં નાક, કાન કાપવાનો ચાલ બંધ કરવાનું હતું. છઠ્ઠા હુકમથી શહેનશાહે પોતાના અમલદારોને પ્રજાની જમીન અથવા મિલકતનો કબજો જબરદસ્તીથી લેતા અટકાવ્યા. સાતમા આજ્ઞાપત્રથી માંદાઓ માટે મફત જાહેર દવાખાનાં ખોલવામા આવ્યાં, અને તેમાં હકીમોની અથવા વૈદોની નિમણૂંકની જોગવાઈ કરવામાં આવી, આઠમા આજ્ઞાપત્રથી અમુક દિવસોએ, પ્રાણીઓની કત્તલ બંધ કરવાનું ઠરાવ્યું નવમાં ફરમાનથી શહેનશાહનો જન્મદિવસ, શહેનશાહના પિતાનો જન્મદિવસ અને રવિવારના દિવસો ઉત્સવના દિવસો જાહેર કરવામાં આવ્યા. દશમા ફરમાનથી અકબરે આપેલી જાગીરો અને અમલદારોની સેવાની કદર તરીકે આપેલા પગારના તથા હોદ્દાના વધારા કાયમ રાખવામાં આવ્યા. અગિયારમા આજ્ઞાપત્રથી પ્રાર્થનાને માટે અથવા ધાર્મિક કામો માટે આપેલી જમીનોની ભેટ કાયમ કરવામાં આવી. છેલ્લા બારમા ફરમાનથી રાજ્યના કિલ્લાઓમાં તથા બીજાં કેદખાનાંમા સબડતા કેદીઓને મુક્તિ આપવામાં આવી.

આ બધા આજ્ઞાપત્રો પરથી માલૂમ પડે છે કે જહાંગીર અદલ ઇન્સાફથી રાજ્ય કરવા માગતો હતો. પરંતુ આ બધાં ફરમાનોનું પૂરેપૂરું પાલન થયું હતું એમ માની લેવાને પૂરતી સાબિતી મળતી નથી. આજ પ્રમાણે જહાંગીરના ન્યાયની મશહૂર સાંકળનું ઉદાહરણ પણ જાણીતું છે જહાંગીરના મહેલની બહાર ઘટની સોનાની સાંકળ લટકાવવામાં આવી હતી! તેમાં એવો હેતુ હતો કે જે પ્રજાજનને ન્યાય જોઈતો હોય તે ગમે તે વખતે આવી સાંકળ ખેંચે કે ઘટ વાગે, અને બાદશાહ તેની ફરિયાદ સાંભળી યોગ્ય ન્યાય આપે! પરંતુ જહાંગીરનો સ્વભાવ વારંવાર બદલાયા કરે છે એ વાત જાણનારા તો ભાગ્યે જ આ ઘંટનો ઉપયોગ કરતા. આ ઉપરાંત બીજું રમૂજી ઉદાહરણ તે ધોબણને આપેલો ન્યાય છે. નૂરજહાંની બંદૂકની ગોળીથી મરનાર ધોબીની ધોબણ પાદશાહ પાસે ન્યાય માગવા જાય, અને સત્યની ખાતરી થતાં

ધોબણને ન્યાય આપવા માટેની જાહેરાતમાં ફરમાવે કે તું નૂરજહાંના પતિને ગોળીથી ઠાર કર! આનું નામ જહાંગીરનો ન્યાય! પરંતુ આ બીના પણ કથન તરીકે જ રહી ગઈ. ધોબણ તે કંઈ શહેનશાહને ગોળી મારીને બદલો લેવાની હિંમત કરે ખરી!

## જહાંગીરનું ચારિત્ર્ય

રાજ્યકર્તા તરીકે તેમજ માનવી તરીકે જહાંગીરને આદર્શ વ્યક્તિ ગણી શકાય એમ નથી. એના પૂર્વજીવનમાં મોટે ભાગે તે સ્વછંદી હતો, અને મોટો થતાં તે વધુ આળસુ અને મોજીલો બન્યો હતો. વળી તેના ઉત્તર જીવનમાં તે એક અથવા બીજી વ્યક્તિઓની અસર નીચે આવ્યો, અને તેમાં પણ તેની બેગમ નૂરજહાંની અસર તેના પર કાયમને માટે ખૂબ પડી ગઈ. તે દારૂનો વ્યસની હતો, છતાં જરૂર પડે ત્યારે પોતાનું વ્યસન કાબૂમાં રાખી શકતો. જેમ જેમ પ્રૌઢ થતો ગયો તેમ તેમ તેણે દારૂ પીવાનું ઓછું કર્યું.

રાજ્યારોહણસમયે જહાંગીરનો સ્વભાવ પહેલાં કરતાં નરમ બન્યો હતો. તે ઉડાઉ અને અભિમાની હોવા છતાં એટલો બધો ખરાબ કે નાલાયક ન હતો. તે શુભ નિષ્ઠાવાળો અને સારા સ્વભાવવાળો હતો. એનામાં અમુક દુર્ગુણો હોવા છતાં તે મૂર્ખ કે અવિચારી પણ ન હતો. વખત જતાં તે વધુ ગંભીર અને લાગણીવાળો બન્યો. તે ફક્ત રાત્રિને વખતે શરાબ પીતો; દિવસે તો તે શાંત અને સૌમ્ય દેખાવા પ્રયત્ન કરતો.

જો કે જહાંગીરમાં તેના મહાન પિતાના કેટલાક ગુણો ઊતરી આવ્યા હતા, છતાં એ ગુણો પિતાના ગુણો જેટલા સંપૂર્ણ ન હતા. તે બુદ્ધિશાળી અને ચાલાક હતો અને પિતાની રાજ્યનીતિ તથા વહીવટનું સાચું મૂલ્યાંકન કરી શક્યો. અકબરની રાજ્યનીતિ અને સહિષ્ણુતાના સિદ્ધાંતનું અનુકરણ કરી જહાંગીરે પોતાનું શાણપણ સિદ્ધ કર્યું. એકંદર એના અમલ દરમ્યાન મોગલ સામ્રાજ્ય સમૃદ્ધ હતું અને પ્રજા સંતોષી હતી.

જહાંગીર સમજુ અને ઉદાર રાજા હતો. જુલમગારો પ્રત્યે એને ભારે તિરસ્કાર હતો, જ્યારે ન્યાય માટે તેને એટલો જ પ્રબલ પક્ષપાત પણ હતો.

કોઈક વાર તે તામસી બની જતો અને હેતાનિયતભર્યાં કૂર કામો કરી બેસતો, પરંતુ અમુક પ્રસંગે તે ઉદાર અને ક્ષમાશીલ પણ બની શકતો.

જહાંગીરમાં બાબરની પેઠે કુદરતી કળાની દૃષ્ટિ હતી. તે કુદરત અને તેના અદ્દભુત સૌંદર્યનો પૂજારી હતો. તે શિલ્પ, સંગીત અને ચિત્રકળાનો રસિયો હતો. જહાંગીરમાં રહેલું સૌથી ઉમદા તત્ત્વ તે એનું કુટુંબવાત્સલ્ય હતું. તે પ્રેમાળ પિતા અને એકનિષ્ઠ સ્વામી હતો. નૂરજહાં પ્રત્યે તેને અગાધ પ્રેમ હતો.

જહાંગીર વિશ્વધર્મ સ્વીકારનાર ફિલસૂફ પિતાનો અને રજપૂત માતાનો પુત્ર હતો. ઇસ્લામનું રક્ષણ કરવાનું પવિત્ર વચન આપવા છતાં તેણે પિતાની સહિષ્ણુતાની નીતિનું અનુકરણ કર્યું. તે હિંદુઓ તેમજ ખ્રિસ્તીઓ પ્રત્યે એક-સરખી સહિષ્ણુતાથી વર્ત્યો. તેણે પોતાના રાજ્યમાં ખ્રિસ્તી પાદરીઓને પોતાના ધર્મનો ઉપદેશ આપવાની તથા લોકોને વટલાવવાની છૂટ આપી. આ પ્રમાણે થોડાક અપવાદો બાદ કરતાં સર્વ ધર્મ પ્રત્યે સંપૂર્ણ સમતા રાખવી એ જહાંગીરની રાજનીતિ હતી.

## નૂરજહાં

ઇ. સ. ૧૬૧૧ માં જહાંગીરે નૂરજહાં સાથે લગ્ન કર્યું. આ લગ્નસંબંધે એના જીવનમાં તેમજ રાજ્યના અમલ પર ઘણી ઊંડી અસર પહોંચાડી છે. સ્ત્રીજાતિમાં પ્રેમ અને આકર્ષણનાં જે તત્ત્વો હોવાં જોઈએ તે બધાં તત્ત્વો નૂરજહાંમાં હતાં. હિંદના ઇતિહાસમાં આ અબળાએ પોતાના અદ્દભુત વ્યક્તિત્વ અને પ્રભાવથી અનેરું સ્થાન મેળવ્યું છે. તેનું મૂળ નામ મહેર-ઉન્-નિસા હતું. તે મીરઝા ગ્યાસબેગ નામના ઈરાની ઉમરાવની પુત્રી હતી. તેનો પિતા અકબરના સમયમાં નસીબ અજમાવવા હિંદમાં આવ્યો હતો. ઈરાનથી આવતાં કંદહાર આગળ મુસાફરી દરમ્યાન મહેરનો જન્મ થયો હતો. મહેરના જન્મ અને બાલ્યકાળ વિશે ઘણી રોમાંચક દંતકથાઓ વર્ણવેલી છે. મોગલ દરબારમાં ગ્યાસબેગને ખૂબ સન્માન મળ્યું. ઈ. સ. ૧૫૯૫ માં તેને મનસબદારની અને શહેનશાહના મહેલના ખજાનચીની માનવંતી પદવી આપવામાં આવી.



નૂરજહાં

મહેર-ઉન્-નિસા ઉમરનાયક થતાં તેના પિતાએ તેનું લગ્ન અલીકુલી

બેગ ઉર્ફે શેરઅફ્ઘાન નામના યુવાન તુર્ક સાથે કર્યું. અકબરે આ સરદારને બંગાળમાં બર્દવાનની જાગીર આપી હતી. જહાંગીર ગાદી પર બેઠો તે સમયે મહેર પોતાના ધણી સાથે બંગાળમાં રહેતી હતી. પરંતુ ટૂંક સમયમાં શેરઅફ્ઘાન પર જહાંગીરની અવકૃપા ઊતરી. જહાંગીરે બંગાળના સૂબા કુતુબુદ્દીનને શેરઅફ્ઘાનને પકડી દરબારમાં લાવવાનો હુકમ કર્યો. શેરઅફ્ઘાને સૂબાનો સામનો કર્યો અને પરિણામે બંને વચ્ચે થયેલી ઝપાઝપીમાં શેરઅફ્ઘાન તેમજ સૂબો બેઉ માર્યા ગયા.

શેરઅફ્ઘાનની વિધવા મહેરને આગ્રાના દરબારમાં મોકલવામાં આવી. ત્યાં તેને અકબરની વિધવા સુલતાના રૂકિયા બેગમની સંભાળ નીચે રાખવામાં આવી. ઈ. સ. ૧૬૧૧ માં નવા વર્ષના ઉત્સવને દિવસે જહાંગીરની નજર મહેર પર પડી અને તે એની જોડે પ્રેમમાં પડ્યો. શહેનશાહે તેને પહેલાં 'નૂરમહાલ'નો (ઝનાનખાનાનું તેજ) ઇલકાબ આપ્યો. પછી તેને 'નૂરજહાં'નો (દુનિયાનું તેજ) વધુ માનવંતો ઇલકાબ આપવામાં આવ્યો.

ક્રમે ક્રમે નૂરજહાં સામ્રાજ્યમાં સાચી સત્તાધીશ બનતી ગઈ. જહાંગીર તો નામનો જ શહેનશાહ રહ્યો. હવે રાજ્યના સિક્કાઓ પર જહાંગીરના નામ સાથે નૂરજહાંનું નામ જોડવામાં આવ્યું. આ ઘટના મુસલમાની રાજાઓના ચલણની તવારીખમાં અજોડ હતી. એથી તો પ્રજાના બધા વર્ગો તરફથી એની ખૂબ ખૂબ તારીફ થવા લાગી. નૂરજહાંએ પોતાનાં સગાસંબંધીઓને ઊંચે દરજ્જે ચડાવવામાં તેમજ માલદાર-બનાવવામાં પોતાની સત્તા વાપરી. તેની મહોર નીચે જ જમીનની બક્ષિસ આપવામાં આવતી. તેણે રાજ્યના વહીવટમાં રસ લીધો. તે રાજમહેલના ઝરૂખામાં બેસી ખુદ રાજ્યવહીવટ ચલાવતી. એને આશ્રયે આવનારને તે સહાય કરતી. તે ઘણી અનાથ કન્યાઓના લગ્નસંબંધ બાંધી આપી તેમને લગ્નની ભેટ આપતી. નૂરજહાંમાં ઈરાનનું સૌંદર્ય હતું. તેના શરીરનો ઘાટ ઘણો મરોડદાર હતો. તેનાં અંગેઅંગમાં સૌંદર્ય ભર્યું હતું તે ઘણી તંદુરસ્ત હતી. ઘોડેસવારી કરવામાં કે શિકારે જવામાં તે ઘણી કુશળ હતી. નિશાનબાજ તરીકે તે અચૂક હતી. આ ઉપરાંત તે અસાધારણ બુદ્ધિ અને ઉચ્ચ પ્રકારની સર્વ સામાન્ય કાર્યશક્તિ ધરાવતી હતી. મુત્સદ્દીગીરીમાં તે નિપુણ હતી અને

ગમે તેવી આંટીઘૂંટીભર્યા રાજકીય પ્રશ્નો સહેલાઇથી સમજી શકતી તે ઘણી સંસ્કારી હતી ફારસી સાહિત્યમાં તેને ઘણો રસ હતો, અને તેણે તે સાહિત્યનો સારો અભ્યાસ કર્યો હતો.

નૂરજહાં ઘણી મહત્ત્વાકાંક્ષી હતી. જેમજેમ એ સત્તાનો સ્વાદ ચાખતી ગઈ, તેમ તેમ તેની સત્તાની ભૂખ પણ વધતી ગઈ. સત્તાની શરૂઆતના સમયમાં રાજ્યવહીવટમાં તેના પિતા ગ્યાસબેગે, માતા અસમતબેગમે અને ભાઈ અસફખાને તેને કીમતી મદદ કરી. અસફખાન વિદ્વાન હોઈ એ સમયનો મહાન નાણાંશાસ્ત્રી ગણાતો. માતા પિતાના મૃત્યુ પછી નૂરજહાંનને પોતાના ભાઈ અસફખાન સાથે અણબનાવ થયો. અસફખાને પોતાની પુત્રી અર્જુમંદબાનુનું લગ્ન જહાંગીરના જ્યેષ્ઠ પુત્ર ખુરમ સાથે કર્યું હતું. શાહજાદો ખુરમ નૂરજહાંનો વિરોધી હતો, એટલે હવે નૂરજહાંને શાહજાદા ખુરમ અને અસફખાન જેવા હોશિયાર અને અનુભવી સલાહકારની મદદ મળતી બંધ થઈ. એથી નૂરજહાંની મોગલ સામ્રાજ્ય પરની લાગવગ રાજ્યના ભાવિ માટે વિઘાતક નીવડી. તેની એકહથ્થુ સત્તા માટેની આકાંક્ષા અને તેની સ્વાર્થવૃત્તિને લઈ ને દેશ ફરી એક વાર કલહ અને ખટપટના વમળમાં સપડાયો. શહેનશાહ જહાંગીર તો હવે કાયમનો અશક્ત બની ગયો હતો, અને નૂરજહાંની વિચિત્ર વલણ અને આપખુદ નીતિથી સામ્રાજ્યના બધા ઉમરાવો કંટાળી ગયા હતા.

## મેવાડ અને બંગાળ પરનાં આક્રમણો

જહાંગીરના અમલના પહેલા ભાગમાં શાહી સૈન્યોને પોર્તુગીઝ તથા બંગાળના બંડખોર સૂબા ઉસ્માનખાન સાથે કેટલીક લડાઈઓ લડવામાં રોકાવું પડ્યું, પરંતુ મેવાડ સાથેનું યુદ્ધ તો અતિ મહત્ત્વનું હતું આ યુદ્ધ કેટલાંક વરસો સુધી ચાલ્યું આખરે ઈ સ, ૧૬૧૪માં મેવાડનો રાણો અમરસિંહ અને તેનો પુત્ર કરણ શાહજાદા ખુરમને શરણે આવ્યા. અકબર જે વિજય મેળવવામાં નિષ્ફળ નીવડ્યો હતો તે વિજય મેળવવાથી જહાંગીર ઘણો ખુશી થયો. રજપૂતોને પોતાના પક્ષમાં જીતી લેવાની પોતાના મહાન પિતાની રાજ્યનીતિ અનુસાર જહાંગીરે પણ રાણા તરફ ઘણી ઉદારતાથી તથા માનભરી રીતે વર્તો. મેવાડ મોગલ સામ્રાજ્યનું તાબાનું રાજ્ય બન્યું, પરંતુ રાણાને

મોગલ દરબારમાં હાજરી આપવાની ફરજમાંથી મુક્ત કરવામાં આવ્યો, તે સાથે સિસોદિયા વંશની કન્યાઓને શાહી ઝનાનામાં મોકલવાનું દબાણ કરવામાં આવ્યું નહિ.

## દખ્ખણનું આક્રમણ

દખ્ખણનાં રાજ્યોની જીતમાં જહાંગીરે પોતાના પિતાની આક્રમણકારી નીતિ ચાલુ રાખી. આ પ્રદેશમાં ખરી રીતે તો યુદ્ધવિરામ થયો જ ન હતો. વળી અહમદનગરના રાજ્ય સાથે નબળાઈથી ચાલુ રાખેલી લડાઈ તો હજી લંબાયા કરતી હતી. આ પ્રદેશમાં જહાંગીરને મધ્યયુગના એક ઘણાજ કાબેલ સેનાપતિ અને શાણા રાજપુરુષ જોડે કામ લેવાનું હતું. તે હતો મલિક અંબર તે એબિસિનિયાનો મૂળ વતની હતો. આ મહાપુરુષે પ્રથમ અહમદનગરની મહેસૂલી પદ્ધતિ ટોડરમલના ધોરણ પર વ્યવસ્થિત કરી, અને પછી મોગલો પાસેથી પોતાના રાજાનું રાજ્ય પાછું મેળવવાનો પ્રયત્ન આદર્યો. મરાઠાઓને ગેરિલા યુદ્ધપદ્ધતિની તાલીમ આપનાર પણ મલિક અંબર હતો. અને આ જ યુદ્ધપદ્ધતિએ મરાઠાઓએ છેવટે દખ્ખણમાં ઔરંગઝેબ મહાન મોગલ સમ્રાટને હંફાવ્યો હતો,

મલિકઅંબર મોગલ શહેનશાહે મોકલેલા સેનાપતિઓને વટાવી જાય એવો અને જબરો પાવરધો હતો. જ્યાંસુધી મલિક જીવતો હોય ત્યાંસુધી કંઈપણ અસરકારક કામ કરવાને માટે જહાંગીર અસમર્થ નીવડ્યો. ઈ. સ. ૧૬૧૬ માં શાહજાદા ખુરમને દખ્ખણની સરદારી આપવામાં આવી. તે ઈ. સ. ૧૬૧૭ ના માર્ચની ૬ઠ્ઠી તારીખે બરહાનપુરમાં દાખલ થયો. પછી તેણે મલિક અંબર અને બિજાપુરના સુલતાન અદિલશાહ સાથે સુલેહના સંદેશા ચલાવ્યા અને જીતેલો મુલક પાછો આપવાની તેમજ ખંડણી ભરવાની શરતે સંધિ કરી. પરંતુ આ સુલેહ અલ્પજીવી નીવડી. જ્યારે શાહજાદા ખુરમે જહાંગીર સામે બંડ કર્યું અને તે દખ્ખણમાં ગયો ત્યારે મલિક અંબરે શાહજાદાને પ્રેમપૂર્વક આવકાર આપ્યો અને શહેનશાહ સામે લડવામાં ખપજોગો સાથ પણ આપ્યો. નૂરજહાંએ ખુરમ અને મલિકઅંબર સામે શાહી લશ્કરો મોકલ્યાં, પણ તેમનો પરાજય ચોક્કસ જણાવા લાગ્યો. એવામાં મલિક અંબર ઈ. સ. ૧૬૨૮ ના મે મહિનામાં મરણ પામ્યો. શાહી સેનાપતિ

ખાનજહાંએ મલિક અંબરના અનુગામી પાસેથી મોટી લાંચ લઈ નામોશીભરી સંધિ કરી અને અહમદનગર સુધીનો બધો પ્રદેશ સુલતાનને પાછો સોંપી દીધો.

આ રીતે જહાંગીરની દખ્ખણની રાજ્યનીતિનો ઘણો કરુણ અને નામોશીભર્યો અંત આવ્યો. આ નિષ્ફળનીતિને પરિણામે હજારો નિર્દોષ માણસોનો સંહાર થયો અને દ્રવ્યનો ખોટો વ્યય થયો. એનાથી શાહી સામ્રાજ્યમાં લેશમાત્ર વધારો થયો નહિ, તેમજ તેની પ્રતિષ્ઠા પણ વધી નહિ. આડકતરી રીતે મોગલ શહેનશાહની દખ્ખણની અવ્યવહારુ નીતિએ મરાઠાઓને પગભર થવામાં ઘણી મદદ કરી.

## વાયવ્ય સરહદનું આક્રમણ

મધ્ય એશિયાનાં અને વાયવ્ય સરહદનાં રાજ્યો તરફની નીતિમાં પણ જહાંગીર વધુ સફળ નીવડી શક્યો નહિ. ઈરાનમાં શાહઅબ્બાસ નામનો મહાન રાજા રાજ્ય કરતો હતો. તે કંદહારનું રાજ્ય જીતી લેવા માગતો હતો. મોગલોને પણ આ પ્રાંત જીતી લેવાની ઇચ્છા હતી. પરંતુ શાહ અબ્બાસે ઈ. સ. ૧૬૨૨ માં કંદહારના કિલ્લાને ઘેરો ઘાલી તે લઈ લીધો. જહાંગીરને કંદહાર ગુમાવ્યાથી ઘણું દુઃખ થયું અને તે પાછું જીતવા તેણે મોટા પાયા પર તૈયારી કરી. શાહજાદા ખુરમને લશ્કરની સરદારી આપવાની હતી, પરંતુ તે કંદહારને પાછું મેળવવા કરતાં દિલ્હીની ગાદી પોતાને માટે મેળવવા વધારે ઈંતેજાર હતો! જહાંગીરની તબિયત લથડતી હતી એટલે ખુરમને ભય પેઠો કે નૂરજહાં તેના ગાદીના હકને ડુબાવવા પ્રયત્ન કરશે. આ સંજોગોમાં પિતાની આજ્ઞા પાળવાને બદલે શાહજાદા ખુરમે ખુલ્લું બંડ કર્યું. આમ કંદહાર જીતવાની તક બાજુ પર રહી ગઈ.

## જહાંગીરના અમલનાં છેવટનાં વર્ષો

ઈ. સ. ૧૬૨૩ માં બડખોર શાહજાદા ખુરમના લશ્કરને શાહી લશ્કરે દિલ્હી આગળ હરાવ્યું. એથી ખુરમને માળવાને રસ્તે દખ્ખણમાં નાસી જવું પડ્યું. દખ્ખણમાંથી તે તેલંગણના પ્રદેશમાં થઈને બંગાળમાં ગયો. તેણે બંગાળ અને બિહાર કબજે કર્યાં પરંતુ વળી પાછા હારી જવાથી તેને

દખ્ખણમાં નાસી જવાની ફરજ પડી. આ વખતે આગળ જોઈ ગયા તે પ્રમાણે તેણે મલિક અંબર જોડે સંધિ કરી, ઈ. સ. ૧૬૨૫ માં જહાંગીર અને ખુરમ વચ્ચે સમાધાન થઈ ગયું.

પરંતુ ઈ. સ. ૧૬૨૬ માં એક અજબ બનાવ બન્યો અને તે એ કે મહોબતખાને એક નવો જ ધડાકો કર્યો. નૂરજહાં એની વધતી જતી સત્તાથી મુંઝાતી હતી, એટલે તેણે તેનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. મહોબતખાને આત્મરક્ષણને ખાતર શહેનશાહની સામે બંડ જાહેર કર્યું. જહાંગીર અને નૂરજહાં આ સમયે કાબુલ જતાં હતાં. જેલમ નદી આગળ શાહી પડાવ પડ્યો હતો, ત્યાં મહોબતખાને પોતાના રજપૂત સાથીઓની મદદથી બાદશાહની છાવણીને ઘેરી લીધી. તેણે જહાંગીરને કેદ કરી લીધો પણ નૂરજહાં છટકી ગઈ. બહાદુર રાણીએ શહેનશાહને છોડવવા પ્રયત્નો કર્યા. પ્રથમ તો બાદશાહ જોડે જ કેદી બનવા તે તૈયાર થઈ. પછી ઘણી ચાલાકીથી તે મહોબ્બતખાનની લાગણીઓ કળી ગઈ એટલે તેની શંકાઓ દૂર કરીને તેણે છટકી જવાનો પ્રયત્ન કર્યો. આમ શહેનશાહને લઈને તે નાસી જવામાં નૂરજહાં સફળ નીવડી. મહોબતખાન બાજી કળી ગયો અને ડહાપણ વાપરી જહાંગીરને શરણે ગયો.

જહાંગીરને હવે ઝાઝા દિવસ કાઢવાના ન હતા. તેની કાયા શરાબી તથા દમના વ્યાધિને લઈને જર્જરિત બની ગઈ હતી. ઈ સ. ૧૬૨૭ના ઓકટોબર માસમાં કાશ્મીર તરફ જતાં એક ટેકરીની તળેટીમાં આવેલા નાના ગામડામાં મોજીલા મોગલ શહેનશાનો જીવનદીપ બુઝાઈ ગયો !

## જહાંગીર અને યુરોપીય મુસાફરો

મોગલ રાજ્યની સત્તા, સમૃદ્ધિ, દબદબો સુવ્યવસ્થા અને શાંતિથી આકર્ષાઈ ઘણા પરદેશી મુસાફરો ૧૬ મા સૈકાના અંતથી હિંદમાં આવવા લાગ્યા. મોગલો અને તેમના રાજ્ય વિષે યુરોપમાં જાતજાતની વાતો કહેવામાં આવતી. યુરોપ જ્યારે ધર્મના ક્ષેત્રમાં જુલમ અને અસહિષ્ણુતાની નીતિને અનુસરતો હતો ત્યારે હિંદમાં મોગલ દરબારમાં સર્વ-ધર્મસમભાવની નીતિ પોષવામાં આવતી હતી, એટલે ખ્રિસ્તી પાદરીએ

પોતાના ધર્મપ્રચાર માટે સુંદર, તક મળશે અને દરબારમાં તેમનું સ્વાગત થશે એ આશાએ હિંદમાં આવવા નીકળી પડ્યા. યુરોપીય મુસાફરો જ્યારે ખુદ આ દેશમાં આવ્યા ત્યારે તેમણે જે જોયું, તે તેમને સાંભળ્યા કરતાં પણ વધારે અજાયબીભર્યું લાગ્યું. તેમણે ભારતમાં એક મહાન અને ઉમદા સંસ્કૃતિ જોઈ યુરોપના લોકોએ અણુઝંખેલી એવી આ સંસ્કૃતિનો તેમણે રસપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો. તેમને ખાતરી થઈ કે પશ્ચિમના રાજવીઓ અને પ્રજા ભારતની સંસ્કૃતિમાંથી વ્યવહારુ ડહાપણ અને તત્ત્વજ્ઞાન શીખી શકે એમ છે. ૧૬ મી સદીના છેલ્લાં વરસો સુધી પૂર્વના દેશો જોડે વેપારનો ઇજારો ફિરંગી લોકોના હાથમાં હતો. જૂના વેપારી માર્ગો મુસલમાનો અથવા મૂર વેપારીઓના કબજામાં હતા. આ વેપારીઓ પોતાનો માલ ઇરાનના અખાત અને રાતા સમુદ્રને માર્ગે પરદેશ ચઢાવતા. ઈ. સ. ૧૪૯૮ માં વાસ્કો–ડા–ગામાએ કેપ ઑફ ગુડ હોપ થઈને જવાનો હિંદનો જળમાર્ગ શોધ્યો અને તે કાલિકટ બંદરે ઊતર્યો. ત્યારથી હિંદુસ્તાન અને દૂરપૂર્વના દેશો સાથેનો વેપાર, ફિરંગીઓના હાથમાં સરકી ગયો. હિંદી મહાસાગર પર ફિરંગીઓનું વર્ચસ્વ સ્થપાયું. તેમના પરવાના સિવાય કોઈ વહાણ દરિયામાં જઈ શકતું નહિ.

આલ્બુકર્ક નામના મહાન ફિરંગી સૂબાએ હિંદમાં ફિરંગી સામ્રાજ્યની ઝંખના કરી હતી. પરંતુ એની શાણી નીતિને એનાં અનુગામીઓ અનુસર્યા નહિ. જહાંગીર ગાદી પર આવ્યો ત્યારે એણે ખ્રિસ્તી પાદરીઓને દરબારમાં જોયા. એણે તેમના તરફ ખાસ મહેરબાની બતાવી અને ગોવાના ફિરંગીઓ સાથે મૈત્રી સાધી. થોડા વખતમાં આ દેશમાં બીજા યુરોપીય વેપારીઓ આવવા લાગ્યા. અંગ્રેજોએ આવી સુરતમાં કોઠી નાખી. અંગ્રેજોએ ફિરંગી સત્તાને અવગણી. તેમણે ટૂંક વખતમાં હિંદનાં અને પૂર્વના વેપારનો ઇજારો અને વેપારી માર્ગોનો અંકુશ ફિરંગીઓ પાસેથી પડાવી લીધો.

ઇ. સ. ૧૬૦૮ માં ઇસ્ટ ઇંડિયા કંપનીએ કેપ્ટન વિલિયમ હૉકિન્સની સરદારી નીચે વેપારી વહાણોનો એક કાફલો સૂરત બંદરે મોકલી આપ્યો. કેપ્ટન હૉકિન્સ આગ્રા ગયો અને જહાંગીરને મળ્યો. તે તુર્કી ભાષા બોલી શકતો હતો, એટલે જહાંગીર સાથે વધુ પરિચયમાં આવ્યો અને એને

માનીતો થઈ પડ્યો. થોડાક સમય બાદ સર ટોમસ રો ઇંગ્લેંડના એલચી તરીકે મોગલ દરબારમાં આવ્યો. એના આવ્યા પછી ટૂંક સમયમાં કેટલાક પાદરીઓ પણ આગ્રા આવ્યા. પોર્ટુગીઝોની લાગવગ ઓછી થવા લાગી અને અંગ્રેજોની લાગવગ વધવા લાગી. વખત જતાં યુરોપના બીજા દેશમાંથી પણ આપણા દેશની મુલાકાતે મુસાફરો આવવા લાગ્યા.

આમાંના ઘણુ યુરોપીય મુસાફરોએ દેશને વિશે માહિતી મેળવવાના ઉદ્દેશથી ભારત દેશનો પ્રવાસ કર્યો. તેમણે રસપૂર્વક જે જે જોયું તેનો સુંદર અને સાચો અહેવાલ તેઓ મૂકતા ગયા. આ મુસાફરોનાં સંસ્મરણો અથવા અહેવાલો ઇતિહાસકારને ઘણાં અગત્યનાં છે. રાજાનું દબદબાથી ભરેલું દરબારી જીવનનું વિગતવાર વર્ણન તેમાં આવે છે. તેમના અહેવાલ પરથી દેશની તે સમયની સાચી પરિસ્થિતિનો નિષ્પક્ષપાત અને કીમતી ખ્યાલ આપણને મળે છે.

## — સ્વાધ્યાય —

૧. "જો કે જહાંગીર, હિંદનો પાદશાહ હતો, છતાં, રાજ્યવહીવટ નૂરજહાં ચલાવતી." આ કથનની યોગ્ય ચર્ચા કરો.

૨. ટૂંક નોંધ લખો :

(ક) નૂરજહાં (ખ) સર ટોમસ રો (ગ) જહાંગીરનો ન્યાય (ઘ) જહાંગીરની બાર આજ્ઞાઓ (ચ) ખુશરૂનું બંડ (છ) મલિક અંબર (જ) મહોબતખાન.

૩. શાહજાદા ખુરમે શા માટે બંડ કર્યું? તેનું શું પરિણામ આવ્યું? જહાંગીરના અમલમાં કયાં કારણોને લીધે ખુરમની લાગવગ વધી પડી હતી?

૪. જહાંગીરે અકબરની રાજ્યનીતિને કેટલા પ્રમાણમાં ચાલુ રાખી? શા માટે? એનું શું પરિણામ આવ્યું?

૫ જહાંગીરના સમયમાં કયી કયી યુરોપીય પ્રજા ભારતદેશમાં આવી? જહાંગીરે કયી પ્રજાને વેપાર કરવાની છૂટ આપી?

✱

## પ્રકરણ સત્તાવીસમું

## શાહજહાન

ઈ. સ. ૧૬૨૭માં જહાંગીરનું મરણ થયું તે સમયે તેના બે પુત્રો હયાત હતા શાહજાદો ખુરમ અને શાહજાદો શહરિયાર. આપણે જોઈ ગયા તે પ્રમાણે શાહજાદો ખુરમ અસફખાનની પુત્રી અર્જમંદબાનુને ઈ. સ. ૧૬૧૨માં પરણ્યો હતો. પિતાના મરણસમયે તે દૂર દખ્ખણમાં હતો. શાહજાદો શહરિયાર નૂરજહાંના પહેલા પતિ શેરઅફઘાનથી થયેલી પુત્રી જોડે પરણ્યો હતો. અને પિતાના મરણસમયે રાજધાનીમાં હાજર હતો. નૂરજહાંએ શહરિયારને એક છૂપો સદેશો મોકલી આપ્યો: તેણે જેટલા સૈનિકો એકઠા થઈ શકે તેટલાની સાથે વિનાવિલંબે લાહોર અથવા અને પોતાના પક્ષમાં ભળવા ફરમાવ્યુ હતું. એથી શહરિયાર તરતજ લાહોર જઈ પહોંચ્યો, નૂરજહાંને મળ્યો અને તેણે



શાહજહાન

પોતાને શહેનશાહ તરીકે જાહેર કર્યો પરંતુ નૂરજહાનો ચકોર ભાઈ અસફખાન પોતાના જમાઈને ગાદી પર બેસાડવા આતુર હતો, શાહજહાન દખ્ખણમાંથી આવી પહોંચે તે દરમ્યાન અસફખાને કામચલાઉ શહેનશાહ તરીકે શાહજાદા ખુશરૂના પુત્ર દાવરબક્ષને ગાદી પર બેસાડ્યો. નૂરજહાને તેણે નજરકેદ જેવી સ્થિતિમા રાખી. શાહજાદા શહરિયારમાં અક્કલનો અભાવ હોઈ તેને લોકો "નાશુદની" કહેતા. તે અસફખાનની સામે ટક્કર ઝીલી શક્યો નહિ. અસફખાને તેને તરત જ

આંધળો કરી નાખ્યો. આ અરસામાં શાહજહાનની આજ્ઞા અને સૂચના મુજબ અસફખાને જહાંગીરના કુટુંબના બધા રાજકુંવરોને મારી નંખાવ્યા. ફક્ત શાહજાદા દાવરબક્ષને કામચલાઉ બાદશાહ તરીકે કતલમાંથી બચાવવામાં આવ્યો. શાહજહાન લાહોર આવી પહોંચતાં તેણે દાવરબક્ષને ઇરાન નાસી જવા દીધો, આમ દાવરબક્ષની કામચલાઉ કારકિર્દીના ફારસનો ટૂંકમાં અંત આવ્યો.

## શાહજહાનનું ચારિત્ર્ય

પોતાના કુટુંબના બધા પુરુષ હક્કદારોને મારી નંખાવી શાહજહાન ઈ. સ. ૧૬૨૮ ના જાન્યુઆરી માસમાં ગાદી પર બેઠો. પિતાની માફક તે પણ રજપૂતાનાના રાજ્યવંશની રજપૂતાણીનો પુત્ર હતો, એટલે તેની નસોમાં જહાંગીર કરતાં પણ વધુ પ્રમાણમાં રજપૂત લોહી વહેતું હતું.

શાહજાદા ખુરમ તરીકેની કારકિર્દી પરથી તે હિંદના શહેનશાહ તરીકે કેવો નીવડશે એ સમજવું બહુ અશક્ય થઈ પડે એમ હતું સર ટોમસ રોના શબ્દોમાં કહીએ તો "કેટલાક તેની ખુશામત કરતા, કેટલાક એની ઈર્ષ્યા કરતા, એને કોઈ ચાહતું નહોતું." શક્ય એટલા બધા ગાદી ના દાવાદારો તરફ એ નિર્દય બન્યો. એક અચોક્કસ હેવાલ મુજબ તેણે શાહજાદા ખુશરૂને ઝેર આપી મારી નંખાવ્યો હતો. રાજા તરીકે આ શાહજાદો ઉદ્ધત અને અતડો, પ્રપંચી કે મુત્સદ્દી લેખાતો. અને રજપૂતાણીના પુત્ર તરીકે હિંદુઓ તરફ સહિષ્ણુના દાખવનાર નીવડશે એમ કોઈક અટકળ બાંધે. પરંતુ તેણે તો આવી બધી અટકળોને ખોટી ઠરાવી. ગાદી પર એક વખત સ્થિર અને સુદૃઢ થયા બાદ તે પૂર્ણ દબદબાથી રહેવા લાગ્યો. સૌ કોઈ એને સહેલાઈથી મળી શકતું. બાદશાહ તરીકે તેની ઉદારતા અને પરોપકારવૃત્તિ અજોડ હતી. શાહી વૈભવ અને હાથથી પ્રજાનાં દિલ જીતતાં તેને આવડતું હતું મોગલ રાજ્યકર્તાઓમાં તે સૌથી લોકપ્રિય અને સૌથી અદ્ભુત પાદશાહ નીવડ્યો. તેના દરબારને દબદબો ભારતના ઇતિહાસના કોઈપણ રાજ્યકર્તાના હાહને વટાવી જાય એવો હતો.



મુમતાઝ

શાહજહાન ચુસ્ત સુન્ની મુસલમાન હતો. એનામાં અસહિષ્ણુતાની આછી છાપ માલૂમ પડી આવતી, છતાં તે ઘણો વ્યવહાર કુશળ હતો એટલે પોતાની રાજનીતિમાં ધર્મની દખલગીરી ન થાય એ માટે તે ખાસ દરકાર રાખતો. યુવાનીમાં તે ગમે તેવો હશે, છતાં તેની વર્તણુક દોષ વિનાની હતી.

તેના ઉત્તર જીવનની વિષયવાસનાને યુરોપીય મુસાફરોએ અતિશયોક્તિથી વર્ણવી છે બેશક, પોતાના ચારિત્ર્ય પર એક કલંક વિનાના સંત જેવો તો તે ન હતો, તેમજ છેક વિષયલંપટ, નિર્દય, કે પ્રપંચી પણ ન હતો જો તે એવો હોત તો મુમતાઝ પ્રત્યે તે ઊંડી લાગણી બતાવી શક્યો ન હોત મુમતાઝના



તાજમહાલ

મરણ માટેનો તેનો શોક અને તેના પ્રેમની સ્મૃતિ કાયમ રાખવાને બાંધેલો અનુપમ અને અજોડ આરસનો તાજ તેની અદ્વિતીય માનવતાની અપ્રતિમ સાક્ષી પૂરે છે।

## બંડો

શાહજહાનના રાજ્યની શાંતિને શરૂઆતમાં જ ખાનજહાન લોદીના બંડ તોડી અહમદનગરના નિઝામશાહની જોડે મળી જઈ તેણે બંડ કર્યું થોડી વાર નમતું આપ્યા પછી તેણે પાછું માથું ઊંચક્યું પરંતુ આખરે શાહજહાંને તેને હરાવ્યો અને તે માર્યો ગયો આ બંડ બંધ કરતાં શાહજહાનના

છેલ્લાં વર્ષો દરમ્યાન થયેલા ગાદીવારસને આંતરકલહ સુધી શાહજહાનના રાજ્યની શાંતિમાં ભંગ પડ્યો ન હતો.

શાહજહાનના રાજ્યની શરૂઆતમાં બુંદેલા રજપૂતોના સરદાર જુંગારસિંહે બળવો કર્યો હતો. શહેનશાહનું લશ્કર એની પૂંઠે પડ્યું, અને આખરે રાજ્યારોહણ પછીના આઠમા વર્ષમાં ગોંડ લોકોને હાથે તે મરાયો.

જો કે શાહજહાન ગાદી પર બેઠો ત્યારે તેણે લશ્કરી વિજેતાની ઉચ્ચ પ્રકારની ખ્યાતિ મેળવી હતી, છતાં એના અમલ દરમ્યાન મોગલ સૈન્યને રણમેદાનમાં કેટલીક હારો અને અપયશ ખમવાં પડ્યા. આ બીના ભવિષ્યને માટે ગંભીર ચેતવણી રૂપે માનવાની જરૂર હતી. ઈરાન તથા ઉઝબેગ સરદારો સામેનાં આક્રમણો ઘણાં જ ઘાતક નીવડ્યાં. એનું દખ્ખણનું સાહસ પણ લાંબું ખેંચાયું અને તે ઘણું ખર્ચાળ નીવડ્યું.

## શાહજહાનની દખ્ખણની નીતિ

શાહજહાનના અમલ દરમ્યાન દખ્ખણની લડાઈઓ લગભગ ચાલુ જ રહી. અહમદનગર, બિજાપુર અને ગોલકોંડાનાં દક્ષિણનાં મુસલમાની રાજ્યો જીતવાની શાહજહાનની આક્રમણકારી શાહી યુદ્ધનીતિ ચાલુ રહી. આ નીતિ એક રીતે તો ભારતના ઇતિહાસનો બે હજાર વર્ષોનો વારસો છે એમ કહીએ તો ખોટું નથી. અકબરે ભારતના દરેક મહાન રાજાની દખ્ખણ પર આક્રમણ લઈ જવાની પ્રબળ વૃત્તિનું અનુકરણ જ કર્યું હતું. એની આગેકૂચની નીતિ એના વારસોએ પણ ચાલુ રાખી. ખાનદેશ અને વરાડનો થોડો ભાગ અકબરે મોગલ સામ્રાજ્યમાં ઉમેર્યો હતો. ત્યારબાદ શાહજાદા સલીમના બંડે અને અકબરના મૃત્યુએ વધુ વિજયનો અવરોધ કર્યો હતો. પોતાના સરદારોની અંદર અંદરની તકરારોને લીધે તેમજ મલિક અંબર જેવા પ્રબળ શત્રુ સાથે કામ લેવાનું હોવાથી જહાંગીર અકબરથી આગળ વધી શક્યો નહિ. આપણે આગળ જોઈ ગયા તેમ ઈ. સ. ૧૬૨૬ માં મલિક અંબરના મરણ બાદ તેના નાલાયક પુત્ર ફત્તેખાને પોતાના સુલતાનને ઈ. સ. ૧૬૩૦ માં કેદ કર્યો, અને શાહજહાનને જણાવ્યું કે તેને સુલતાનના દુષ્ટ ચારિત્ર્ય અને શહેનશાહ સામે દુશ્મનાવટ રાખવા માટે આમ કરવાની ફરજ પડી હતી.

શાહજહાંને તરત જ કેદી સુલતાનને મારી નાખવા ફત્તેખાનને સૂચના મોકલી. તેણે આ સૂચનાનું પાલન કર્યું અને જાહેરમાં જણાવ્યું કે સુલતાન કુદરતી રીતે મરી ગયો હતો. ત્યાર પછી તેણે નિઝામશાહના દશ વર્ષના સગીર પુત્ર હુસેનશાહને ગાદી પર બેસાડ્યો અને પોતે રાજ્યમાં સરમુખત્યાર બન્યો. જે ફત્તેખાન પોતાના ધણીને નિમકહરામ નીવડ્યો હતો, તે હવે શાહજહાંનને પણ બેવફા નીવડ્યો ઈ. સ. ૧૬૩૧ માં દોલતાબાદના કિલ્લાને બિજાપુરના સુલતાને ઘેરો ઘાલ્યો હતો તે હઠાવવા શાહજહાંને મહોબતખાનને મોકલ્યો. બિજાપુરના લશ્કરને શાહજી ભોંસલેની સરદારી નીચે મરાઠાઓની મદદ મળ્યા કરતી હતી. ફત્તેખાન સામા પક્ષમાં જોડાયો અને તેણે મોગલોને કિલ્લો સોંપી દેવાની માગણીનો અસ્વીકાર કર્યો. મહોબતખાને તરત જ કિલ્લાને ઘેરો ઘાલ્યો. બે મહિના સુધી ઘેરો ચાલુ રહ્યો અને કિલ્લો સોંપી દેવા ફત્તેખાનને સમજાવી લેવામાં આવ્યો. હુસેનશાહને ગ્વાલિયરના કિલ્લામાં જીવન પર્યંત પૂરવામાં આવ્યો, અને નિઝામશાહી રાજ્યનો આવી રીતે અંત લાવવામાં આવ્યો. ફત્તેખાનની શાહી લશ્કરમાં નિમણૂક કરી એના દ્રોહનો બદલો વાળવામાં આવ્યો.

બિજાપુરનું આદિલશાહી રાજ્ય અને ગોલકોંડાનું કુતુબશાહી રાજ્ય હજી બળવાન હતું. શાહજહાંને હવે પોતાનું લક્ષ એ રાજ્ય તરફ દોર્યું. ગોલકોંડાનો પ્રદેશ ઓરિસાની બાજુમાં મોગલ સામ્રાજ્યની સરહદની લગોલગ આવ્યો હતો. ઈ. સ. ૧૬૨૯ માં ઓરિસાના મોગલ સૂબાએ ગોલકોંડાના રાજ્યમાં આવેલા માનસુરગઢ પર હલ્લો કર્યો અને તે જીતી લીધો. બીજે વરસે તેલગાનાના પ્રદેશ પર મોગલોએ હુમલો કર્યો અને તેનો મોટો ભાગ મોગલ સામ્રાજ્યમાં જોડી દીધો. ઈ. સ. ૧૬૩૫ માં શાહજહાંને દખ્ખણની લડાઈ પાછી ચાલુ કરી અને આ બે રાજ્યોને મોગલ શહેનશાહનું સાર્વભૌમપણું સ્વીકારવાનું કહેણ મોકલ્યું. શાહજી ભોંસલેએ અહમદનગરના એક શાહજાદાને સુલતાન તરીકે ઊભો કરી અહમદનગરનું ગુમાવેલું રાજ્ય ચાલુ કરવા પ્રયત્ન કર્યો. શાહજહાંને બિજાપુર અને ગોલકોંડાના સુલતાનો પાસે ખાતરી માગી કે તેઓ શાહજી ભોંસલેને તેના આ કામમાં ટેકો નહિ આપે.

ગોલકોંડાનો સુલતાન અબદુલ્લાહ કુતુબશાહ મોગલ આક્રમણના

ભયથી ડરી ગયો, એટલે તેણે શાહજહાનની શરતોનો સ્વીકાર કર્યો. પરંતુ બિજાપુરના આદિલશાહે નમતું આપ્યું નહિ અને શાહી આક્રમણનો સામનો કરવા તૈયારી કરવા માંડી. ત્રણ શાહી દળો ત્રણ દિશામાંથી બિજાપુરના રાજ્ય પર ધસી ગયાં. બિજાપુરના સૈનિકો બહાદુરીથી લડ્યા અને તેમણે પોતાની રાજધાનીને બચાવી લીધી. પરંતુ રાજ્યના બાકીના વિસ્તારમાં શાહી લશ્કરે ભયંકર લૂંટફાટ ચલાવી. આખરે આદિલશાહને સુલેહ કરવાની ફરજ પડી. તેણે મોગલોનું ચક્રવર્તીપણું સ્વીકાર્યું, તેમજ મોગલોની બીજી બધી શરતો કબૂલ કરી.

શાહજહાને પોતાના શાહજાદા ઔરંગઝેબને ઈ. સ. ૧૬૩૬ ના જુલાઈની ૧૪મી તારીખે દક્ષિણના સૂબા તરીકે નીમ્યો. આ સમયે તેનું વય ૧૮ વર્ષનું હતું. તેણે બાગલાણના સંસ્થાનને તાબે કર્યું, અને શાહજી ભોંસલેને શરણે થવાની તેમજ કેટલાક કિલ્લા સોંપી દેવાની ફરજ પાડી. એક વર્ષના સફળ વહીવટ બાદ ઔરંગઝેબે સૂબાપદનું રાજીનામું આપ્યું. ઈ સ. ૧૬૩૬ માં મોગલ શહેનશાહે દખ્ખણના સુલતાનો જોડે જે સુલેહ કરી હતી તે આશરે વીસ વર્ષ સુધી ટકી શકી; પણ ત્યારબાદ બન્ને પક્ષો વચ્ચે પાછી લડાઈ શરૂ થઈ. આ વખતે શાહજાદો ઔરંગઝેબ ઈ. સ. ૧૬૫૩ માં બીજી વાર દખ્ખણનો સૂબો નિમાયો. સૌથી પહેલાં તેણે પોતાના તાબાના પ્રાંતની આર્થિક સ્થિતિ સુધારવા પગલાં ભર્યાં. પ્રાંતની આર્થિક સ્થિતિ બગડવાની જવાબદારી નાલાયક અમલદારોની પરંપરાને આભારી હતી. તેણે પ્રાંતની મહેસૂલી પદ્ધતિ રાજા ટોડરમલના મહેસૂલી સિદ્ધાંત પર રચી. પરંતુ પ્રાંતના આંતરિક વહીવટમાં જ તેણે પોતાનો બધો સમય ગુમાવ્યો નહિ. તે ઘણો મહત્ત્વાકાંક્ષી હતો. તે પોતાના કુળની આક્રમણકારી નીતિને અજમાવવા હમેશાં તૈયાર રહેતો. ઔરંગઝેબ ચુસ્ત સુન્ની હતો, જ્યારે દખ્ખણના સુલતાનો શિયાપંથી મુસલમાન હતા, એ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

આ રાજ્યોમાં દખલગીરી કરવાના બહાનાં વારંવાર મળી આવતાં. ગોલકોંડાનું રાજ્ય દિલ્હીના રાજ્યને કદી પણ વખતસર ખંડણી આપતું નહિ.

આદિલશાહે દર વરસે મોગલ બાદશાહને શિરસ્તા મુજબ બેટો મોકલીને રીઝવ્યો નહિ. દિલ્હીની મોગલ સત્તાને આ રાજ્ય જોડે આથડવું હોય, તો ગમે તે બહાનાં શોધી કાઢવામાં આવતાં.

ગોલકોંડાના રાજ્યકારભારમાં માથું મારવાનું . આવું એક બહાનું આપોઆપ મળી આવ્યું. મીર જુમલા જેવા શક્તિશાળી પ્રધાને પોતાના સુલતાન અબ્દુલ્લા કુતબશાહનો દ્રોહ કર્યો, અને તેણે દિલ્હીના બાદશાહની નોકરી સ્વીકારી લીધી. ઔરંગઝેબે મીર જુમલાની તારીફ કરી, એને મોગલ દરબારમાં રોકી લેવા ભલામણ કરી, અને શાહજાદા મહમદ સુલતાનને હૈદરાબાદ પર હલ્લો કરવા મોકલ્યો. એના સૈનિકોએ શહેરમાં લૂંટ ચલાવી થોડાં અઠવાડિયાંમાં ઔરંગઝેબ જાતે ત્યાં જઈ પહોંચ્યો અને તેણે ગોલકોંડા ઘેરો ઘાલવાની તૈયારી કરી. કુતબશાહ આથી ગભરાઈ ગયો અને તેણે સુલેહ માટે વિનંતી કરી. ઔરંગઝેબ તો આખું રાજ્ય લઈ લેવા માગતો હતો, એટલે તેણે સુલેહની માગણીને નકારી અને ઘેરો વધુ જોરમાં ચાલુ રાખ્યો. આ સમયે શાહજહાનના જ્યેષ્ઠ પુત્ર દારા શિકોહે અને પુત્રી જહાન–આરાએ શાહજહાનને યુદ્ધ બંધ કરવા સમજાવ્યો. પિતાની આજ્ઞાને વશ થઈ ઔરંગઝેબને કુતબશાહ સાથે સંધિ કરવી પડી, અને ઘેરો ઉઠાવી લેવો પડ્યો. આમ ઔરંગઝેબનો હાથમાં આવેલો શિકાર અમુક સમયને માટે છટકી ગયો.

બિજાપુરના સુલતાને પણ આવી શાંતિનો લાંબો સમય પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશામાં પોતાના રાજ્યનો વિસ્તાર વધારવામાં ગાળ્યો. ઇ. સ. ૧૬૫૬ માં મહમદ આદિલશાહના મરણ પછી ૧૮ વર્ષનો એક યુવાન ગાદી પર આવ્યો. થોડા જ સમયમાં રાજ્યમાં ફાટફૂટ પડી અને બખેડા થવા લાગ્યા. ઔરંગઝેબે આનો લાભ લઈ મીર જુમલાને સાથે રાખી ઈ.સ. ૧૬૫૭ ના જાન્યુઆરીમાં બિજાપુર પર હલ્લો કર્યો. માર્ચ મહિના સુધીમાં તો બિદર પડ્યું અને ઑગસ્ટ મહિનામાં કલ્યાણ મોગલ સૈન્યના કબજામાં આવ્યું શાહી સૈન્યે બિજાપુરના પ્રદેશને ઘણી ક્રૂર રીતે ખેદાનમેદાન કર્યો. બિજાપુરનું આખું રાજ્ય જિતાવાની અણી પર હતું, તેવામાં ફરી એક વાર શાહજહાનને

વચમાં પડી આદિલશાહ જોડે સંધિ કરવા સમજાવવામાં આવ્યો. ફરી એક વાર ઔરંગઝેબના હાથમાં આવેલો શિકાર છટકી ગયો. અને આદિલશાહ સાથે સુલેહ કરવામાં આવી. કરાર પ્રમાણે આદિલશાહને મોટો યુદ્ધદંડ આપવાની તથા બિદર, કલ્યાણ અને પારન્દા મોગલોને સુપરત કરવાની ફરજ પડી.

આ કરારોથી દખ્ખણના સુલતાનો આશરે ત્રીસેક વર્ષ સુધી સ્વતંત્ર રહી શક્યા. ઈ. સ. ૧૬૫૭માં શાહજહાન ઓચિંતો માંદો પડ્યો. પરિણામે ગાદીવારસાનું યુદ્ધ શરૂ થયું, અને દખ્ખણની સવારીઓ બંધ થઈ.

## મધ્ય એશિયા અને વાયવ્ય સરહદના દેશો પ્રત્યેની નીતિ

મધ્ય એશિયામાં આવેલા બલ્ખ અને બદક્ષાનના બે પ્રાંતો અસલ બાબરની માલિકીના હતા, એટલે આ પ્રાંતોના વારસ તરીકે શાહજહાનને તે પાછા મેળવવાની ઇચ્છા થઈ. બાબરના આ પ્રાંતો તૈમૂરની રાજધાનીના શહેર સમરકંદના માર્ગ પર આવેલા હતા. શાહજહાનને આ પ્રાંતો મેળવવાની પ્રેરણા થઈ. ઓક્સસ નદીના પ્રદેશમાં ચાલતા આંતરવિગ્રહનો લાભ લઇ શાહજહાને બદક્ષાન પર હુમલો કર્યો. આ સાહસમાં પાદશાહને નિષ્ફળતા સાંપડી. શાહજાદા ઔરંગઝેબને યુદ્ધને મોખરે મોકલવામાં આવ્યો. ઔરંગઝેબ ઘણા જુસ્સાથી લડ્યો; અને તેણે ઘણી સફળતાથી લડાઈ ચલાવી છતાં તે આ આક્રમણની નિષ્ફળતા તરત જ કળી ગયો. મોગલોના, મહારાજ્યથી દૂર દૂર આવેલાં આ રાજ્યો સાથે જિતાય તેમ છતાં તેમને કાબૂમાં રાખવાનું કામ કેટલું અઘરું હતું એ તેને સમજાયું, એટલે તે રાજ્યો સાથે સુલેહ કરી તે હિંદ પાછો ફર્યો. મધ્ય એશિયાનું આ આક્રમણ આમ નિષ્ફળ નીવડ્યું.

શાહજહાનની વાયવ્ય સરહદના પ્રાંતો તરફની પરદેશ નીતિ પણ તદ્દન નિષ્ફળ નીવડી. હિંદુસ્તાન અને પશ્ચિમના દેશો વચ્ચેના વ્યાપારી માર્ગ પર આવેલા કંદહાર શહેર પર તેની નજર ઠરી. વળી કંદહારની બીજી અગત્ય પણ હતી: અને તે એ કે તે હિંદના વાયવ્ય સરહદને માર્ગે પ્રવેશવાના દ્વાર જેવું

હતું; એટલે આ શહેરનો કબજો સામ્રાજ્યની સલામતી માટે તદ્દન જરૂરી હતો.

કંદહારના સૂબા અલી મર્દાનખાનને લલચાવવા મોગલોએ ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ ઘણા લાંબા સમય સુધી તેઓ તેને ઈરાનના શાહ પ્રત્યેની વફાદારીમાંથી ડગાવી શક્યા નહિ. છેવટે ઈરાનનો શાહ અલીમર્દાનખાન તરફ શકાની નજરે જોવા લાગ્યો, ત્યારે તે મોગલોના પક્ષમાં ભળી ગયો, અને તેણે મોગલોને કંદહાર સોંપી દીધું. મધ્ય એશિયામાં મોગલોને મળેલી નિષ્ફળતાથી તેમની શાખ ઘટી. વળી ઈરાનીઓએ પણ કંદહર પાછું જીતી લેવા હિંમત કરી અને તેઓ તેમાં ફાવ્યા. શાહજહાનની નબળી પરદેશનીતિ કંદહારના પતન માટે જવાબદાર હતી, એમ કહીએ તો ખોટું નથી. તેણે મોગલ સામ્રાજ્યમાંથી હંમેશને માટે કંદહાર ગુમાવ્યું.

## ગાદીવારસાનાં યુદ્ધો

ગાદીવારસા માટે અકબરના સમયથી મોગલ શાહજાદાઓએ અધીરા બની, ખુનામરકીથી અને બંડખોર વૃત્તિથી ગાદી મેળવવાનો શિરસ્તો પાડ્યો હોય એમ લાગે છે! સલીમે અકબર સામે બંડ કર્યું, શાહજહાને જહાંગીરની સામે બંડ કર્યું અને શાહજહાનના શાહજાદાઓએ પિતા સામે બડ ઉઠાવ્યું. શાહજાહનને ચાર પુત્રો હતા : દારા શિકોહ, શુજા, ઔરંગઝેબ અને મુરાદ. સૌથી નાનો મુરાદ ૩૩ વર્ષનો હતો એટલે બધા જ પુત્રો ઉંમરલાયક હતા. તેમને પ્રાંતના સૂબા તરીકે અથવા લશ્કરના સેનાપતિ તરીકે રાજ્યવહીવટનો તેમજ લશ્કરી વહીવટનો સારો અનુભવ હતો. તેઓ બધા બહાદુર યોદ્ધા હતા, પરંતુ ઔરંગઝેબ સિવાય બાકીના શાહજાદાઓમાં ચારિત્ર્યના કેટલાક દોષો હતા. આ અવગુણોથી તેમના બીજા ગુણો ઝાંખા પડ્યા હતા. તેમની આ ત્રુટિઓને લીધે જ તેઓ ગાદી માટેની હરીફાઈમાં નિષ્ફળ નીવડ્યા. ઔરંગઝેબ મહાન મુત્સદ્દી હતો. તે પોતાની ખરી લાગણી છુપાવી શકતો. બહારથી વફાદારી, પ્રેમ અને નિઃસ્વાર્થ વૃત્તિનો ડોળ કરી પોતાના હરીફોને ઊંધે માર્ગે ચડાવવાની તેનામાં અદ્‌ભુત આવડત હતી.

શાહજહાનની માંદગી જાહેર કરવામાં આવી, ત્યારે ચારે શાહજાદાઓએ એક ક્ષણ પણ ગુમાવ્યા વગર, ગાદી મેળવવા માટે તૈયારી કરવા માંડી.

મુરાદે ખુલ્લી રીતે ગુજરાતમાં પોતાને બાદશાહ તરીકે જાહેર કર્યો, અને શુજાએ બંગાળમાં પણ તેમ કર્યું. ઔરંગઝેબે ધીરજપૂર્વક ચોભી જઈ બીજા ભાઈઓની ચાલબાજી પર નજર રાખવાનું પસંદ કર્યું. કેટલાક સમય પછી તેણે એક ભેદી યુક્તિ રચવાનો નિર્ણય કર્યો. જ્યેષ્ઠ બંધુ દારા તો કાફર છે અને ઇસ્લામનો દુશ્મન છે એવું તહોમત મૂકી તેણે તેને જાહેર રીતે વખોડી કાઢ્યો. વૃદ્ધ શહેનશાહને આવા અધર્મી શાહજાદાની લાગવગ અને અંકુશમાંથી મુક્ત કરવાનો જ પોતાનો ઇરાદો છે, એવું ઔરંગઝેબે જાહેર કર્યું. તેણે મુરાદ જોડે સમજૂતી કરી લીધી: ગાદી મેળવવાની પોતાની સહેજ પણ ઇચ્છા નથી, અને તે પોતે તો ફકીરનું જીવન ગાળવા માગે છે, પરંતુ મોગલોનું રાજ્ય દારા જેવા અધર્મીના હાથમાં ન જાય તેટલા માટે તે તેના પક્ષમાં રહી લડે છે, એમ તેણે મુરાદને સમજાવ્યું. તે જાણતો હતો કે પોતાની ધારણા પાર પાડ્યા પછી મુરાદને ઉખેડી નાખવાનું કામ અઘરું નથી.

સૌથી પહેલાં શુજા બંગાળ તરફથી લશ્કર લઈ આગળ વધ્યો. શાહી લશ્કરે તેનો વળતો સામનો કર્યો, તેને હરાવ્યો અને તેને બંગાળ પાછા હઠવાની ફરજ પાડી. મુરાદ તથા ઔરંગઝેબે દિપાલપુરની હદ બહાર પોતાનાં લશ્કરો એકઠાં કર્યાં. બંનેનાં સયુક્ત લશ્કરોએ ઉજ્જન પાસે આવેલા ધરમત નજીક મહારાજા જશવંતસિંહની સરદારી નીચે લડતા શાહી સૈન્યને સખત હાર આપી. તે પછી બંને વિજેતા બંધુઓ રાજધાની તરફ ધસ્યા. પરંતુ આગ્રાથી થોડે દૂર સમુઘર નજીક દારા શાહી સૈન્ય લઈ ઔરંગઝેબ અને મુરાદના સંયુક્ત લશ્કર સામે આવી ઊભો. અહીં દારાની હાર થઈ અને તેને નાસી જવાની ફરજ પડી. દારા મુલતાન તરફ નાઠો જો તે લાહોર તરફ નાસી ગયો હોત તો ત્યાં તેને જરૂર મહોબ્બતખાનની મદદ મળત. પરંતુ મુલતાન તરફ નાસતાં ઔરંગઝેબે તેનો પીછો પકડ્યો. આખરે તેને પકડી દિલ્હી લાવવામાં આવ્યો અને ઇસ્લામના દુશ્મન તરીકે તેનો વધ કરવામાં આવ્યો. ઔરંગઝેબે ત્યારપછી મુરાદને મથુરામાં પ્રપંચથી કેદી બનાવ્યો. તેને ગ્વાલિયરના કિલ્લામાં પૂરવામાં આવ્યો. થોડા વખત પછી ગુજરાતમાં કોઈ એક માણસે મુરાદ પર પોતાના પિતાનું ખૂન કરવાનો આરોપ મૂક્યો, અને આ ગુના બદલ તેનો વધ કરવામાં આવ્યો. દારાના જ્યેષ્ઠ પુત્રને પણ

છૂપી રીતે એ જ કેદખાનામાં મારી નાખવામાં આવ્યો. શુજાને હરાવી બંગાળમાં હાંકી કાઢવામાં આવ્યો. ત્યાંથી તે આરાકાન નાસી ગયો. પાછળથી આરાકાનમાં બ્રહ્મદેશના રાજા સામે કાવતરું કરવા માટે તેને આખા કુટુંબ સહિત મારી નાખવામાં આવ્યો.

આ પ્રમાણે ઔરંગઝેબના માર્ગમાંથી બધા હરીફ઼ો દૂર થઈ ગયા. પોતાના વૃદ્ધ પિતા શાહજહાનને કેદ કરી, તે હિંદુસ્તાનનો પાદશાહ બન્યો

## શાહજહાનના અમલની સમાલોચના

ભારતના ઇતિહાસમાં શાહજહાનનો અમલ મોગલસત્તાના સુવર્ણયુગ તરીકે ગણાય છે. એ યુગ અપૂર્વ દબદબો અને જાહોજલાલીનો હતો; રાજ્યમાં સર્વત્ર શાંતિ અને સલામતી નજરે પડતાં. મુલ્કી વહીવટ કડક હતો અને રાજમાર્ગો એટલા તો સલામત અને નિર્ભય હતા કે લૂંટફાટના ગુના બદલ એક પણ માણસને દેહાંતની સજા કરવામાં આવી ન હતી. એમ કહેવાય છે કે શાહજહાનના અમલમાં "એક રાજા પોતાની પ્રજા ઉપર રાજ્ય કરે તેના કરતાં એક પિતા પોતાનાં બાળકો અને કુટુંબી જનો પર મમતાભર્યો વહીવટ ચલાવતો હોય એમ લાગતું."

શાહજહાનના અમલ દરમ્યાન બીજા દેશો જોડેનાં ખાસ નોંધવા લાયક યુદ્ધો ઘણાં ઓછાં હતાં. અંદરઅંદરના ઝઘડાઓ અને બખેડાઓમાંથી દેશ મુક્ત હતો. દેશમાં સર્વત્ર આબાદી હતી, અને અમલને અંતે રાજ્યનું અનામત ભંડોળ એટલું મોટું હતું કે તે બીજા પચાસ વર્ષ સુધી નભી શકયું

મોગલ દરબાર પહેલાં કદી ન જોયેલા એવા દબદબા અને વૈભવથી ભરપૂર હતો. ઉત્સવો પાછળ પણ શાહજહાને લખલૂટ પૈસો ખર્ચ્યો સમ્રાટનો એને ભારે શોખ હતો. એનાં રત્નોનો સંગ્રહ અલાદ્દીનના જાદુઈ ખજાના કે અરેબિયન નાઈટ્સના કલ્પિત ખજાના કરતાં અનેક ગણો હતો. એનું 'મયૂરાસન' તો જોનારને આંજી નાખે એવું કળાના અદ્દભુત નમૂના જેવું હતું! ગોલકોંડાની ખાણમાંથી નીકળેલા "કોહિનૂર"ના અમૂલ્ય, અતિ તેજસ્વી અને અજોડ હીરાનો એ માલિક હતો.

હિંદના સમ્રાટોમાં શાહજહાન એક જ બાબતમાં ચઢી જાય છે અદ્દભુત ઇમારતો અને શિલ્પના ભવ્ય નમૂનાઓ બાંધનાર બીજો શહેનશાહ ભારતવર્ષે જોયો નથી એનો મુમતાઝ બેગમ પ્રત્યેનો સ્નેહ એક આદર્શ પ્રેમ હતો બેગમના મરણ બાદ તેણે એ પ્રેમના સ્મારક સમો શ્વેત આરસનો ભવ્ય તાજ બંધાવ્યો આ તાજમહાલ આલમની અદ્દભુત ઇમારત છે ગુર્જર કવિસમ્રાટ ન્હાનાલાલના શબ્દોમાં કહીએ તો તાજમહાલ

"પ્રેમની કવિતા કેરો, કે એ જાહોજલાલીનો,
સૌન્દર્યનો, કલાનો, કે તાજ એ મુમતાઝનો !"



દિવાને-ખાસ

શાહજહાનના યુગના રાજમહેલો, તેના આરસના સ્તંભોવાળા સભાગ્રહો -દિવાને-આમ અને દિવાને-ખાસ એ મોગલ શિલ્પકૃતિના અદ્દભુત નમૂના છે એની બંધાવેલી "મોતી મસ્જિદ" તથા "જુમ્મા મસ્જિદ" પણ

છૂપી રીતે એ જ કેદખાનામાં મારી નાખવામાં આવ્યો. શુજાને હરાવી બંગાળમાં હાંકી કાઢવામાં આવ્યો. ત્યાંથી તે આરાકાન નાસી ગયો. પાછળથી આરાકાનમાં બ્રહ્મદેશના રાજા સામે કાવતરું કરવા માટે તેને આખા કુટુંબ સહિત મારી નાખવામાં આવ્યો.

આ પ્રમાણે ઔરંગઝેબના માર્ગમાંથી બધા હરીફો દૂર થઈ ગયા. પોતાના વૃદ્ધ પિતા શાહજહાનને કેદ કરી, તે હિંદુસ્તાનનો પાદશાહ બન્યો.

## શાહજહાનના અમલની સમાલોચના

ભારતના ઇતિહાસમાં શાહજહાનનો અમલ મોગલસત્તાના સુવર્ણયુગ તરીકે ગણાય છે. એ યુગ અપૂર્વ દબદબો અને જાહોજલાલીનો હતો રાજ્યમાં સર્વત્ર શાંતિ અને સલામતી નજરે પડતાં. મુલ્કી વહીવટ કડક હતો અને રાજમાર્ગો એટલા તો સલામત અને નિર્ભય હતા કે લૂંટફાટના ગુના બદલ એક પણ માણસને દેહાંતની સજા કરવામાં આવી ન હતી. એમ કહેવાય છે કે શાહજહાનના અમલમાં "એક રાજા પોતાની પ્રજા ઉપર રાજ્ય કરે તેના કરતાં એક પિતા પોતાનાં બાળકો અને કુટુંબી જનો પર મમતાભર્યો વહીવટ ચલાવતો હોય એમ લાગતું."

શાહજહાનના અમલ દરમ્યાન બીજા દેશો જોડેનાં ખાસ નોંધવા લાયક યુદ્ધો ઘણાં ઓછાં હતાં. અંદરઅંદરના ઝઘડાઓ અને બખેડાઓમાંથી દેશ મુક્ત હતો. દેશમાં સર્વત્ર આબાદી હતી, અને અમલને અંતે રાજ્યનું અનામત ભંડોળ એટલું મોટું હતું કે તે બીજાં પચાસ વર્ષ સુધી નભી શક્યું

મોગલ દરબાર પહેલાં કદી ન જોયેલા એવા દબદબા અને વૈભવથી ભરપૂર હતો. ઉત્સવો પાછળ પણ શાહજહાને લખલૂટ પૈસો ખર્ચ્યો સગ્રહનો એને ભારે શોખ હતો. એનાં રત્નોનો સંગ્રહ અલાદ્દીનના જાદુઈ ખજાના કે અરેબિયન નાઈટ્સના કલ્પિત ખજાના કરતાં અનેક ગણો હતો. એનું 'મયૂરાસન' તો જોનારને આંજી નાખે એવું કળાના અદ્ભુત નમૂના જેવું હતું! ગોલકોંડાની ખાણમાંથી નીકળેલા "કોહિનૂર"ના અમૂલ્ય, અતિ તેજસ્વી અને અજોડ હીરાનો એ માલિક હતો.

## ઔરંગઝેબ

ઔરંગઝેબે પોતાના પિતાને કેદ કરી ગાદી પચાવી પાડી, ત્યારે તેનું
[illegible]ય ૪૦ વર્ષનું હતું. તે લખતાં શીખ્યો હતો. એને જે જાતનું શિક્ષણ મળ્યું



અને જે જાતના સંસ્કાર પડ્યાં, તેનાથી તે ધર્મચુસ્ત બન્યો હતો. દુન્યા
જીવનના મોજશોખ અને દબદબા કરતાં આત્માના કલ્યાણ અને મોક્ષના
વિચારોમાં તે વધારે મશગૂલ રહેતો. એક પાક મુસલમાનને યોગ્ય એવું બધું
શિક્ષણ એને આપવામાં આવ્યું હતુ. ઔરંગઝેબ પોતાના યુગની વિદ્વત્તામાં
નિપુણ બન્યો હતો.

રાજ્યભિષેક કરાવ્યો. તેણે રાજ્યના કાયદાકાનૂનો તથા શિરસ્તામાં કુરાનનાં ફરમાન અનુસાર ફેરફારો કર્યા. અકબરના ઈલાહી અથવા સૂર્યના વર્ષને બદલી તેણે આરબ પંચાંગ પ્રમાણે ચંદ્ર ગણનરી પર રચાયેલું વર્ષ અને મહિનાઓના જૂનાં નામો ચાલુ કર્યા.

ઔરંગઝેબ ગાદી પર બેઠો કે તરત જ હિંદના એક અને અવિભક્ત રાષ્ટ્રનું અકબરનું સ્વપ્ન હવામાં ઊડી ગયું. ઔરંગઝેબ ગાદી પર બેઠો તે સમયે સામ્રાજ્યના ઘણા પ્રાંતોમાં મુલ્કી વહીવટ લગભગ ભાંગી પડ્યો હતો. આ અવ્યવસ્થાનુ કારણ ગાદીવારસાની લડાઈઓ હતું આખા દેશમાં દુષ્કાળના સમયની સ્થિતિ પ્રવર્તી અને પ્રજાને ઘણું સંકટ સહન કરવું પડ્યું. ઔરંગઝેબે આ સંકટનિવારણઅર્થે કેટલાંક તાત્કાલિક પગલાં ભર્યાં. અસહ્ય કરોના બોજામાંથી તેણે લોકોને રાહત આપી તેણે લગભગ ૮૦ જાતના જુદા જુદા કરો અને નાકાવેરા માફ કર્યા. પરિણામે રાજ્યની તિજોરીમાં આવતા કરોડો રૂપિયા પ્રજામાં ફરતા થઈ ગયા.

## ઔરંગઝેબના રાજ્યના વિભાગ

ઔરંગઝેબે ૫૦ વર્ષ સુધી રાજ્ય કર્યું ઈ. સ ૧૬૫૮થી ૧૭૦૭ નાં આ અમલના બે ભાગ પાડી શકાય.

[૧] રાજ્યઅમલના પૂર્વાર્ધમાં એટલે ૨૫ વર્ષ (ઈ સ ૧૬૫૮ થી ૧૬૮૧) તેણે ઉત્તર હિંદમાં ગાળ્યાં. આ દરમ્યાન સામ્રાજ્યની સ્થિતિ ઘણી સધ્ધર અને સંગીન હતી જો કે સામ્રાજ્યના સીમાડાના પ્રદેશોમાં લડાઈઓ ચાલતી હતી, છતાં મધ્ય ભાગમાં શાંતિ હતી, રજપૂતો અને શીખો તરફથી મુસીબતોને ઊભી કરવામાં આવતી હતી, પણ આ તકરારો સામ્રાજ્યના ભાવિ માટે અનિષ્ટ ચિહ્ન તરીકે પરિણમવાની હતી. મોગલ રાજપ્રકરણમાં તે સમયે દક્ષિણ ખાસ અગત્યનું તત્ત્વ ન હતું.

[૨] રાજ્યઅમલના ઉત્તરાર્ધમાં એટલે ઈ. સ. ૧૬૮૧ થી ૧૭૦૭ સુધી મોગલ શહેનશાહની પ્રવૃત્તિનું કેન્દ્ર ઉત્તરમાંથી દક્ષિણમાં ખસ્યું. હવે ઔરંગઝેબ પોતાના દરબાર અને રસાલા સહિત દક્ષિણમાં ગયો. ત્યાં

દક્ષિણનાં મુસલમાન રાજ્યો અને મરાઠાઓ સાથે તે લાંબી પણ નિરર્થક અથડામણમાં ઊતર્યો. દક્ષિણનાં આક્રમણો મોગલ સામ્રાજ્યને અનિષ્ટકારક




નીવડ્યાં એટલું જ નહિ, પણ ઔરંગઝેબની તંદુરસ્તીને પણ ઘાતક નીવડ્યાં. આ લડાઈ દરમ્યાન ૯૦ વર્ષની બુઝર્ગ વયે તેનું શરીર આખરે ખખળી ગયું

અને તે મૃત્યુ પામ્યો; આટલું છતાં એનો જુસ્સો છેલ્લી ઘડી સુધી અણનમ અને અજેય રહ્યો હતો.

## પૂર્વનું આક્રમણ

આરંભના વર્ષો દરમ્યાન એવાં કાંઈ પણ ચિહ્નો જણાતાં ન હતાં કે ઔરંગઝેબના મૃત્યુ બાદ મોગલ સામ્રાજ્ય વિનાશ અને અધોગતિના ગર્તમાં ડૂબી જશે. એ સમયે તો શાહજહાનના દરબારનો આંજી નાખે એવો દબદબો ચાલુ હતો. ઔરંગઝેબના દરબારમાં ઇરાન, બોખારા, અરબસ્તાન, એબિસિનિયા અને ડચ ઈસ્ટ ઇંડીઝના પરદેશી રાજ્યોના એલચી આવ્યા હતા અને શહેનશાહે તેમનુ યોગ્ય સન્માન કર્યું હતું.

મોગલ સામ્રાજ્યના ઈશાન સીમાડા આગળ લડાઈ ચાલતી, અને મહત્ત્વાકાંક્ષી મોગલ સરદારો સામ્રાજ્યને વધારવા યત્ન કરતા હતા. બિહારના સૂબા દાઉદખાને ઈ. સ. ૧૬૬૧ માં પાલમન કબજે કર્યું. બંગાળના પ્રખ્યાત સૂબા મીર જુમ્લાએ આસામ અને કૂચબિહાર જીત્યાં. મીર જુમલાના મરણ પછી એના અનુગામી શાઈસ્તખાને ફિરંગી અને બહ્મી ચાંચિયાઓ પાસેથી ચિત્તાગોંગ છીનવી લીધુ, ઈ સ. ૧૬૬૬. પછી તેણે સોનદીપનો ટાપુ પણ લઈ લીધો પૂર્વના જંગમાં મોગલોને સફળતા મળી, છતાં ચાંચિયાઓનો ઉપદ્રવ તો ઔરંગઝેબના આખા અમલ દરમ્યાન ચાલુ રહ્યો. મીર જુમલાના મરણથી મોગલોએ એક શક્તિશાળી સરદાર ગુમાવ્યો

## અફઘાનો સાથે યુદ્ધ

પૂર્વના મોરચા પર યુદ્ધ પૂરું થયું કે તરત જ વાયવ્ય સરહદમા ગડબડ શરૂ થઈ યુસુફઝાઈ ટોળીઓ અને તેમના અફઘાન સરહદ પરના મિત્રોએ બળવો કર્યો આ ટોળીઓ લડાયક અને બહાદુર હતી, અને તે પોતાના ડુંગરાળ પ્રદેશમાં નિર્ભય રીતે રહેતી હતી. તેઓ પંજાબના વાયવ્ય સરહદનાં માતબર શહેરો પર હલ્લા કરતા અને તેમને લૂંટી લેતા. તેમનું આક્રમણ દિન પ્રતિદિન વધવાથી તેમને દાબી દેવાનું ઔરંગઝેબે વાજબી ધાર્યું. ઈ. સ. ૧૬૬૭ માં ભાગું નામના યુસુફઝાઈ સરદારે કાબુલ નદીના કાંઠા પર આવેલા

મોગલ પ્રદેશ પર હુમલો કરી તેને વેરાન કર્યો આ લડાઈ ઘણાં વર્ષો સુધી ચાલી અને આખરે મોગલોએ અફઘાનોને વશ કર્યા. ઈ. સ. ૧૬૭૨ માં આફ્રિદી નામની બીજી ટોળીએ અકમલખાનની સરદારી નીચે બંડ કર્યું. ખાઈબરઘાટના પ્રદેશના પઠાણોએ આફ્રિદીઓને સાથ આપ્યો, અને શાહી લશ્કર પર અપૂર્વ જીત મેળવી. અકમલખાનની પ્રતિષ્ઠા ઘણી વધી. આખરે ઔરંગઝેબને કાબેલ અને અનુભવી મહોબતખાનને કાબુલના સૂબા તરીકે મોકલવાની ફરજ પડી, અને મહારાજા જશવંતસિંહને તેની જોડે સહકાર સાધી કામ કરવાનું ફરમાન કરવામાં આવ્યું. શુજ્જતખાન નામના એક સરદારની આગેવાની હેઠળ વાયવ્ય સરહદ તરફ એક બીજું શાહી સૈન્ય મોકલવામાં આવ્યું હતું. શુજ્જતખાને બીજા મોગલ સરદારો સાથે સુમેળ સાધીને કે સહકાર સાધ્યા વગર એકલે હાથે ઉધ્ધતાઈથી કાબુલ તરફ ધસારો કર્યો, અને ઈ. સ ૧૬૭૪ માં તેણે કારાપા ઘાટના પ્રદેશ પર ઊતરવાની કોશિશ કરી પરંતુ દુશ્મનોએ તેને ઘેરી લીધો અને મારી નાખ્યો. એનું લશ્કર મોટા ભયમાં આવી પડ્યું, પણ અણીને વખતે મહારાજા જશવંતસિંહના આગમનથી તે બચી જવા પામ્યું.

કારાપાના ભયંકર પરાજ્યથી ઔરંગઝેબને મોગલોની ગુમાવેલી પ્રતિષ્ઠા પ્રબળ રીતે સ્થાપવાની ખાસ જરૂર સમજાઈ. યુદ્ધના મોખરાના કોઈ નજીકના સ્થળે તે જાતે કસાયેલા યોદ્ધાઓને લઈ અફઘાનોને શિક્ષા કરવા ઊપડ્યો. તેણે શામ અને દામની નીતિનો ઉપયોગ કર્યો. ઈ. સ. ૧૬૭૬ માં એ નિર્ણયાત્મક જીતો મેળવી અફઘાનોને તેણે વશ કર્યા. એના અમલના અંત સુધી ફરી તેમણે મોગલ સત્તા સામે માથું ઊંચક્યું નહિ.

## ઔરંગઝેબની ધર્મનીતિ

આપણે જોઈ ગયા કે ઔરંગઝેબ ચુસ્ત સુન્ની મુસલમાન હતો. મોગલ સામ્રાજ્યનો વહીવટ ચુસ્ત સુન્ની પંથના સિદ્ધાંતો પ્રમાણે ચલાવવાની તેની ઇચ્છા હતી. આમ કરવામાં તે કોઈપણ જાતની રાજ્યનીતિના ધોરણ કરતાં પોતાના આત્માના આદેશ પ્રમાણે વધારે દોરવાતો; પછી ભલે તેમ કરવામાં રાજ્યના હિતને લાભ કે હાનિ પહોંચે. પોતાની ધાર્મિક માન્યતાઓ વિષે

કોઈ પણ જાતનું સમાધાન કે મધ્યમ નીતિ સ્વીકારવા કરતાં તે પોતાની રાજ્યગાદીને પણ જોખમમાં મૂકવા તૈયાર રહેતો. તે પોતાના ધર્મને સાચી શ્રદ્ધાથી વળગી રહ્યો, અને તે જ પ્રમાણે પોતાનું જીવન જીવવા પણ તેણે પોતાથી બનતું કર્યું.

ઔરંગઝેબને ધર્મ એ જીવનનું સર્વસ્વ હતું. ધર્મના વિચારો જ હમેશાં એના મનમાં ઘોળાયા કરતા. ઇસ્લામ ધર્મને નિભાવવો એ મુસલમાન રાજાની પવિત્ર ફરજ છે, એમ એ માનતો હતો. પોતાના સિવાય બીજો કોઈ રાજા આ ફરજ પાળશે કે કેમ એવી એને શંકા હતી. દક્ષિણનાં આક્રમણો, હિંદુ રાજ્યોનાં સામ્રાજ્યમાં બળજબરીથી જોડાણ, અને રાષ્ટ્રની બહુમતી ધરાવતાં હિંદુ પ્રજાજનો તરફનું એનું વિઘાતક વલણ ઇસ્લામ ધર્મની એની દૃઢ માન્યતાને આભારી હતું. સમય જતાં એક વખતના મોગલ રાજ્યના વફાદાર હિંદુઓ સામ્રાજ્યના કટ્ટર વિરોધી બન્યા. વર્ષો વીતતાં ગયાં, તેમ તેમ ઔરંગઝેબ પણ વધુ ને વધુ ધર્માંધ બનતો ગયો. તેણે જુલમની નીતિને પૂર વેગથી અમલમાં મૂકી. ઈ. સ. ૧૬૬૮માં તેણે મુલતાન, કાશી અને થટ્ટાનાં હિંદુ મંદિરો તથા શાળાઓનો નાશ કરવાનો સામાન્ય હુકમ બહાર પાડ્યો. કાશીનું વિશ્વનાથ મહાદેવનું ભવ્ય શિવાલય અને મથુરાનાં કેશવરાય અને સોમનાથનાં મંદિરો જમીનદોસ્ત કરવામાં આવ્યાં. ઈ. સ. ૧૬૭૯–૮૦ ના એક વર્ષના ગાળામાં જ તેણે એકલા મેવાડમાં ૨૪૦ હિંદુ મંદિરોનો નાશ કર્યો.

ગાદી પર આરૂઢ થયા પછી તરત જ ઔરંગઝેબે મુસલમાનો પ્રત્યે પક્ષપાત બતાવવાની નીતિ અમલમાં મૂકી. તેણે મુસલમાન વેપારીઓને જકાતના વેરામાંથી તેમજ નાકાવેરામાંથી મુક્ત કર્યા. ઈ. સ. ૧૬૭૧ માં, એક ફતવો બહાર પાડી તેણે જાહેર કર્યું કે રાજ્યની જમીનના મહેસૂલી અધિકારીઓ તરીકે તેમજ દીવાનો અને પેશકારો (કારભારી કે શિરસ્તેદાર) તરીકે તો મુસલમાનો જ નિમવા જોઈએ. ઈ. સ. ૧૬૭૯ માં ઔરંગઝેબે હિંદુઓમાં ઘણો ગવાયેલો અને ધિક્કારને પાત્ર બનેલો 'જજિયા' વેરો હિંદુઓ પર પાછો શરૂ કર્યો. આ ઊલટું પગલું મોગલ ગાદીના તેમજ

સામ્રાજ્યના અસ્તિત્વને છિન્નભિન્ન નીવડ્યું. ઈ. સ. ૧૬૯૫ માં એક ઢંઢેરો બહાર પાડી રજપૂતો સિવાયના કોઈ પણ હિંદુને પાલખીનો, ઘોડાનો, અને હાથીનો ઉપયોગ કરતા અટકાવ્યા. તેણે હિંદુઓને હથિયારો રાખવાની પણ મના કરી.

આવાં વિઘાતક પગલાંથી અને કડક કાયદાથી હિંદુઓ બળવાને માર્ગે વળે નહિ તો બીજું શું કરે? ઈ. સ. ૧૬૬૯ મા શહેનશાહે મથુરાનાં પ્રખ્યાત મંદિરોનો નાશ કર્યો, ત્યારે જાટ લોકો ઘણા ઉશ્કેરાયા અને તેમણે બળવો કર્યો. ઈ. સ. ૧૬૮૯ માં રજપૂતોએ ખુલ્લો બળવો કર્યો રજપૂતોના બંડનુ કારણ ઔરંગઝેબના મારવાડના રજપૂત રાજ્ય તરફનુ ઘાતકી વર્તન હતું. મારવાડને સામ્રાજ્યમાં જોડી દેવું એ એની ખાસ મુરાદ હતી: અથવા મહારાજા જશવંતસિંહનો પુત્ર અજીતસિંહ ઇસ્લામ ધર્મ સ્વીકારે તો તેને મારવાડની ગાદી આપવામાં આવશે એવી આકરી શરત ઔરંગઝેબે મારવાડ સમક્ષ મૂકી. જો કે રાજકુંવર અજીતસિંહને રાજ્યમાથી ખસેડી આબુ પર્વતના કોઈએક નિર્જન સ્થળે વર્ષો સુધી રાખવામાં આવ્યો હતો, પરંતુ આખરે તે મારવાડની ગાદી પર બેઠો, અને ત્યારબાદ મેવાડના રાણા રાજસિંહની મદદથી તેણે મોગલો સાથે યુદ્ધ શરૂ કર્યું. રજપૂતોએ આ પ્રસંગને પોતાનાં રાષ્ટ્રીય સ્વમાન, જાતીય દરજ્જો, અને સ્વધર્મને હણનારો માની લીધો, અને મોગલો સામે તેમણે સંયુક્ત મોરચો માંડ્યો.

ઔરંગઝેબ પંડે ઈ. સ. ૧૬૭૯ માં રજપૂતો સાથેના યુદ્ધની દોરવણી કરવા અજમેર ગયો. શાહજાદા મુઆઝમ, આઝમ અને અકબરની સરદારી હેઠળ મોગલ લશ્કરે આક્રમણ શરૂ કર્યું. રજપૂતો પોતાની લાક્ષણિક વીરતાથી લડ્યા, છતાં યુદ્ધને અંતે મારવાડનું રાજ્ય મોગલ સામ્રાજ્યમા જોડી દેવામાં આવ્યું. જો કે મારવાડની જીત તો અધૂરી જ રહી વળી મોગલોએ ઉદેપુર અને ચિતોડ કબજે કર્યાં અને મેવાડની ભૂમિને ઉજ્જડ બનાવી દીધી, છતાં મેવાડ સામેનું યુદ્ધ પણ જોઈએ તેટલું નિર્ણયાત્મક નીવડ્યું નહિ. મેવાડનો રાણો રાજસિંગ અજેય રહ્યો. તે અરવલ્લીના ડુંગરામાં ભરાયો,

અને ત્યાં રહીને બહાદુર સિસોદિયા અને ભડવીર રાઠોડ રજપૂતોની મદદથી તેણે મોગલો સામે ભયંકર 'ગેરીલા યુદ્ધ' ચલાવ્યું. એથી મોગલ સૈનિકો ત્રાસી ગયા. ઔરંગઝેબે મોગલ સૈન્યની નિષ્ફળતા માટે શાહજાદા અકબરનો દોષ કાઢ્યો, અને એને મેવાડના મોરચા પરથી ખસેડી મારવાડના જંગલમાં વિદાય કર્યો. પરંતુ અકબરને પિતાના આ કૃત્યથી ઘણું માઠું લાગ્યું. હજી તો તે ૨૩ વર્ષનો, મહત્ત્વાકાંક્ષી અને આશાવાદી યુવાન હતો. રજપૂતોએ આ તકને ઝડપી લીધી: તેમણે ઔરંગઝેબને પદભ્રષ્ટ કરી શાહજાદા અકબરને ગાદી પર બેસાડી, હિંદુત્વ અને રજપૂત સ્વાતંત્ર્ય પર ઝઝૂમતા ભયને સફળ રીતે દૂર કરવાની યુક્તિ રચી. મેવાડના રાણા રાજસિંગે અને રાઠોડ આગેવાન વીર દુર્ગાદાસે શાહજાદા અકબરને એવી શરતે માગણી કરી, કે જો તે દિલ્હીની ગાદી મેળવવા ઔરંગઝેબ સામે યુદ્ધ કરે તો રજપૂતો તેને સંગીન ટેકો આપવા તૈયાર છે. અકબરે આ માગણી કબૂલ રાખી. હવે રજપૂત સૈન્ય અને અકબરનું સૈન્ય શાહી છાવણી તરફ ધસ્યું એથી ઔરંગઝેબ બહુ કફોડી સ્થિતિમાં આવી પડ્યો. તે પોતાની મુત્સદ્દીગીરીથી અને પ્રપંચથી આ કફોડી સ્થિતિમાંથી છટકી ગયો. શાહજાદો અકબર રજપૂતોને ફસાવવા માગે છે, એવી મતલબનો એક બનાવટી પત્ર રજપૂતોના હાથમાં જાય એવી યુક્તિ તેણે રચી. આ લાગ સફળ નીવડ્યો. અને રજપૂતો પ્રપંચના ભયથી અકબરની છાવણીમાંથી પાછા ગયા. શાહજાદા અકબરને પોતાની સલામતી ખાતર ભાગી જવાની ફરજ પડી. ઔરંગઝેબનો પ્રપચ થોડા વખતમાં જ ખુલ્લો પડી ગયો, અને તે શાહજાદા અકબરને મદદ કરવા પહોંચી ગયો. તેની મદદથી અકબર દક્ષિણમાં નાસી ગયો. ત્યાં ઈ. સ. ૧૬૮૧ ના મે માસમાં શંભાજીના દરબારમાં તેને આશ્રય મળ્યો. છેવટે મુંબઈથી એક અંગ્રેજ વહાણમાં બેસી તે મસ્કત પહોંચ્યો, અને ત્યાંથી ઈરાન જઈ ત્યાં તેણે જીવનનાં બાકીનાં વર્ષો પૂરાં કર્યાં. આખરે કંટાળીને ઈ. સ. ૧૬૮૧ ના જૂન માસમાં ઔરંગઝેબે મેવાડના રાણા સાથે સુલેહ કરી: શહેનશાહે રજપૂતો પાસેથી જજિયા વેરો ન ઉઘરાવવો એવી કબૂલાત આપી. મારવાડ સાથેનું યુદ્ધ તો ઔરંગઝેબના મૃત્યુ સુધી એટલે લગભગ બીજાં ત્રીસ વર્ષ સુધી ચાલુ રહ્યું. ઈ. સ. ૧૭૧૦ માં બહાદુરશાહે

અજીતસિંહને જોધપુરના મહારાજા તરીકે સ્વીકાર્યો ત્યારે સંપૂર્ણ શાંતિ થઈ. રજપૂતો સાથેનાં યુદ્ધોમાં ઔરંગઝેબનો ઘણો સમય અને સમૃદ્ધિ વેડફાઈ ગયાં.

ઔરંગઝેબની ધર્માંધ નીતિનું એકંદર પરિણામ સામ્રાજ્યને માટે ખતરનાક નીવડ્યું. રજપૂતો મોગલ રાજ્યના મિત્ર મટી કટ્ટા દુશ્મન બન્યા એટલું જ નહિ, પરંતુ મોગલ રાજ્યને સદાને માટે રજપૂતોની કીમતી મદદની ખોટ પડી. આગળ જતાં દક્ષિણનાં આક્રમણોમાં તેમની મદદ અમૂલ્ય થઇ પડત, પણ ધર્માંધ બનેલો શહેનશાહ આ સમજી શક્યો નહિ.

ઔરંગઝેબે ફક્ત હિંદુઓ પર જ જુલમ ગુજાર્યો એમ નથી. શીખ લોકો પર પણ તેણે ઘણા અત્યાચાર કર્યા. ઇસ્લામ ધર્મ સ્વીકારવાની ના પાડતાં તેણે શીખોના નવમા ગુરુ તેગ બહાદુરસિંહનો વધ કર્યો. તેગ બહાદુરના વધ વિષે એક વિચિત્ર લોકવાયકા આ પ્રમાણે છે. તેગ બહાદુરસિંહ પર કારાવાસમાંથી શાહી જનાનખાનાની બંધી કરેલી દિશામાં નજર નાખવાનો આરોપ મૂકવામાં આવ્યો. પરંતુ પોતાના પર મૂકેલા આક્ષેપનો જે જવાબ તેગ બહાદુરે આપ્યો તે એક આગાહી સમો નીવડ્યો. " આ રહ્યો એ જવાબ:

" શહેનશાહ ઔરંગઝેબ, હું મારા કારાવાસની ઉપલી અટારી પર જોતો હતો; નહિ કે તારા જનાનખાનાના ઓરડાઓ તરફ નજર કરતો હતો, કે તારી રાણીઓને જોતો હતો! હું તો તારા સામ્રાજ્યનો નાશ કરવા અને તારા પરદા ચીરી નાખવા અને દૂર દૂરના દરિયાપારથી આવતા યુરોપિયનો તરફ નજર માંડતો હતો ! "

ગમે તેમ હોય, પણ આ આગાહી એક વિચિત્ર ઘટના હતી અને તેની ભવિષ્યવાણી સાચી પણ પડી.

## શીખ પ્રજાનો ઉદય

શીખ ધર્મના સ્થાપક ગુરુ નાનક હતા. ઈ. સ. ૧૪૬૭માં લાહોરની નજીક આવેલા તલવંડી ગામમાં એમનો જન્મ થયો હતો. નાનપણથી જ એમનું મન પ્રભુના ચિંતન તરફ ઢળેલું હતું. જ્યારે તેઓ મોટા થયા ત્યારે સત્યના ઉમંગી શોધક બન્યા. આ શોધમાં એમનું આખું જીવન એવું તો

પરોવાયું કે તેમણે દોલતખાન લોદીની નોકરીમાંથી રાજીનામુ આપી દીધું. પછી બાકીનું જીવન ધાર્મિક પ્રવૃત્તિમાં ગાળ્યું તે ગામેગામ ફરવા લાગ્યા અને સાચા ધર્મનો ઉપદેશ આપવા લાગ્યા તેમણે લોકોને સમજાવ્યુ કે એક સર્વશક્તિમાન અને સાચા ઈશ્વરને માનો, અને તમારાં જીવન એવી રીતે ઘડો કે જેથી તમે તે સાચા ઈશ્વરને મેળવી શકો. ધર્મની પ્રચલિત યંત્રવત વિધિઓ અને રિવાજોને એમણે સખત રીતે વખોડી કાઢી તેમણે જાહેર કર્યું કે ઈશ્વર એક જ છે, અને બધી કોમોનો સર્જક પણ તે જ છે ભારતદેશના બીજા સંતોની જેમ તેઓ એક સુધારક પણ હતા. પવિત્ર અને ઉચ્ચ જીવન જીવવા તેમણે લોકોને આગ્રહ કર્યો.


ગુરુ નાનક

ગુરુનાનક ૭૦ વર્ષની પાકટ ઉંમર સુધી જીવ્યા ઈ. સ. ૧૫૩૯ માં તેમણે પોતાનો દેહ છોડ્યો. તેઓ પોતાનુ અધૂરું કામ અંગદ નામના શિષ્યને સોંપી ગયા અંગદ પછી અમરદાસ ગુરુ બન્યા. એમના પછી તો શીખ ધર્મની ગાદી પણ વંશપરંપરાગત થઈ પડી ચોથા શીખ ગુરુ રામદાસ નામે થઈ ગયા. તેમના પુત્ર અર્જુનસિંહે શીખ ધર્મસમાજને ચોક્કસ સ્વરૂપ આપ્યુ તેમણે ગુરુમુખી ભાષામાં આદિગ્રંથ રચ્યો આ ગ્રંથ તે શીખ ધર્મનો વેદ ગણાય છે તેમણે શીખ ધર્મસમાજનો પાયો મજબૂત કરવાનાં પગલાં ભર્યાં. તેમણે અમૃતસરને શીખ ધર્મનું વડું મથક બનાવ્યુ, અને આ સ્થળ ત્યારથી જ શીખ લોકોનું યાત્રાનું પવિત્રધામ થઈ પડ્યું છે. આમ ધર્મસમાજના

નિભાવ માટે દરેક શીખને પોતાની કુલ ઊપજનો દશમો ભાગ આપવાનું તેમણે ફરજિયાત ફરમાન કર્યું.

આમ અર્જુનસિંહના વહીવટ દરમ્યાન શીખ ધર્મસમાજ યુરોપના ખ્રિસ્તી ધર્મસમાજના ધોરણની માફક વ્યવસ્થિત રીતે રચાયો. ખ્રિસ્તી ધર્મગુરુ પોપની દોરવણી નીચે જેવી રીતે ખ્રિસ્તીઓ ઇસુ ખ્રિસ્તના સિદ્ધાંતોનું પાલન કરતા, તેવી રીતે આ ધર્મગુરુઓની દોરવણી હેઠળ શીખો પોતાનો ધર્મ પાળવા લાગ્યા. પરંતુ આવા ધર્મપાલક લોકો કેવી રીતે લડાયક ખમીરના બન્યા એ ઘટના ઘણી અગત્યની છે. છઠ્ઠા ગુરું હરગોવિંદના સમયમાં આ મહાન ફેરફાર થયો. એમને ગુરુપદે બેસાડવામાં આવ્યાં, ત્યારે શીખ ધર્મસમાજના શિરસ્તા મુજબ શીખોનો ફેંટો અને હાર એમને આપવામાં આવ્યાં; પરંતુ તેમણે તે લેવાની ના પાડી અને કહ્યું કે; "મારો હાર તે મારી તલવારનો પટો છે, અને મારી પાઘડીમાં હું કંઘી ધારણ કરીશ".

અકબર પછીના મોગલ રાજાઓની ધર્માંધનીતિ પણ એક રીતે આ ધર્મપ્રેમી પ્રજાને લડાયક બનાવવા માટે જવાબદાર ગણી શકાય. ધીમેધીમે તેઓ મોગલ સરકાર સાથે અથડામણમાં આવ્યા. જહાંગીરે ગુરુ હરગોવિંદને ૧૨ વર્ષ જેલમાં પૂર્યા. જહાંગીરના મરણ પછી હરગોવિંદ શાહજહાન સાથે વારંવાર આથડ્યો. ઈ. સ. ૧૬૧૫ માં ઔરંગઝેબે શીખોના નવમા ગુરુ તેગ બહાદુરને ઘાતકી રીતે મારી નાખ્યા.

દશમા ગુરુ ગોવિંદસિંહના સમયમાં શીખોએ મહાન લશ્કરી સત્તા જમાવી. તેમણે ખાલસાની લશ્કરી સંસ્થા ઊભી કરી, અને મુસલમાન સત્તા સામે મોરચો માંડ્યો. ગુરુ ગોવિંદ છેલ્લા શીખ ગુરુ થઈ ગયા; કારણ કે તેમના મરણ બાદ શીખોનો પવિત્ર ગ્રંથ-'ગ્રંથ સાહેબ' તેમનો વારસ અને પ્રતીક બન્યો. આગળ જતાં રણજિતસિંહની આગેવાની નીચે શીખોએ પંજાબમાં સ્વતંત્ર અને બળવાન રાજ્ય સ્થાપ્યું.

## મરાઠા પ્રજા

સહ્યાદ્રિના પ્રદેશમાં આ નીડર, ખડતલ, કસાયેલા અને મહેનતુ લોકો વસતા હતા. ભારતના ઇતિહાસમાં આ પ્રજા પ્રકાશમાં આવી તે પહેલાં

તેઓ શાંત ખેડૂતજીવન ગાળતા અને ઢોરોનાં ટોળાં ચરાવતા. દક્ષિણના પ્રદેશની અચોક્કસ રાજકીય પરિસ્થિતિ અને ચાલુ યુદ્ધના વાતાવરણનો લાભ લઈ તેઓ પોતાનું યોગ્ય સ્થાન લેવા એક સબળ આગેવાનની સરદારી નીચે બહાર પડ્યા. પોતાના બાહુબળથી અને તલવારના બળથી, ભારતના ઇતિહાસમાં આ પ્રજા પોતાનું નામ અમર કરી ગઈ.

પોતાના રાજકીય જીવનની શરૂઆત તેમણે બિજાપુરના સુલતાનની લશ્કરી નોકરી સ્વીકારીને કરી. તેમનું પરાક્રમ અને અથાગ શક્તિ જોઈ ગોલકોંડા, બિદર અને અહમદનગરના સુલતાનોએ પણ પોતાનાં લશ્કરમાં તેમની ભરતી કરી. મલિક અંબરે મરાઠાઓને ગેરીલા યુદ્ધ માટે તાલીમ આપી, અને ભવિષ્યની મરાઠા પ્રજાનો પાયો નાખ્યો.

આ મરાઠાઓની રહેણીકરણી તદ્દન સાદી હતી. તેમની જરૂરિયાતો બહુ જ થોડી હતી. તેઓ બહાદુર, સહનશીલ, સ્વાવલંબી અને ખંતીલા હતા. મહારાષ્ટ્રના એકનાથ, તુકારામ વગેરે સંત પુરુષોએ તેમનામાં સમાનતાની અને સ્વમાનની ભાવના જાગૃત કરી. આ સમયે મહારાષ્ટ્રમાં મહાન આધ્યાત્મિક અને બૌદ્ધિક પરિવર્તનની શરૂઆત થઈ રહી હતી. અને તેમાંથી જ ભાષા, સંપ્રદાય અને રાષ્ટ્રજીવનની ભાવનાથી સંકળાયેલી એક સંગઠિત પ્રજાનું જૂથ અસ્તિત્વમાં આવ્યું.

મહારાષ્ટ્રની આ વીર ભૂમિ પોતાના મહાન ભાગ્યવિધાતાની રાહ જોતી બેઠી હતી. આ મહાન પુરુષ તે જ ભારતના ભડવીર મહારાજા શિવાજી !

પ્રથમ અહમદનગરના સુલતાનના લશ્કરી અમલદાર તરીકે, અને પાછળથી બિજાપુરના સુલતાનના વિશ્વાસુ અમલદાર તરીકે સુંદર કામગીરી બજાવનાર શાહજી ભોંસલે શિવાજીના પિતા હતા. એની માતાનું નામ જીજાબાઈ હતું. શાહજી ભોંસલેને અહમદનગરના નિઝામશાહ તરફથી પૂનાની, અને બિજાપુરના આદિલશાહ તરફથી કર્ણાટકની કીમતી જાગીરો મળી હતી. માતા જીજાબાઈ અને ગુરુ દાદાજી કોંડદેવની કુશળ દોરવણી હેઠળ શિવાજીમાં ઉચ્ચ સંસ્કારો પડ્યા અને તે યોદ્ધાને છાજે તેવી તાલીમ પામ્યો.

'શિવાજીએ કોઈની તાબેદારી વેઠવી નહિ એવો નિશ્ચય કર્યો હતો. તેણે બાળપણથી જ પોતાની આજુબાજુ' પોતાના સમોવડિયા, બહાદુર વફાદાર

માવલાઓને એકઠા કર્યા. 'સ્વરાજ્ય' અને 'ગોબ્રાહ્મણપ્રતિપાલન'ની પવિત્ર પ્રતિજ્ઞા તેણે ક્યારની યે લઈ લીધી હતી. ૧૯ વર્ષની યુવાન વયે તેણે તોરણાનો કિલ્લો જીતી પોતાના ભાવિ રાજકીય ધ્યેયની શરૂઆત કરી. ત્યારબાદ તેણે રાયગઢ, કોંડાણા અને પુરંદરના કિલ્લા જીત્યા. તેણે કેટલાક નવા કિલ્લા પણ બાંધ્યા. પછી દક્ષિણનાં મુસલમાની રાજ્યો સામે તેમજ મોગલ સામ્રાજ્ય સામે જેહાદ આરંભી આ અથડામણોમાં શિવાજીના પિતા શાહજીને પણ સહન કરવું પડ્યું, છતાં શિવાજીએ મુત્સદ્દીગીરી વાપરી પિતાને મુક્ત કર્યા, અને આખરે દક્ષિણનાં રાજ્યોને પોતાની સાથે માનભરી સુલેહ કરવાની ફરજ પાડી.

મોગલ શહેનશાહ ઔરંગઝેબને પણ આ વીર પુરુષે હંફાવ્યો એટલું જ નહિ, પણ તે સાથે તેણે મોગલ સામ્રાજ્યના પાયા હચમચાવી મૂક્યા. ઈ. સ. ૧૬૭૪માં રાયગઢના કિલ્લામાં શિવાજીએ દબદબાથી પોતાનો રાજ્યાભિષેક કર્યો, અને મહારાષ્ટ્રમાં સ્વતંત્ર હિંદુ રાષ્ટ્રનો પાયો નાખ્યો, જો કે ઈ. સ. ૧૬૮૦ માં શિવાજી મરણ પામ્યો અને ઔરંગઝેબ તો તે પછીનાં ૨૭ વર્ષ જેટલા લાંબા સમય સુધી શિવાજીના વારસો જોડે લડ્યો. છતાં તે મરાઠાઓને નમાવી શક્યો નહિ. મરાઠાઓની સિદ્ધિઓની અને વિજયગાથાઓની વિગતો આપણે પછીના પુસ્તકમાં જોઈશું.

શિવાજીના મરણ પછી પણ મરાઠા અને મોગલો વચ્ચેની અથડામણ ઓછી થઈ ન હતી. ઔરંગઝેબે શિવાજીના પુત્ર શંભાજીને ઈ. સ ૧૬૮૯ માં કેદ કર્યો. શંભાજી ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરે તો તેને મુક્ત કરી તેનું રાજ્ય પાછું આપવાની પાદશાહે તૈયારી બતાવી, પરંતુ શંભાજીએ સત્તા માટે સ્વમાન અને સ્વધર્મનો ભોગ આપવાની સાફ ના પાડી. એથી ધર્માંધ પાદશાહે તેને ઘણી ઘાતકી રીતે મારી નંખાવ્યો, અને તેના બાળપુત્ર શાહુને મોગલ દરબારમાં નજરકેદ રાખ્યો. ઔરંગઝેબના આ કૃત્યથી મરાઠાએ ઉલટા વધારે વીફર્યા, અને રાજારામની સરદારી નીચે તેમણે મોગલોને હેરાનપરેશાન કરી મૂક્યા. વૃદ્ધ શહેનશાહ જાતે મરાઠાઓની સામે મેદાને પડ્યો. મોગલ સૈન્યોને વારંવાર શિકસ્ત સાંપડી અને એક વખતે તો ઔરંગઝેબ મરાઠાઓને હાથે કેદી બનતાં સહેજમાં બચી ગયો.

પરાજયોની પરંપરાથી મહાત થયેલો, દુઃખમાં દબાયેલો વૃદ્ધ શહેનશાહ આખરે ઈ. સ. ૧૭૦૭ના ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે મૃત્યુના મુખમાં પડ્યો.

## બિજાપુર અને ગોલકોંડા

આપણે જોઈ ગયા તે પ્રમાણે શિવાજીના મરણથી દક્ખણમાં ઔરંગઝેબની પરિસ્થિતિમાં કોઈ જાતનો સુધારો થયો નહિ. બિજાપુર અને ગોલકોંડાનાં શિયાપંથી રાજ્યો હજી બળવાન હતાં. તેમણે મહાન મોગલની સત્તાની અવગણના કરી. ઔરંગઝેબે આ શિયાપંથી સુલતાનોની સામે યુદ્ધ કરવાની પોતાની ધાર્મિક ફરજ માની. એને મન તો શિયાપંથીઓ હિંદુઓ જેવા જ કાફરો હતા.

દક્ખણનો લાંબા સમયથી મુલતવી રાખેલો જંગ ખેલવા ઈ. સ. ૧૬૮૧ માં શહેનશાહ જાતે મેદાને પડ્યો. બિજાપુર અને ગોલકોંડાની જીત એનું લક્ષ્યબિંદુ હતું.

બિજાપુર સાથેનું યુદ્ધ ઈ. સ. ૧૬૮૬ સુધી પહોંચ્યું, અને આદિલશાહી રાજ્ય મોગલોને શરણે થયું. બિજાપુરના છેલ્લા સુલતાન સિકંદરશાહને જીવન પર્યંત કેદમાં રાખવામાં આવ્યો, અને આદિલશાહી રાજ્ય મોગલ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યું.

હવે ગોલકોંડાનો વારો આવ્યો. આ સમયે કુતુબશાહીનો સુલતાન અબુલ હસન તાનાશાહ હતો. તે ઘણો ઉમદા અને ઉદાર વૃત્તિનો રાજવી હતો. તેણે પોતાની પ્રજાનો સંપૂર્ણ પ્રેમ મેળવ્યો હતો, અને તે પિતૃવાત્સલ્યથી પ્રજાનું પાલન કરતો હતો. હિંદુ-મુસલમાન પ્રત્યે તે સમભાવથી વર્તતો, અને બ્રાહ્મણોને રાજ્યમાં ઊંચી પદવી પણ આપતો. એના મુખ્ય મંત્રી અને સેનાપતિઓ મદાના અને અક્કાના નામના બે તેલુગુ બ્રાહ્મણો હતા. તેમણે રાજા અને પ્રજા વચ્ચે મીઠો સંબંધ બાંધી ગોલકોંડાના રાજ્યને એક સાચું રાષ્ટ્ર બનાવ્યું હતું. ઔરંગઝેબ કુતુબશાહની આ રાજ્યનીતિ અને હિંદુઓ પ્રત્યેનો સમભાવ સાંખી શક્યો નહિ.

ઈ સ ૧૬૮૭ માં ગોલકોંડા પરનુ છેલ્લુ આક્રમણ શરૂ થયુ અહીં પણ ઔરંગઝેબે જાતે ગોલકોંડાના મજબૂત કિલ્લાને ઘેરો ઘાલ્યો કિલ્લાને તોડવાના સર્વ પ્રયાસો નિષ્ફળ નીવડ્યા, કારણ કે હસનશાહના સિપાઈઓએ પોતાની રાજધાનીનો ઘણી બહાદુરીથી બચાવ કર્યો છેવટે ઔરંગઝેબે કપટ કરી કિલ્લાના એક અધિકારીને ફોડ્યો અને કિલ્લામા પ્રવેશ કર્યો અબ્દુલ રઝાક લહરી નામના બહાદુર સરદારે મોગલોનો અપૂર્વ સામનો કરી કિલ્લાનો બચાવ કર્યો છતા આખરે મોગલોના અતુલ લશ્કરી બળ આગળ તે નિષ્ફળ નીવડ્યો સુલતાન અબુલ હસનને દૌલતાબાદના કિલ્લામા પૂરવામા આવ્યો, અને એના રાજ્યને મોગલ સામ્રાજ્યમાં જોડી દેવામા આવ્યુ

બિજાપુર અને ગોલકોંડાની જીતો મોગલ સામ્રાજ્યને આશીર્વાદને બદલે શાપરૂપ નીવડી આ બળવાન મુસલમાની રાજ્યો ભાગી પડતા મરાઠા સૈન્ય રૂપી આગળ ધસતા ધોધના પાણીના વેગવાન પ્રવાહને અટકાવનાર મજબૂત બંધ તૂટી પડ્યો મરાઠાઓનો માર્ગ હવે મોકળો બન્યો ઔરંગઝેબ પણ આ વાત મોડી મોડી સમજાઈ ખરી ! આમ દક્ષ્ખણનાં યુદ્ધોએ વૃદ્ધ શહેનશાહની શક્તિ ખોરવી નાખી અને સામ્રાજ્યનો નાશ કર્યો દક્ષ્ખણનો પ્રદેશ મોગલ સૈન્ય અને તેના મહારથીનુ કબ્રસ્તાન બન્યો મોગલ મહારાજ્યનો ખજાનો ખર્ચાઈ ગયો, અને રાજ્યની નાણાકીય સદ્ધરતા તૂટી પડી નેવુ વર્ષનો બુઝર્ગ બાદશાહ મુખે અલ્લાનુ નામ લેતો અને ખુદાના નામની માળા ફેરવતો ફેરવતો ઔરંગાબાદ આગળ દુર્બળ દેહે પણ અણનમ હૈયે આ ફાની દુનિયા છોડી સદાને માટે ચાલ્યો ગયો

## ઔરંગઝેબનુ મૂલ્યાકન

હિંદનો આ ધર્મચુસ્ત બાદશાહ તેના પિતામહ કરતાં બુદ્ધિમા અને ચારિત્ર્યમા ચડિયાતો હતો જો તે આટલો મહાન ન હોત તો તે વધારે સફળ રાજ્યકર્તા નીવડત કેટલાક મહાન પુરુષો જેવી રીતે નિષ્ફળ નીવડે છે તેવી રીતે તે પણ નિષ્ફળ નીવડ્યો અનેક ગુણો અને મહાન ચારિત્ર્યબળ ધરાવતા છતા તેની એક મોટી ઊણપને લઈને તે નિષ્ફળ નીવડ્યો એના

શાહજાદાઓમાંથી ગમે તે કોઈ રાજ્ય ગાદી મેળવવા ભાગ્યશાળી નીવડે." આ શબ્દો પરથી ચોખ્ખું જણાઈ આવે છે કે પોતાના શાહજાદાઓ રાજ્યગાદી માટે અંદરઅંદર લડી મરશે એવી એને ધાસ્તી હતી

## બહાદુરશાહ

ગાદીવારસના યુદ્ધમાં ઔરંગઝેબના જ્યેષ્ઠ પુત્ર શાહઆલમે બીજા હરીફોને મહાત કરી દીધા. પછી પોતે બહાદુરશાહનો ઇલકાબ ધારણ કરી પોતાના વડવાના મયૂરાસન પર આરૂઢ થયો. બહાદુરશાહે પોતાના અમલની શરૂઆત સારી રીતે કરી. શાહજહાનના સમયનો મોગલ દરબારનો ઠાઠ ઘણે વર્ષે પાછો દેખાવા લાગ્યો તેનામાં રજપૂત લોહી વહેતું હતું અને તેથી તેણે તેમનો ટેકો મેળવવાનો પ્રયત્ન કર્યો શાહુને બંધનમાંથી છૂટો કરી તેણે મરાઠાઓ જોડે સમાધાન સાધ્યું. જો કે આ કૃત્યથી તેણે મરાઠાઓમાં આંતર વિગ્રહ જગાડ્યો, અને મરાઠાઓ મોગલોને હેરાન કરતા અટકે એવી સ્થિતિ ઊભી કરી. તે અકબર અને દારાની માફક હિંદુ તત્ત્વજ્ઞાનનો અભ્યાસી હતો.

હિંદુઓને શાહી છત્ર નીચે એકત્ર કરવાના તેના બધા પ્રયાસો નિષ્ફળ ગયા. ઔરંગઝેબના સમયથી જન્મેલો અસંતોષ અને અરાજકતા ચાલુ રહ્યાં, રજપૂતો નિરંકુશ બન્યા અને મરાઠાઓ વધારે નીડર થયા. વળી પંજાબમાં ધર્મઝનૂની શીખ પ્રજા બળવાન બની. બીજા બધા દુશ્મનો કરતાં મોગલ સામ્રાજ્યને શીખ લોકો વધુ વિઘાતક નીવડ્યા.

## બંદાનું બંડ

બંદાનું કૂળ અજ્ઞાત હતું. તેણે 'સચ્ચા પાદશાહનો' ઇલકાબ ધારણ કર્યો અને શીખોને ઉશ્કેર્યા. બળવાનો વેગ ઘણો વધ્યો અને બંદાએ ઠેરઠેર ત્રાસ વર્તાવ્યો. બહાદુરશાહે તેના પર હલ્લો કરવા રાજ્યનાં બધાં બળો એકઠાં કર્યાં. બંડખોરો આખરે હારી ગયા પરંતુ બંદા નાસી ગયો.

ગાદી પર આવ્યો ત્યારથી જ બહાદુરશાહ વૃદ્ધ બની ગયો હતો. વૃદ્ધાવસ્થાને લીધે તે નબળો થતો જતો હતો. તે તેના જમાના માટે ઘણો નરમ હતો. તેનામાં કોઈ જાતનો દુર્ગુણ ન હતો. તેણે પોતાની ઉદારતાથી

સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. આમાંના સિંધિયા, હોલકર અને ગાયકવાડનાં રાજ્યો અંગ્રેજી હકૂમત નીચે આજે પણ અમલ ચલાવે છે. ઈ. સ. ૧૭૩૭ માં મરાઠાઓ છેક દિલ્હીના દરવાજા સુધી ધસી ગયા. તેમણે મોગલ સામ્રાજ્યની પોકળતાનું તેમજ ખખડી જતી દશાનું દર્શન આખા દેશને કરાવ્યું. સામ્રાજ્યની નબળાઈ બીજા આક્રમણોને આમંત્રણ આપી રહી હતી. ભારતદેશ મહમદશાહના અમલ દરમ્યાન એક મહાન પરદેશી આક્રમણોનો ભોગ થઈ પડ્યો. ઈરાનનો રાજા નાદીરશાહ હિંદની સામાન્ય રાજકીય પરિસ્થિતિનો તેમજ નબળી પડી ગયેલી મોગલ સત્તાનો લાભ લઈ હિંદ પર ચડી આવ્યો. મહમદશાહે પાણીપત નજીક આવેલા કરનાલ પાસે દુશ્મનના સૈન્યનો સામનો કરવા પ્રયત્ન કર્યો, પરંતુ એ હાર્યો અને નાદીરશાહને શરણે ગયો. એ પછી બંને સાથે દિલ્હીમાં દાખલ થયા. એવામાં નાદીરશાહ મરણ પામ્યો છે એવી અફવા કોઈએ પાટનગરમાં ફેલાવી શહેરીઓએ આ વાત સાચી માની, તેઓ શાહના લશ્કર સામે ધસ્યા અને તેના હજારો સૈનિકોને મારી નાખ્યા; નાદીરશાહ આથી ઘણો વીફર્યો અને પોતાના માણસોની કતલનું વેર લેવા તેણે હજારો શહેરીઓની કતલ ચલાવી પાટનગર લૂંટ્યું. પછી અખૂટ ખજાનો લૂંટી લઈ ઈ. સ. ૧૭૩૯ માં મહમદશાહ જોડે સંધિ કરી ચાલ્યો ગયો. માર્ગમાં અફઘાનિસ્તાનનો પ્રદેશ પડાવી લઈ તે પોતાને વતન પાછો ફર્યો.

નાદીરશાહની સવારીથી દેશ દુર્બળ બની ગયો. એક સમયનું મહાન મોગલ સામ્રાજ્ય પણ જમીનદોસ્ત થઈ ગયું. ચારે બાજુ ક્રાંતિ અને અરાજકતા પ્રસરી રહી. આવા ખખડી જતા રાજ્ય પર અમલ ચલાવી મહમદશાહ ઈ સ. ૧૭૪૮ માં મરણ પામ્યો. મહમદશાહના મરણ પછી તેનો પુત્ર અહમદશાહ ગાદી પર બેઠો. તેણે ૭ વરસ રાજ્ય કર્યું એના પછી આલમગીર બીજો ગાદી પર આવ્યો. તે મોગલ સામ્રાજ્યની રહીસહી સત્તા પણ લાંબો વખત શાંતિથી ભોગવી શક્યો નહિ. વાયવ્ય સરહદ તરફથી નાદીરશાહના અનુગામી અહમદશાહ દુરાની અથવા અબદલીએ હિંદ પર આક્રમણ કર્યું, અને દક્ષિણ તરફથી મરાઠાઓ મોગલ પ્રદેશ પર ચડી આવ્યા. મરાઠા સરદાર રાઘોબાએ ઈ. સ. ૧૭૫૮ માં પંજાબ સર કર્યો.

હવે હિંદુ રાજ્યની પુનઃસ્થાપનાના દિવસો આવી પહોંચ્યા છે એવો ભાસ થવા લાગ્યો, અને મરાઠાઓ ભારતદેશમાં હિંદુ સામ્રાજ્ય સ્થાપવા સફળ થશે એમ પણ ઘણાને લાગ્યું.

ભારતના કમનસીબે ભાગ્ય એની વિરુદ્ધ ગયું. મરાઠા સામ્રાજ્યની ગંધથી ઉત્તરના મુસલમાન રાજ્યકર્તાઓ ભયભીત બન્યા, તેથી તેમણે પરદેશી આક્રમણકાર સાથે મળી જઈ મરાઠાઓનો સામનો કર્યો. દિલ્હીના તખ્ત પર આલમગીર બીજાનું ખૂન કરવામાં આવ્યું અને એની પછી શાહઆલમ દિલ્હીની ગાદી પર બેઠો.

ઈ. સ. ૧૭૬૦ માં સદાશિવરાવ ભાઉ અને વિશ્વાસરાવની સરદારી નીચે મરાઠાઓએ એક જંગી અને તાલીમબદ્ધ સેના લઈ ઉત્તર હિંદુસ્તાન પર ચઢાઈ કરી. દિલ્હી સહેલાઈથી તેમના હાથમાં આવ્યું, મુસલમાનો હવે વધુ ચોંકી ઉઠ્યા. તેમણે અહમદશાહ દુરાનીની સરદારી સ્વીકારી અને પાણીપતના મેદાનમાં બન્ને લશ્કરો ભેગાં મળ્યાં. મરાઠા લશ્કરનું સંખ્યાબળ વધુ હોવા છતાં વ્યૂહરચનાની કેટલીક ભૂલોને પરિણામે તેઓ હાર્યા. મરાઠા સરદારોમાંના ઘણા રણમાં મરાયા. આ માઠા સમાચાર પેશવાને સાંકેતિક ભાષામાં નીચે મુજબ પહોંચાડવામાં આવ્યા :

"બે **મોતી** ગળાઈ ગયાં છે, **સત્તાવીસ** સોનામહોરો ખોવાઈ ગઈ છે, અને રૂપા તથા તાંબાના સિક્કાઓની તો ગણતરી જ થઈ શકતી નથી."

મોગલ સામ્રાજ્યનો રાજ્યદંડ નામધારી પાદશાહ શાહઆલમના હાથમાં ઈ. સ. ૧૮૦૫ સુધી રહ્યો.

આમ એક બાજુએ મોગલ સામ્રાજ્ય નબળું પડી લગભગ નાશ પામ્યું હતું, અને બીજી બાજુએ મરાઠાઓને પોતાની મહાન યોજનામાં નિષ્ફળતા મળી એની અસર હિંદની રાજકીય પરિસ્થિતિ પર ભારે થઈ. ઠામઠામ સૂબાઓ સ્વતંત્ર રાજ્ય સ્થાપી ગાદીનશીન થઈ ગયા. તેઓ અંદર-

ગયું અને એ સર્વનાશમાંથી ફચડાયેલાં લાખો પ્રજાજનોની ચીસો અને શાપે મેં સાંભળ્યાં." †

— સ્વાધ્યાય —

૧. મોગલ સામ્રાજ્યની પડતીનાં કારણોની ચર્ચા કરો.
૨. શીખ પ્રજાનો ટૂંક ઇતિહાસ આપો. એ પ્રજા લડાયક કેવી રીતે બની?
૩. નાદીરશાહની સવારીનાં કારણો આપી તેનું ટૂંક વર્ણન કરો. આ સવારીથી દેશની રાજકીય સ્થિતિ પર શી અસર થઈ?
૪. ટૂંક નોંધ લખો.
  (૧) સૈયદબંધુઓ (૨) ફરૂકસિયર (૩) બંદાનું બંડ.

☆

——— પ્રકરણ ત્રીસમું ———

# મોગલ યુગની સમાલોચના

અકબરના અમલ દરમ્યાન ભારતના ઇતિહાસમાં એક નવા યુગનાં મંડાણ થયાં. પહેલી જ વાર ભાષા, જાતિ, સંપ્રદાય અને પ્રણાલિકાથી જુદા પડેલા દેશના લોકો પોતાના ભેદભાવો ભૂલી જઈ એક અવિભક્ત રાષ્ટ્રમાં જોડાવા એકત્ર થયા. દેશ પર શાસન ચલાવવાની જૂની રીતો નકામી છે, અને બળવાન સ્થાયી લશ્કરની મદદથી રાજ્ય ચલાવવાની રીત પણ અવ્યવહારુ છે, એ સત્ય અકબરને સમજાયું હતું. પ્રજાની ભાવના મહત્ત્વાકાંક્ષાઓ અને મનોરથને કોઈ પણ શાસક અવગણી શકે કે કચડી શકે નહિ. દુનિયાની બધી પ્રજાઓમાં ભારતવાસીઓ વધારે લાગણીવશ અને કાવ્યપ્રેમી છે. આવી પ્રજાનાં હૃદય જીતીને જ સફળ શાસન થઈ શકે એ અકબર સમજી શક્યો.

† "I watched my Son
And those that followed, loosen Stone from Stone
All my fair work undone: and from the ruin arose
The Shriek and curse of trampled millions,
even as in times before......" Poet Laureate

અકબરે ભારતની જૂની અને ઇસ્લામની નવી સંસ્કૃતિનો સમન્વય સાધ્યો. એની પહેલાંના મુસલમાન રાજ્યકર્તાઓએ પ્રજાની લાગણીઓ કે તેમની પ્રણાલિકાઓની દરકાર કર્યા વગર લશ્કરી બળે પોતાનું સાર્વભૌમત્વ તેમના પર લાધ્યું. પોતાના રાજકીય, સામાજિક અને ધાર્મિક સુધારામાં અકબરે તે યુગની ઉદાર ભાવના અને પ્રગતિમય વાતાવરણને લક્ષમાં રાખ્યું. અકબર ભારતમાતાનો સાચો પુત્ર હતો અને ભારતની યુગજૂની સંસ્કૃતિ અને સમૃદ્ધિનો સાચો વારસ હતો. વિદેહરાજ જનક અને અશોક જેવા રાજર્ષિઓની ઉન્નત ભાવનાથી અકબર રંગાયેલો હતો.

પોતાની પ્રજા તરફ પિતૃવાત્સલ્યના ઉચ્ચ આદર્શની વધારે સમીપ અકબર કરતાં હિંદનો કોઈપણ શહેનશાહ પહોંચી શક્યો નથી. એનો વારસદાર જો એના જેવો જ મહાન અને બુદ્ધિશાળી હોત તો આપણા દેશનો ઇતિહાસ કેવો હોત તે કલ્પના કરવી પણ મુશ્કેલ છે. પરન્તુ તે પ્રમાણે અકબરનો મહાન આદર્શ એક ઉમદા સ્વપ્ન જ રહ્યો.

મોગલ યુગની મહાન કળાકૃતિઓમાં અકબરની હિંદુ અને ઇસ્લામની સંસ્કૃતિ વચ્ચેના સુમેળ અને સમાધાન વૃત્તિનો સાચો ભાસ માલૂમ પડે છે. સ્થાપત્યકળામાં અકબરે ઇરાદાપૂર્વક હિંદુ સાધનોનો ઉપયોગ કર્યો. ફતેહપુર સિક્રી અથવા અકબરનું સ્વપ્ન નગર હિંદુ અને મુસ્લીમ કળાના સુંદર સમન્વયના ઉત્તમ નમૂના રૂપે આજે પણ મોજૂદ છે. શાહજહાનના અમલ દરમ્યાન હિંદી અને ઇરાની સ્થાપત્યશૈલી ઘણી આગળ આવી. આરસનો તાજમહાલ આલમની એક અજાયબી છે. મોતી મસ્જિદ પાષાણમાં કોતરેલી એક કવિતા છે. આવી બેનમૂન કળાકૃતિઓમાં મોગલોની સર્જકશક્તિ સંપૂર્ણતાની ટોચે પહોંચી હતી.

મોગલોની ચિત્રકળા પણ સ્થાપત્યકળાની માફક મહાન અકબરની સમન્વયનીતિનું સાચું પ્રતીક છે. ચિત્રકળાના ક્ષેત્રમાં હિંદુ વિચારોનું ઇરાનની હેતુઓ સાથે મિશ્રણ થયું, અને આ મિશ્રણમાંથી ચિત્રકળા પર બે જુદા જુદા વિચારો ધરાવતી બે સંસ્થાઓ ઊભી થઈ. એક મોગલ સંસ્થા અને બીજી

રજપૂતશૈલી. અકબરે પોતાની અંગત દેખરેખ અને અંકુશ નીચે એક શાહી ચિત્રશાળાની સ્થાપના કરી. આ ચિત્રશાળામાં દોરાયેલાં ચિત્રો "અત્યાર સુધી ન જોયેલી અને જાણેલી સંપૂર્ણતાવાળાં" હતાં એમ અબુલફઝલ કહે છે.

આ ઉપરાંત મોગલ કાળમાં બીજી ઘણી કળાઓ વિકસી અને તેમને ઉત્તેજન મળ્યું. આ કળાઓમાં સુંદર હસ્તાક્ષરની કળા ઘણી ધ્યાન ખેંચે એવી હતી. એ સમયના લહિયાઓને હાથે લખાયેલાં પુસ્તકોની કેટલીક નકલો આપણાં જાણીતાં પુસ્તકાલયો અને સંગ્રહસ્થાનોમાં આજે પણ જોઈ શકાય છે. કેટલાક મુસ્લિમ પાદશાહો પોતે પણ જાણીતા લહિયા હતા. શિલ્પકળા, શોભનાત્મક નકશીકામ, અને રંગબેરંગી ભાત પાડવાની કળા પણ સારી રીતે વિકાસ પામી હતી. આમ મોગલ બાદશાહોએ આપણને ઘણી ઉમદા અને સમૃદ્ધ કળાનો વારસો આપ્યો છે. બાબરથી ઔરંગઝેબ સુધીના ૭ યે બાદશાહો તેમની કેટલીક ત્રુટિઓ તથા નિષ્ફળતા હોવા છતાં મહાન હતા. તેમના દોષો ભુલાયા પછી તેમની કીર્તિ સૈકાં સુધી અમર રહેશે, કારણ કે ભારતના ઇતિહાસમાં તેમણે પોતાનું નામ અમર કર્યું છે.





પોલોની રમત